


# ઇસલામ

અને તેના

# રૂહાની ખઝાનો

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**અબદુલ્લાહ અલાદીનભાઈ આહમદી.**

અલાદીન બીલ્ડીંગ્સ—ઑક્ષફર્ડ સ્ટ્રીટ.

**સીકંદરાબાદ. ( દખન. )**

**કીંમત રૂ. ૧-૦-૦**

એ આખી રકમ તરક્કીએ ઇસલામમાં જશે.

નીચલે ઠેકાણેથી

આ ઝમાનામાં જાહેર થયલા ખુદાઈ રાહનુમાના દાવા તથા ઈસ્લામને લગતી કીતાબો મલી શકશે.



(૧) અનજુમને તરક્કીએ ઈસલામ કાદયાન (પંજાબ.)

(૨) આહમદીઆ મુસલીમ એસોસીએશન,
મેમની બીલડીંગસ, ઉભા પારસી પાસે—મુંબઈ.

(૩) અનજુમને આહમદીઆ, સ્લેવ આયલંડ કોલમ્બો સીલોન.

(૪) અનજુમને આહમદીઆ, રોઝ હીલ, મોરીશીઅસ.

(૫) અનજુમને આહમદીઆ, ૪ સ્ટાર સ્ટ્રીટ એડગવેર રોડ લંડન.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.
ઇસ્વી ૧૯૧૮. હીજરી ૧૩૩૭.

અમદાવાદ,
ટંકશાળમાં ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

# વગર ખરચે અમુલ્ય લાભ.

તે મહા કૃપાળુ પરવરદીગારે આ ઝમાનામાં પોતાના તમામ બંદાઓની ભલાઈ માટે પોતાનો એક પ્રતીનીધી જાહેર કરયો છે. ગુજરાતી તથા અંગ્રેજી જાણનારી પ્રજા તેના દાવા તથા તઅલીમ સંબંધી વાકેફ થઈ તેનો અમુલ્ય લાભ લઈ શકે તેટલા માટે તેને લગતી નીચલી કીતાબો નીચલે ઠેકાણે કીમત દીપાઝીટ મુકવાથી વાંચવા શારૂ ૮ દાહડા માટે ઉછીકી મલે એવો બંદોબસ્ત કર્યો છે. જેઓ કીતાબ વાંચી પાછી મોકલી આપશે તેઓને દીપાઝીટ મુકેલી પુરેપુરી રકમ પાછી વાલવામાં આવશે.

(૧) ઈસલામ અને તેનો રૂહાની ખઝાનો (આ ઝમાનામાં જાહેર થયલા ખુદાના પ્રતીનીધી તરફથી એક મહાન મઝહબી કાનફરેંસમાં અપાયલું ભાષણ. દરેક ઇનસાન માટે બેઉ જેહાનનુ શ્રેષ્ટ સુખ હાંસલ કરવાનુ ઉતમ સાધન) પાના ૨૫૦ કીમત રૂ. ૧—૦—૦

(૨) તમામ દુન્યા માટેના મહાન પેગમ્બરના મુબારક ફરમાનો (ઉપલા પ્રતીનીધીના દાવા તથા તઅલીમને લગતી અનેક જાણવાજોગ બાબતો ઉપરાંત ઇસલામના મહાન પેગમ્બર સાહેબ (સ)ની સેંકડો મોતેમર હદીસો તથા ઈસલામી ઇબાદતની ખુબીઓ નમાઝ

પઢવાની રીતી અરબી કલામોના અરથો સાથે. ગુજ-
રાતી વાંચનારી આલમ માટે બહુજ ઉપયોગી. પાના
૩૯૦ કીંમત રૂ. ૧—૦—૦

(૩) Ahmad and his Claims and Teachings મ-
ઝકુર પ્રતીનીધીના દાવા તથા તઅલીમ સંબંધી એ-
ઓના લખાણો તથા ભાષાણોનો અમુલ્ય સંગ્રહ પાના
૪૪૦ કીંમત રૂ. ૧—૮—૦

(૪) Extracts from Holy Quran and authentic
Traditions (જુદી જુદી અતી ઉપયોગી બાબતોના
મથાલા હેઠલ કોરાને શરીફની અનેક આયતો તથા
તેને લગતી હદીસો. અંગ્રેજી જાણનારાઓ માટે ખરો
આશીરવાદ) પાના ૧૧૧ કીંમત ૦—૧૨—૦

(૫) આ ઝમાનામાં જાહેર થયલા ખુદાના પ્રતીનીધીનો
ઇનકાર કરનારાઓને એક જાહેર ચેલેજ રૂ. ૧૦૦૦૦)
ના ઈનામ સાથે અંગ્રેજી, ગુજરાતી તથા ઉરદુ ભાષામાં
કીંમત ૦—૨—૦

આહમદીઆ મુસલીમ એસોસીએશન.
મેમની બીલડીંગ, બેલાસીસ રોડ—મુંબાઇ.

# દીબાચો.

બિસમિલ્લા હિર રહમા નિર રહીમ
ન હમ્દહુ નુસલ્લી અલા રસુલ હિલ કરીમ.

આ નાનકડી કીતાબ જે હાલ ગુજરાતી ભાષામાં વાંચનાર સનમુખ રજુ થઇ છે તે અસલમાં એક લેખીત ઉરદુ ભાષાણુ હતું કે જે કાદયાન (પંજાબ) ખાતે જાહેર થયલા મહાન બુઝરગ હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ તરફથી દીસેમ્બર ૧૮૯૬માં લાહોર ખાતે ભરાયલી એક મહાન મઝહબી કોનફ્રેંસમાં વાંચવામાં આવ્યું હતું.

આ ઝમાનામાં જુદા જુદા મઝહબોની કોમો પોત પોતાની કોમમાંથી એવા એક મહાન શખસના જાહેર થવાની વકી રાખે છે કે જે દુન્યાની તમામ કોમો માટેનો એકજ સામાન્ય જગતગુરૂ હોય જે વીસે જુદી જુદી કોમોના વિદ્વાનો પોત પોતાના વિચારો કીતાબો, અખબારો, તથા ભાષાણો મારફતે અવાર નવાર જાહેર કરતા રહે છે. જેમાના થોડાક નમુના નીચે મુજબ છે.

The Coming of the World Teacher નામે લંડનમાં પ્રગટ થયલી કીતાબમાં દેશી તથા પરદેશી કોમોની માન્યતાઓ નીચે મુજબ દરશાવવામાં આવી છેઃ—

"We believe that a Great Teacher will soon appear in the world, and we wish so to live now that we may be worthy to know Him when He comes."

**Declaration of Principles Order of the Star in the East.**

"It is a time when a new Teacher is sorely needed. We see the system of our civilization breaking down before our eyes...The amount of preventable misery which exists in all the great races of the world is something appalling."

"In the ancient Hindoo scripture the Lord is represented as saying " When evil triumphs in the world, then I come to teach the truth" If that be so surely now is the time when He might well come and explain."

Mr. Leadbeater then went on to emphasize the necessity of the Coming Teacher as one who come to all, and not limiting Him by giving Him any special name. " We do not name him" he said " but of course that is not

because we do not know perfectly well Who he is, but because men know Him under many different names, and one of those names sometimes gives a shock to those who are used to another name......all the great Teacher bring the same message, and very often the different names, are the names of one Teacher, the World Teacher...He is called in the East the Bodhisattva and is known to us in the West as Christ, though that is really the title of only one of His incarnations."

"How shall a man know the Teacher? Only by the teaching that He gives."

"Who may say what name He will bear? But what is of import to all of us is: Shall we recognise Him when He comes or shall we be as blind of vision, as hard of heart, as were the jews among whom His last manifestation occurred? It is so easy for us to look back through all those centuries and say we should have known Him had we been there. But that has happened so often. Was it not His reproach to the people of His day: "Your

father slew the prophets, and ye built their sepulchres?" There are always plenty of people ready to rear the sepulchre of honor to the name of the prophet of the past how few in any age of the world have recognised the prophet of their own day! That is not only true of the Supreme Teacher, but of others a little beyond the knowledge and the power of their own day: ever they have been met with hatred, ever the world has cast them out, *has tortured or has slain them.* Why should we in our own day, then be any wiser? And so when He comes again, reviled and slandered as He must be if He be far beyond our knowledge and our understanding, the common verdict will go against Him as it went against Him before. We may not murder; that is too merciful in these modern days. We prefer rather that the victim shall live to be tortured than to give him the mercy of a swift, a ready death......And so looking over the world at the moment, there seems little likelihood that when He comes He will be welcome. A few will recognise Him as they ever have done."

6

*From Christian Scripture.*

And as he sat upon the Mount of Olives, the disciples came upto him privately, saying, Tell us, when shall these things be? and what shall be the sign of thy coming......

......Ye shall hear of wars and rumours of wars......nation shall rise against nation, and kingdom against kingdom and there shall be famines, and pestilences, and earthquakes, in diverse places:–Mathew XXIV, 3, 6, 7.

For them shall be great tribulation, such as was not from the beginning of the world to his time, no, nor ever shall be. And except those days should be shortened, there should no flesh be saved; but for the elect's sake days shall be shortened. Matthew XXIV,

*From Muhammadan Scripture.*

Verily God will send to this people, at the ng of each age, (Century) him who

shall renew its religion:-"The saying of Muhammad."

God best knoweth Whom He will appoint for His Messenger. Al Quran.

"Remember that all these great religions are alike expecting that some one should come. If you learn from the great Hindu Pandits and teachers, they will tell you that this is the Kali Yuga. "The dark age" a period only of transition. They expect the Kalki Avatara, and when he comes all this will be greatly improved."

The Buddhist will tell you that there is another Great teacher to come whose teaching (so the Lord Buddha said) will supersede His, and be far more widely accepted than His had ever been.

Even among the Mahommadans you will find the wide expectation of a Great Prophet. Who is to come and regenerate everything, the Imam Mahdi.

So in Zoroastrianism—One of their greatest Teachers is to come back and reform the world.

"Every religion had taught and teaches that One shall come, in power of Whose world is salvation for all men. Hinduism Prophesies that the next Avatara is Kalki, Who shall come riding on a white horse; Buddhism fore tells the coming of the "Teacher of Gods & men," the Buddhisattav Maitreya. The Zoroastrian is taught to look to the coming of the Saoshyant, "The Saviour,' the Jews o expect the Messiah, and the Christians the Christ. Mohommadanism, too, speaks of the coming of another Prophet of God ( Nabi Issa or Jesus )."

મુંબઈવાલા મરહુમ આનરેબલ મી. જસ્ટીસ ટેલંગના દીકરા પ્રોફેસર ટેલંગ જગતગુરૂની પધરામણી વીસે એક પબલીક લેકચર આપ્યું હતું જે તા. ૯મો નવેમ્બર ૧૯૧૬ ના Hydarabad Bulletinમાં પ્રગટ થયું હતું જેમાં તેઓ જણાવે છે:—

The history of the world clearly showed that, whenever any great problem confronted the people, a prophet or a genius, or a soldier was born to solve the problem, and lead the people into the right path. The Professor therefore emphasised that the present was a time that required a Great Teacher, a Master Genius, who would create a flutter in our hearts, who would make people look deep down into their hearts and who lead us safely to righteousness, amidst all the troubles that surrounded us."

"The President, (Mrs. Sarogini Naidoo) in her closing remarks, told her hearers that the coming World Teacher, if he came would not be a Budha, or a Zoroaster or a Christ, or a Mahammad but would combine in himself compassion of Budha and the moral power of Zoroastor, and the self-sacrifice of Christ, and the organizing power of Mahammad"

આ ઉપરથી સાફ જણાય છે કે જુદા જુદા મઝહબોની કોમો ખુદા તરફના એવા એક સામાન્ય પ્રતીનીધીની.

ઇંતેજારીમાં છે કે જે જુદા જુદા પેગમ્બરોની સામટી ખાસ્યતો ધરાવનારો એક મહાન જગતગુરૂ હોય છતાં તાજુબી તો એ છે કે હરેક કોમ તે મહાન શખસ પોતાનીજ કોમમાંથી જાહેર થશે એવી આશા રાખે છે ! તે કોઇ બી એકજ કોમમાંથી જાહેર થાય ન કે એકજ વખતે જુદી જુદી તમામ કોમોમાંથી ! હવે તે કઈ એક કોમમાંથી જાહેર થશે તે સવાલનો ફડચો કરવા અગ આપણે નીચલી બાબત પર અપક્ષપાતપણે લક્ષ આપીશું તો ઇનશાઅલ્લાહ એનો ફડચો બહુજ મનમાનતી રીતે થઈ શકશે.

પેહલે સૌથી અગત્યની એ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે દુન્યામાં હસ્તી ભોગવતા તમામ મઝહબો (જેમાં સૌથી છેહલો મઝહબ ઇસલામ છે) જેઓ માટે લાખો લોકો વંસપરમપરાથી ફીદા થતા આવ્યા છે તે સરવે મઝહબો ખરા છે. અને તે ખુદાના પવીત્ર પેગમ્બરો મારફતે સ્થાપવામાં આવ્યા છે જેમાં કશો એ શક નથી. કારણ જ્યાં સુધી તે મઝહબોના સ્થાપકો ખુદા તરફના ખરા અને પવીત્ર પેગમ્બરો હોય નહી ત્યાં સુધી હરગીઝ તેઓ એવી મોટી સંખ્યા ઉપર ચમતકારીક અસર નાખી શકે નહી કે જેના પ્રતાપે તેના લાખો માનનારાઓ તે પેગમ્બરો મારફતે સ્થાપાયલા મઝહબો માટે પોતાના જાનમાલને કુરબાન કરવામાં મોટું પુન્યનું કામ સમજે. ખુદાના પ્રતીની

ધી હોવાનો ખોટો દાવો કરી પ્રજાને ગુમરાહ કરનારા ઠગારા શખ્સની તઅલીમમાં હરગીજ એવી ચમત્કારીક અસર હોતી નથી બલકે ખુદા પોતેજ તેવા શખસની કોશેશોને જડમુલથી કાપી નાખે છે. ખુદાતઆલા જે ઝમાનામાં, જે મુલકમાં અને જે કોમમાંથી કોઈ એક શખસને ચુંટી પોતાનો પેગમબર યા પ્રતીનીધી બનાવે છે તેને પેહલે અનેક રીતે પોતાની હસ્તીની ખાત્રી કરી આપે છે. જેમકે સાચા સ્વપના, જાગૃત હાલતમાં ખુલ્લા દેખાવના કશફો, અરસપરસ બે મીતરો મુજબ વહી તથા ઇલહામ (પ્રેરણા) મારફતે વાતચીત વગેરે તથા તે ઝમાનામાં જે કારણોસર પ્રજાની ખરાબી થતી હોય તેને દુર કરવાની તઅલીમ આપે છે. તથા ઇનસાન આ ઝીંદગીમાં તથા હવે પછીની ઝીંદગીમાં કેવી રીતે શ્રેષ્ટ સુખ પામી શકે તેને લગતા કાયદા કાનુનો જાહેર કરે છે જેથી તે પેગમબર તેવી તઅલીમ મુજબ પેહલે પોતે વરતી પ્રજાને બી તે મુજબ કેલવે છે. પ્રજા માટે તેઓની વરતણુક સુધારવા તે એક જીવતા નમુના સમાન થઈ પડે છે. ખુદાતઆલા પ્રજા માંહેલા સત્યના ચાહનારાઓને બી સાચા સ્વપના તથા કશફ તથા ઇલહામનો ફઝલ ચખાડે છે અને તે મારફતે પોતાના પ્રતીનીધીની સચાઈ તેઓના મન ઉપર ઠસાવે છે. જેથી તેના માનનારાઓની સંપુરણ ખાત્રી થઈ જાય છે કે ખુદાના પ્રતીનીધીની તઅલીમ મુજબ વરતવામાંજ ખુદાની

રઝામંદી છે તેમજ તેની નાફરમાનીમાં ખુદાની ખફગી છે અને એ બી તેઓ ખાત્રીથી માને છે કે તેઓની હરેક હીલચાલ ઉપર ખુદાની નઝર ટાંકેલીજ છે જેથી તેઓ કોઈ ખોટુ કામ કરવાની હીમત કરતા નથી બલકે તેઓની મુખ્ય નેમ એજ હોય છે કે ખુદાની રઝામંદી હાંસલ કરવા માટે તન મન અને ધનથી કોશેશ કરવી. જેથી ખુદા બી તેઓ ઉપર પોતાની નવાજેશો ઉતારતોજ જાય છે. એ મુજબ ખુદાના પ્રતીનીધીની તઅલીમથીજ ઇનસાન ખુદાની ખરી મઅરેફત એટલે ખુદાને ખરી રીતે ઓળખી શકે છે જેથી તેનુ સ્વરૂપજ બદલાઈ જાય છે. જો કે જાહેરમાં બીજા ઈનસાનો મુજબ બલકે તેઓ કરતાં બી વધારે મુસીબત ભરેલી ઝીંદગી ગુજારતો તથા વીરોધીઓની સતાવણીઓથી દુખી થતો દીઠામાં આવે છે પણ બાતેનમાં તેનુ દીલ અજબ સંતોષ તથા ખરા સુખથી છલાછલ ભરાયલું હોય છે. અને તે ખુલ્લી રીતે જોઈ શકે છે કે લોકો પોતાના અજ્ઞાનપણાથી ખરી હકીકત સમજી શકતા નથી યા તો ઝીદથી તે સમજવા માંગતા નથી. જેથી તે તેઓના દુખો ખમીને બી સાંબો તેઓજ માટે ભલી દુઆ કરતો રહે છે કે ઓ ખુદા તું અમારા વીરોધીઓ ઉપર રહેમ કર અને એ ગંભીર બાબત સમજવાની તેઓને તવફીક બક્ષ એ રીતે ખુદાના પ્રતીનીધીની તઅલીમથી ઇનસાન પોતાનુ ભલું કરવા ઉપરાંત અનેક

દુખો ખમીને બી પ્રજાનુ ભલું કરવા પોતાથી બને તેવી રીતે કોશેશ કરે છે જેથી તે એજ દુન્યામાં ખુદા તરફની શ્રેષ્ટ નવાજેશો ચાખવી શરૂ કરે છે અને ભવીષ્યમાં ન વરણવી શકાય એવી ઉતમ નવાજેશોાં પામવાનુ એકીન રાખે છે એ મુજબ તે બંને જેહાનનુ ખરૂં સુખ હાંસલ કરી શકે છે.

ખુદાતઆલા જે રબ્બીલ આલમીન એટલે તમામ ખલકતોનો પેદા કરનાર, પાલનહાર તથા નવાઝનાર છે જેવી રીતે પોતાના તમામ બંદાઓના જાહેરી અથવા શારીરિક સુખ માટે અનેક કીસમની દુન્યાઈ નેઅમતો નવાઝે છે તેવીજ રીતે તેઓના બાતેની સુખ માટે બી અનેક કીસમની રૂહાની નેઅમતો નાઝીલ કરે છે. કારણ એજ તો ઇનસાન માટે બહુજ અવશય છે. એનાથીજ ઇનસાનનુ ખરૂં જીવતર છે. કારણ એનોજ સંબંધ બંને જેહાનમાં જારી રહે છે. તેથીજ તેણે પોતાનો એ ફઝલ કોઇ બી ચોકસ કોમ યા ચોકસ મુલક યા ચોકસ ભાષા યા ચોકસ ઝમાના માટે રીઝરવ ન રાખતાં દુન્યાંની તમામ કોમોમાં પોતાના પેગમ્બરો જાહેર કરી કેવી રીતે એ અમુલ્ય નેઅમત હાંસલ કરી બંને જેહાનમાં સુખી થવું તેની ખરી રાહ તેઓની ભાષામાં સમજાવી આપી. જેમકે ખુદાએતઆલા પોતાના પાક કલામોની કીતાબ કોરાને શરીફમાં

ફરમાવે છે વમા અરસલ્નના મિર રસુલીન ઈલ્લા બે-લેસાને કવમેહી લેયો બયય ન લહુમ એટલે નથી મો-કલ્યો કોઇ પેગમ્બર પણુ તે કોમની ભાષા સાથે કે જેથી તે તેઓને ખુલ્લું સમજાવી આપે (કુરાન પ્રકરણુ ૧૪ આ-યત ૪) પણુ આગલા જમાનાઓમાં દુર દુરના મુલકોમાં અરસપરસની ખબરો પોંહચાડવા માટે હાલના જમાના જેવા સગવડકારક સાધનોની હસ્તી ન હોવાથી જે મુલકમાં યા જે કોમમાં કોઇ પેગમ્બર જાહેર થતો અને તેની આશીરવાદ-કારક તઅલીમનો જેઓ લાભ લેતા તેઓ એમજ સમજતા કે ખુદાનો એવો બેમુલ આશીરવાદ પામવા ફક્ત તેઓજ એકલા ભાગ્યશાળી થયા છે અને બીજા તમામ મુલકોની પ્રજા એથી બેનશીબ રહી છે. ગોયા ખુદા ફકત તેજ એક કોમનો હોય અને બીજા કોઇનો નહી અથવા ખુદાએ બી-જાઓ માટે તેવી રૂહાની નેઅમતોની નવાજેશની જરૂરત ન ધારી હોય અથવા તેઓને સદંતર ભુલીજ ગયો હોય! એવી રીતે દરેક મુલકની કોમ એક બીજા વીષે એવોજ ગુમાન કરતી જેથી તેઓમાં પેવસ થયલા એવા સાંકડા વિચારો વંશપરમપરા ઉતરતા આવ્યા અને તેથીજ દુન્યાની નાહની મોહટી કોમો એવા સાંકડા વિચારોની અસરથી હજી સુધી મોકળી થવા પામી નથી. તેથીજ દરેક કોમ પોતાનોજ મઝહબ તથા પોતાનોજ પેગમ્બર ખરો હોવાનો ફાંકો રાખે છે અને એમજ સમજે છે કે ખુદાતઆલાએ

ફક્ત પોતાનાજ પેગમ્બર સાથે વાતો કરી હતી તેથી પોતાનીજ અસલ ધારમીક કીતાબ ખુદાઈ કલામોની કીતાબ છે જ્યારે બીજી તમામ કોમોના મઝહબો તથા તેઓના પેગમ્બરો ખોટા, ખુદાએ તેમો સાથે વાત કરીજ નહી. તથા તેઓની ધારમીક કીતાબ ખુદાઈ કલામોની કીતાબ નહી બલકે તેને તે પેગમબરની આપ સ્વારથી બનાવટ સમજે છે. જ્યારે ઈસલામની તઅલીમ એ છે કે દુન્યાની તમામ પ્રજાઓના મઝહબો બેશક ખરા, તેઓના પેગમ્બરો બેશક ખુદાના પવીત્ર પ્રતીનીધીઓ, તેઓ સાથે ખુદાતઆલાએ પોતાના નિયમ મુજબ બેશક વાતો કરી, તેઓની અસલ ધારમીક કીતાબો બેશક ખુદાઈ કલામોની કીતાબો. શું દુન્યામાં બીજી કોઈબી ગેરઈસલામી કોમ એવી શ્રેષ્ટ તથા સલાહકારક હીદાયત શીખી છે? ઈસલામના ખરા ઈસલામી ફીરકા સીવાય બીજા કોઈકજ એવી સુલેહ પસંદ અને આવકારદાયક માન્યતા ધરાવે છે. બલકે દરેક કોમ દવેશભાવથી ખુદાના તે પ્રતીનીધીને જરૂર ખોટો યા ગુમરાહ ઠેડવે છે જેની આજ્ઞા તેઓને માનવી ફરઝ થઈ પડનારી હોય છે. કોઈ તેનો મહાન દાવો સાંભલી ખોટી ફાંસો મારનાર યા મગઝનો ચસકેલ ઠેડવે છે અથવા તેને ધરમને બહાને પૈસા કહડાવનાર દુકાનદાર યા ફરેબી ઠેડવે છે. પણ એ રીતે ખુદાના તે પવીત્ર પ્રતીનીધીપર દુષ્ટ એલકાબો લગાડી તેના લાખો માનનારાઓના

જીગરો વીંધનારા પોતાના રૂહાની અંધાપાના લીધે જોઈ શકતા નથી કે તેઓની એવી ગઝબનાક વર્તણુકથી આખેરતમાં તેઓને કેવા દુખ દાયક અઝાબનો ભોગ થવું પડશે. અફસોસ !

હા. તેઓને પોતાની સાંકડી માન્યતા પર ચીટકી બેસવાનુ બીજું બી એક કારણુ મલ્યું છે. તે એ કે તમામ ગેરઇસલામી મઝહબો ખાસ ખાસ કોમો માટેનાજ હોવાથી તેઓમાં વંસપરમપરાથી એ બી એક માન્યતા ઉતરતી આવી છે કે બીજી કોમોના શખસોને પોતાના મઝહબમાં લેવા નહી. પણ ખુદાતઆલાએ ઇસલામ મઝહબને સૌથી છેલ્લા મઝહબ તરીકે નીરમાણુ કરેલો હોવાથી એને દુન્યાની તમામ કોમો માટેનો એક સામાન્ય મઝહબ ઠેરવ્યો છે તેથીજ ઇસલામમાં કોઇબી કોમના શખસને ખુશીથી લેવામાં આવે છે. એટલુંજ નહી પણ જ્યારે એવા શખસો ખુદા તથા તેના પેગમ્બરના સરવે ફરમાનો ઉપર ઇમાન લાવી તે મુજબ **અમલ કરે** છે ત્યારે તેઓ મોઅમેનીન કહેવાય છે અને સગા ભાઈઓ જેવા પ્યારા લેખવામાં આવે છે. જેમકે ફરમાવવામાં આવ્યું છે "**ઇન્નમલ મુમેનુના ઇખ્વતુન**".

ખ્રીસ્તી વગેરે કોમોબી રફતે રફતે પોતાના મઝહબોમાં બીજાઓને લેવા લાગ્યાં છે પણ તે તેઓના પેગ-

અબરોના ફરમાનોથી સદંતર વીરૂધ્ધ છે કારણ કે તેઓના પેગમ્બરો ફક્ત ચોક્કસ કોમો માટેનાજ પેગમ્બરો હતા જેમકે ખ્રીસ્તીઓ સોથી મોટી ગેરઇસ્લામી કોમ છે છતાં તેઓના પવીત્ર પેગમ્બર Josus Christ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવે છે I am not sent but unto the lost sheep of the House of Israel (Matt 15 : 24) તેથીજ જ્યારે એઓની હયાતીમાં એક Samaritan કોમની સ્ત્રી એઓના ફીરકામાં શામેલ થવા આવી તો એઓએ તેણીને લેવા સાફ ના પાડી અને પોતાની કોમને એવા પરકોમના શખસોને લે .ની સખત મનાઈ કરી જેમકે તેઓ ફરમ.ાવે છે "Go not unto the way of the Gentiles and enter not into any city of the Samaritans, but go rather to the lost sheep of the House of Israel" (St Jhon 16 : 12) એટલુંજ નહી પણ ખ્રીસ્તી મીશીનરીઓ પોતાના મઝહબનો અસલ સ્વરૂપ સદંતર બગાડી બેઠા છે. તેઓના પેગમ્બર સાહેબનો ખુલ્લો દાવો છે કે તેઓ ફક્ત ચોકસ કોમ માટેના માત્ર પેગમ્બરજ છે છતાં એઓના મીશીનરીઓ એઓને ખુદા તથા ખુદાના દીકરા તરીકે મનાવવા માટે આખી જેહાનમાં એ ગઝબનાક માન્યતા ફેલાવવાનો ધંધો લઈ બેઠા છે અગર એઓ ખરેખર ખુદા અથવા ખુદાના દીકરા હતે અથવા ઓછામાં ઓછું દુન્યાની તમામ

કોમો માટેના પેગમ્બર હતે તો શા માટે એઓ તે ઓને પોતાના ફીરકામાં લેવા ના પાડતે અને શા માટે તેઓ પોતાની કોમને બીજા પરકોમના લોકો વીષે ઉપલો મનાઇનો હુકમ ફરમાવતે ? હાનેશમંદ વાંચનારાઓ આ ઉપરથી તેઓની ગુમરાહી આસાનીથી સમજી શકશે.

એવી રીતે દરેક કોમમાં અનેક કીસમના બગાડા પેવસ થઈ ગયા છે. તેઓના પેગમ્બરોએ તો ખુદાની મઅરેફત હાંસલ કરવાની ખરી તઅલીમ આપી હતી પણ તેઓની વફાત બાદ રફતે રફતે તેઓ તે અસલ તઅલીમથી વેગળા થતા જઇ ઇનસાન, હેવાન, સુરજ, ચંદ્ર, આતશ, પાણી, ઝાડ, પથર વગેરેને પુજવાનો ખોટી રસમોના મઝહબો બનાવી બેઠા. જેમાં રૂહાન્યત જેવું કશું હોતુંજ નથી. તેથીજ ખુદાતઆલાએ તેઓમાં ફરી ફરી પોતાના પ્રતીનીધીઓ જાહેર કરયા કે જે તેઓને તેઓની જહાલતમાંથી છોડવી ખરી અસલ રાહ ઉપર લઈ આવે પણ તેઓમાં તે ખોટી રસમો તથા ખોટા ખયાલો એવા જડ ઘાલી બેસી ગયલા હોય છે કે તેઓ તે નવા જાહેર થયલા ખુદાના પ્રતીનીધીને ઠગારો શખસ સમજી તેની ખરી હીદાયત સ્વીકારવા ચોખ્ખી ના પાડતા અને સાંબો તેનેજ ગુમરાહ ઠેરવતા જેમકે ખુદાતઆલા ફરમાવે છે સુમ્મ અરસલના રોસોલના તતરા, કુલ્લમા જાઅ ઉ-

**અમતર રસુલોહા કુલ્લ ઝબુહો** એટલે " પછી અમો અ-મારા પેગમ્બરો એક પછી એક મોકલ્યા પણ જ્યારે બીજી લોકો પાસે તેઓનો પેગમ્બર આવતો તો તેઓ તેને ખોટો પાડતા " ( કોરાન પ્રકરણ ૨૩ : ૪૬ ) જેથી આખરે તે વખત આવ્યો કે જ્યારે ખુદાતઆલાએ તે સર્વે મઝહબો રદ્દ બાતલ કરી દુન્યાની તમામ કોમો માટે એકજ સા-માન્ય મઝહબ ઇસલામ મુકરર કર્યો અને સાફ ચેતવી આપ્યું કે **વમંય યબતગે ગયરલ ઈસલામે દીનન ફ-લય યુકબલ મિન્હો વહો વફિલ આખેરતે મેનલ ખાસેરીન** એટલે જે કોઈ ઈસલામ સીવાય બીજા કોઇ મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલવામાં આવશે નહી અને તે આખેરતનો આવતી ઝીંદગીમાં નુકસાન ખમનારાઓમાંનો થશે. ( કુરાન પ્રકરણ ૩ : ૭૪ ) તેથીજ ઇસલામના પવીત્ર પેગમ્બર હઝરત મહમદ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવે છે કે " હું તમામ દુન્યા માટે મોકલવામાં આવ્યો છું. જ્યારે આગલા પેગમ્બરો ખાસ કોમો માટે મોકલવામાં આવ્યા હતા (મ-સનદે ઇમામ આહમદ હંબલ )

ઈસલામ સીવાય બીજા તમામ મઝહબો રદ્દ થયા છે તેનો બીજો ખુલ્લો પુરાવો એ છે કે ખુદાતઆલાએ દરેક મઝહબની સ્થાપના બાદ વખતો વખત તેમાં પોતાના પ્રતી-

નીધીઓ જાહેર કરવાનું નીરમાણ કરયું હતું તે નિયમ ઈસલામની સ્થાપના બાદ રદ કરયું. તેથીજ ઇસલામ સીવાય બીજા કોઈ બી મઝહબમાં ખુદાના પ્રતીનીધીનુ જાહેર થવું હરગીઝ જારી રહ્યું નથી કે જે દરેક મઝહબ માટે બહુજ અવશય બાબત હોય છે કારણ મઝહબમાં ઉત્પન થતી ખરાબીઓ દુર કરવામાં ન આવે તો મઝહબનુ અસલ સ્વરૂપજ બદલાઇ જાય જેમાં કશોએ શક નથી. જેમકે હીંદુઓના પવીત્ર પેગમ્બર હઝરત ક્રીશન જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવે છે "જ્યારે ઝમીન ઉપર બદકારી વધી જાય છે ત્યારે હું સત્ય આશકાર કરવા ફરી ફરી જનમ પામું છું."* તેવીજ રીતે ખ્રીસ્તીઓના જાણીતા ધરમગુરૂ Reverend R. Bosworth M. A. જણાવે છે "A Religion which is not wating for a revival is waiting till it be swept away. તથા બીજા એક જાણીતા પ્રોફેસર મેક્ષમુલરનુ મત ટાંકે છે કે Professor Max Muller has remarked with truth, that

---

* ફરી જન્મ પામવાની એ મતલબ નથી કે તેઓનુજ રૂહ ફરી બીજા શરીરમાં દાખલ થઇ દુન્યામાં બીજો અવતાર લે છે. નહી. અવતારનો ખરો અર્થ એ છે કે ખુદાતઆલા તેની રૂહાની ખાસ્યતમાં બીજાજ કોઈ શખસને પોતાના પ્રતીનીધી તરીકે દુન્યામાં જાહેર કરે છે. જે ખુદાનો ખરો મઝહબ આશકાર કરે છે.

without constant reformation that is to say without a constant return to the fountatin head every religion however pure, must gradually degenerate.

ઇસલામની સ્થાપના થયાને ૧૩૮૦ વરસ થઈ ગયા તે દરમ્યાન ગેર ઇસલામી મઝહબોમાં હજારો ધરમગુરૂઓ થઇ ગયા અને હજી મોજુદ છે પણ કોઈની તાકત નથી કે ઇસલામની એ સત્યતાને ખોટી પાડી પોતાના મઝહબમાં ખુદાના પ્રતીનીધીનું જાહેર થવું જારી રહ્યુ છે તે સાબીત કરે અગર એવો કોઈ દાવેદાર હોય તો બાહેર પડે અને એ વીસે રૂ ૧૦૦૦૦) નો ઈનામ પ્રગટ થયું છે તે હાંસલ કરી પોતાની તથા પોતાના મઝહબની સત્યતા આશકાર કરે. પણ એ તેઓથી તદન અશકય છે જ્યારે ઈસલામમાં ખુદાએતઆલા ઇસલામના મહાન પેગમ્બર સાહેબ મારફતે આશકાર કરાવેલા ઢંઢેરા મુજબ દર ઈસલામી સદીની શરૂ-આતમાં પોતાનો પ્રતીનીધી જાહેર કરી ઈસલામમાં પેવસ થત્રા બગાડા દુર કરી ખરો આશીરવાદ કારક અસલ ઈ-સલામ દુન્યામાં આશકાર કરાવે છે. જે બીના ઈસલામી વીધવાનો વંસપરમપરાથી સ્વીકારતા આવ્યા છે એટલુંજ નહી પણ ગેર ઇસલામીઓ બી તે બીના ખુલ્લી રીતે દાખલા દલીલો સાથે પ્રગટ કરે છે.

ઉપલી સરવે વીગતો જાણ્યાથી હવે આપણે તે સ-વાલનો જવાબ ઇનશાઅલ્લાહ બહુ આસાનીથી આપી શકી શું કે આ ઝમાનામાં જુદી જુદી કોમો જે એક મહાન જગત ગુરૂની વકી રાખે છે કે તે જુદા જુદા પેગમ્બરોની રૂહાની ખાસ્યત ધરાવનારો ખુદાનો એક મહાન સામાન્ય પ્રતીનીધી હશે તે કઈ એક કોમમાંથી જાહેર થવો જોઇએ. બેશક તે સામાન્ય મઝહબ ઇસલામમાંથીજ જાહેર થવો જોઇએ. કારણ ઇસલામની આગમજના સરવે મઝહબો માત્ર ચોકસ કોમો માટેનાજ મઝહબો હોવાથી ખુદાતઆલાએ છેલ્લે દુ-ન્યાની તમામ કોમો માટે એકજ સામાન્ય મઝહબ ઇસ-લામ મુકરર કરયો તેથી હવે ઇસલામ સીવાય બીજા કોઈ બી મઝહબમાં ખુદાના પ્રતીનીધીનુ જાહેર થવું જારી રહ્યુ જ નથી માત્ર ઇસલામમાંજ હર સદીની શરૂઆતમાં જારી રહ્યુ છે તો તે મહાન પ્રતીનીધી બી એજ એક સામાન્ય મઝહબ ઇસલામમાંથીજ જાહેર થવો જોઇએ.

પ્રીય વાંચનાર તે મહાન પ્રતીનીધી આ સદીની શરૂ-આતમાં જાહેર બી થઇ ચુકા છે અને તે કોઇજ નથી પણ ઉપલાજ હઝરત મીરઝા સાહેબ છે કે જેઓ આ કીતાબના Hero ( હીરો ) છે.

એ કીતાબમાં એઓના દાવા સંબંધી કશી વીગત

નથી કારણુ એમાં તો ફકત કાનફરેંસ તરફથી પુછવામાં આવેલા પાંચ સવાલોના એઓના તરફના માત્ર જવાબોજ છે.

હવે આ કાનફરેંસની એ હકીકત છે કે આ ઝમાનામાં ઉત્તર હીંદ તરફ મઝહબી ચકચાર ખુબ ચાલતી હોવાથી કયો મઝહબ સૌથી શ્રેષ્ટ ખુબીઓ ધરાવે છે તે વીષેનુ જ્ઞાન હાંસલ કરવા તથા પ્રજાને તેનો લાભ આપવા માટે ત્યાંના કેટલાક જાણીતા ગ્રહસ્થોએ મોટા પાયા ઉપર એક મહાન મઝહબી કાનફરેંસ ભરવાનો ઠેડાવ કરયો. જે ટાંકણે તેઓએ મુકરર કરેલા ચોકસ પાંચ સવાલો સંબંધી તમામ મઝહબોના નામચીન પ્રતીનીધીઓ તરફથી તેઓના મઝહબોની રૂએ લેખીત જવાબો મંગાવી લાહોર ખાતેના ટાઉન હૅાલમાં તા. ૨૬–૨૭–૨૮ ડીસેમ્બર ૧૮૯૬ ના દીનોએ પચરંગી કોમોના મેલાવડા સનમુખ વાંચી સંભળાવવાનું નકી કરયું. તમામ કોમો તે ટાંકણે પોત પોતાના વીદ્યાન ધરમગુરૂઓને મોકલી શકે તે માટે તેને લગતી જાહેર ખબર છુટથી પ્રગટ કરવામાં હતી બલકે એક ઈશતેહારમાં સોગંદ વટીક આપવામાં આવ્યા હતા. કાનફરેંસે મુકરર કરેલી પાંચ બાબતો નીચે મુજબ હતી.

(૧) ઇનસાનની સ્વભાવીક, અખલાકી તથા રૂહાની હાલતો.

(૨) ઈનસાનની આ ઝીંદગી પછીની હાલત.

(૩) ઇનસાનની આ ઝીંદગીની મુળ મતલબ અને તે પાર પાડવાના સાધનો.

(૪) ઇનસાનની આ ઝીંદગીના અમલો અથવા કામોની અસર હવે પછીની ઝીંદગીમાં.

(૫) ઇલમ અથવા જ્ઞાન તથા ખુદાની મઅરેફતના સાધનો.

જુદા જુદા દીવસો માટે પ્રમુખ તરીકે બીરાજવા માટે નીચલા વીધવાન ગ્રહસ્થોનો નેમણુક કરવામાં આવી હતી.

(૧) આનરેબલ જસ્ટીસ રાય બાહદુર પી. સી. મુકરજી ચીફ કોરટ પંજાબ.

(૨) નામદાર જડજ ખાન બાહદુર શેખ ખુદાબક્ષ સાહેબ સ્માલકૉઝ કોરટ લાહોર.

(૩) રાય બાહદુર પંડીત રાધાકીશન હાઇકોરટ વકીલ જમ્મુના માજી ગવરનર.

(૪) શાહી તબીબ હઝરત મોલવી નુરૂદીન સાહેબ, કાશમીરના નામદાર માહરાજાના ખાસ તબીબ.

(૫) રાય બાહદુર બી દરસન એમ. એ. જીલમના સેંટલમેંટ ઓફીસર.

(૬) સરદાર જોધારસીંગ લાહોરની ખાલસા કૉલેજ કમીટીના સેક્રેટરી.

નીચલા મઝહબો તથા સોસાયટીઓના પ્રતીનીધીઓએ એ આમંત્રણ સ્વીકાર્યું હતું.

ઇસલામ, ખ્રીસ્તી, હીંદુ આર્યસમાજ, બ્રહ્મસમાજ, સનાતન, શીખ, થીઓસોફીકલ સોસાયટી, હારમોનીકલ સોસાયટી, ફ્રી થીંકર્સ સોસાયટી વગેરે તેઓના લખાણોના પ્રમાણ મુજબ તેઓ માટે ૦ાા થી ૨ કલાક સુધીનો વખત મુકરર કરવામાં આવ્યો હતો.

હઝરત મીરઝા સાહેબ દુન્યાની તમામ કોમો માટેના સામાન્ય મઝહબ ઇસલામ માટેના ખુદા તરફના પ્રતીનીધી હોવાનો દાવો આશકાર કરેલો હોવાથી કાનફરેંસ તરફથી એક આગેવાન ગ્રહસ્થને કાદયાન ખાતે મોકલી એઓને એ કાનફરેંસમાં પોતાનો લખાણ મોકલવાનું ખાસ આમંત્રણ કર્યું જે એઓએ મોટી ખુશીથી સ્વીકાર્યું. એઓના ભાષણ માટે તા. ૨૭ મી ડીસેમ્બર બપોરના ૧ાા થી ૩ાા વાગાનો વખત મુકરર થયો. એ ટાંકણે એઓએ પોતાનો લખાણ વાંચી સંભલાવવા પોતાના એક શીષ્ય મોલવી અબદુલ કરીમ સાહેબ જેઓને કુદરતી બુલંદ અવાઝની બક્ષેસ થયલી હોવાથી લાહોર ખાતે મોકલ્યો. એઓના ભાષણે

થોડાજ વખતમાં પોતાની ચમતકારીક અસર ફેલાવા માંડી જેથી વીઝીટરો ભારે ઉતસાહથી તે સાંભલવા પડયા. નેમેલા બે કલાક પુરા થયા પણ ભાષણ હજી ઘણું બાકી રહ્યું હતું. વીઝીટરો એજ ભાષણ આગળ ચલાવવાનો આગ્રહ કરવા લાગ્યા. હવે કમીટી વીચારમાં પડી કે શું કરવું. તેટલાં એએ પછી બીજા ભાષણ કરનાર મોલવી મુબારકઅલી સાહેબ ઉઠયા અને જાહેર કરયું કે હું મારો ભાષણ માંડીવાલું છું અને મારો વખત ૩ાા થી ૪ાા સુધીનો હજરત મીરઝા સાહેબના ભાષણ માટે આપું છું જેથી વીઝીટરોમાં ભારે ખુશાલી વ્યાપી રહી. અને ભાષણ ફરી જારી થયું પણ ૪ાા વાગે જયારે કાનફરેંસ બરખાસ્ત કરવાનો વખત આવ્યો ત્યાંસુધી તે અરધુંએ ખતમ થવા પામ્યુ નહી. જેથી વીઝીટરો જેઓ સવારના ૧૦ વાગાથી આવી બેઠેલા હતા તેઓએ હજી ઉઠવા ચાહું નહી અને એજ ભાષણ વધુ ચાલવા દેવાનો આગ્રહ કરવા લાગયા. જેથી પ્રમુખ સાહેબે ફરી રજા આપી અંતે પાા થઈ જવાથી કાનફરેસ બરખાસ્ત કરવામાં આવી. હવે વળતો દીવસ કાનફરેસનો છેલ્લો દીવસ હતો અને બીજા ભાષણ કરતાઓ પોત પોતાના લખાણો વાંચી સંભલાવવા ચાહતા હતા પણ સરવે વીઝીટરો એક અવાજે હરઝત મીરઝા સાહેબનુ ભાષણ પુરેપુરૂ સાંભલવા દેવાની માંગણી કરવા લાગ્યા જેથી કમીટીને એવી જંગી કાનફરેંસ એક વધુ દીવસ લંબાવવાની ફરજ પડી. એ

સરવે બીનાથી આખા લાહોર શેહેરમાં ભારે ચકચાર થઇ પડી.

બીજે દીને સવારના ૯ વાગા સુધીમાં ૭૦૦૦ થી ૮૦૦૦ વીઝીટરોથી હોલ ચીકાર થઇ ગયો. તે દીને હઝરત મીરઝા સાહેબના બાકીના ભાષણ માટે વધુમાં વધુ ૨ા ક-લાકનો ટાઈમ આપવાનુ નકી થયું હતું પણ કમીટીની તે ગણત્રી બી ઉભી રહી નહી. કારણ ભાષણ તેટલા વખતમાં પુરૂ થયું નહી પણ વીઝીટરો તો એજ ભાષણ પુરેપુરૂ છેલ્લે સુધી સાંભળવા માગતા હતા જેથી પ્રમુખ સાહેબે તે પુરેપુરૂ ખતમ થાય ત્યાંસુધીનો વધુ વખત આપવાનુ જાહેર કરયું. એ મુજબ એ ભાષણે તમામ વીઝીટરો એકઝીકયુ-ટીવ કમીટી તથા જુદા જુદા વીદ્યવાન પ્રમુખ સાહેબો ઉપર ચમતકારીક અસર નાખી અસાધારણ વાખવાખી હાં-સલ કરી.

હઝરત મીરઝા સાહેબની એ મહાન ફતેહ તવારીખ-માં સદા યાદગાર રહી જશે કારણ એ કાંઈ સાધારણ બનાવ ન હતો. એમાં એક ઉંડો ભેદ સમાયલો હતો. જુદા જુદા મઝહબો, ફીરકાઓ તથા સોસાયટીના પ્રતીનીધીઓ એક પલેટફારમ ઉપર ભેગા થઇ પોત પોતાના મઝહબની સર્વોપરી બીજા મઝહબો ઉપર સાબીત કરી આપવાની એ એક મહાન મઝહબી હરીફાઈ હતી. એ રીતે ખુદાતઆલાએ ૧૩૦૦ વરસ

આગમજ નીરમાણુ કરી મુકયું હતું કે તે ઈસલામના મહાન પેગમ્બર સાહેબની બીજીવારની પધરામણી તરીકે મહેદી (અ) મારફતે ઈસલામને બીજા તમામ મઝહબો ઉપર સર્વોપરી (ગાલીબ) કરશે. જેમકે તે એ વીષે કોરાને શરીફમાં ફરમાવે છે **હોવલ્લ લઝી અરસલ્લ રસૂલહૂ બીલ હોદા વદી નીલ હક્કે લેયુઝહરેહૂ અલદીને કુલ્લેહો વલ્લવ કરેહલ્લ મુશરેકુન** એટલે "ખુદા તે છે કે જેણે પોતાના પ્રતીનીધીને હીદાયત અને ખરા મઝહબ સાથે મોકલ્યો છે એટલા માટે કે તે બીજા તમામ મઝહબો ઉપર ગાલીબ કરે અગર જો કે મુશરીકો તેનાથી અણગમો રાખે (કુરાન પ્રકરણ ૬૧ : ૯) ઈસલામના મહાન પેગમ્બર સાહેબને પોતાના ઝમાનામાં ઈસલામને દુન્યાના તમામ મઝહબો ઉપર ગાલીબ કરવાની તક મલી ન હતી જેથી સુન્ની શીઆના તમામ તફસીર લખનારાઓ એકમત છે કે એ વાયદો મહેદી (અ) મારફતે પુરો થશે અને અલહમ્દોલીલ્લાહ તેમજ થયું.

હઝરત મીરઝા સાહેબ ખુદાના પ્રતીનીધી તરીકે ગેરઇસલામી મઝહબોમાં પેવસ થયલ્લી અનેક મુશરીક માન્યતાઓના ખોટાપણા જાહેર કરી ખુદાઈ ફઝલોથી ભરેલો સામાન્ય અને સંપુરણ ઈસલામ મઝહબ સ્વીકારવાની ફરઝ

ગેરઇસલામીઓને ચેતવી આપી અને તે વીષે ૧૨૦૦૦ ઇશ્તેહારો દુન્યાના જુદા જુદા ભાગોમાં રહેતા ધરમગુરૂઓને કાદયાન ખાતેની બ્રીટીસ પોસ્ટ આફીસ મારફતે રેજીસ્ટર પોસ્ટથી મોકલ્યા તેમજ ઇસલામમાં બી અનેક સુધારીક માન્યતાના ફીરકા ઉત્પન થઈ ગયા હોવાથી તેઓના બી ખોટારા જાહેર કરી આપી તેઓ મારફતે આશકાર થયલો ખરો ઈસલામ સ્વીકારવાની ફરજ ચેતવી આપી જેથી દુન્યાની તમામ કોમો ઈસલામી હો યા ગેર ઇસલામી સરવે એઓ વીષે સખત અણગમો રાખતી એટલે સુધી કે એઓને જાનથી મારી નાખવામાં બહુજ પુન્ય સમાચલો છે એવા ફતવાઓ વટીક પ્રગટ કરવામાં આવ્યા તેથી એઓનો ઇસલામી તથા ગેરઇસલામી કોમો તરફથી જાન લેવાની બી અનેક કોશેશો કરવામાં આવી. પણ જેનો ખુદા પોતે હીમાયતી હોય તેનો શું કદી બી એક વાલે વાંકો થાય? બલકે દરેક કોશેશમાં એઓના દુશમનોજ ઝલીલ થતા.

એવે સમય ઉપલી કાનફરેસ ઉભી થવા પામી. તેમાં વલી હઝરત મીરઝા સાહેબે નીચલો ઢંઢેરો પ્રગટ કરી જુદા જુદા ધરમ ગુરૂઓને ખાસ પોહચાડયો તેથી તેઓને કેવી ટાઢક થઇ હશે તે વાંચનાર આસાનીથી સમજી શકશે.

## સત્યના તલબગારો માટે એક મહાન ખુશખબરી.

"એક મહાન મઝહબી કાનફરેંસ લાહોરના ટાઉન હોલમાં તા. ૨૬-૨૭-૨૮મી ડીસેમ્બર ૧૮૯૬ના ભરાનાર છે. તે ટાંકણે મારા તરફથી કોરાને શરીફની સંપુરણતા તથા તેના ચમતકારો લગતું એક લખાણ વાંચવામાં આવશે. એ તે લખાણ છે જે ઇનસાની શકતીઓથી બુલંદતર છે. એ ખુદા તરફની અનેક નીશાનીઓમાંથી એક નીશાની છે જે તેની ખાસ મદદથી લખાયું છે. આમાં કોરાને શરીફની સત્યતા સાબીત કરનારી તે ખુબીવંતી હીદાયતો છે કે જેથી સુરજની માફક રોશન થઈ જશે કે એ તમામ જેહાનોના પરવરદીગારના પાક કલામોનીજ કીતાબ છે. જે શખસ એ લખાણુને અવલથી આખર સુધી પાંચ સવાલોના જવાબમાં સાંભળશે હું એકીન રાખું છું કે તેનામાં એક નવો ઇમાન ઉત્પન થશે અને તેનામાં એક નવો નુર ચમકી નીકલશે અને તે ખુદાતઆલાના પાક કલામોની એક સંપુરણ તફસીર ધરાવનારો થશે. મારા આ શબ્દો ઇનસાની સહરાઘતથી પાક તેમજ ખોટી વડાઈ તથા દફોસોથી નીરાલા છે. આ પળે મને માત્ર આદમઝાતની હમદરદી ખાતરજ એ ઇશતેહાર પ્રગટ કરવાની ફરજ પડી છે જેથી તેઓ કોરાને શરીફની ખુબી તથા શ્રેષ્ઠ જોઈ શકે તેથી તેઓ એ બી જોઈ શકશે કે અમારા વીરોધીઓની બેલગામ વર્તણુંક

માત્ર અંધકારને ચાહવા તથા નુરને ધીકારવામાંજ સમાયલી છે. તે સર્વ જ્ઞાની ખુદાએ મને ઇલહામથી આગમજથી ખબર આપી છે કે એ તે લખાણુ છે જે સરવે પર ગાલીબ આવશે. અને એમાં સચાઈ દાનાઈ તથા જ્ઞાનનુ તે નુર છે કે જેથી બીજી કોમો જો તેઓ અવલથી આખર સુધી હાઝર રહી સાંભલે તો શરમીંદા થઇ જશે. અને તેઓ હરગીઝ એવી તાકત ન ધરાવી શકે કે જેથી તેઓ પોતાની કીતાબોમાંથી એવી સંપુરણ ઉતમતા દેખાડી આપે. પછી તે ખ્રીસ્તી હોય અથવા આર્ય સમાજી અથવા સનાતન ધરમવાલો યા બીજો કોઇબી. કારણકે ખુદાતઆલાએ એ ઇરાદો ફરમાવ્યો છે કે તે દીવસે તેની પાક કીતાબની ખરી શાન આશકાર થાય.

મેં આલમે કશફમાં એ સંબંધી જોયું કે મારા મેહેલ ઉપર એક ગેબી હાથ મુકવામાં આવ્યો છે જેને હાથ લાગતાંજ તે મેહેલમાંથી એક ઝગઝગતો નુર નીકલી આસપાસ ફેલાઇ ગયો અને મારા હાથ ઉપર બી તેની રોશની આવી પડી. એક શખસ જે મારી પાસે ઉભો હતો બુલંદ અવાઝથી કહયું અલ્લાહો અકબર ખરબત ખએબર એટલે "ખુદા મોહટો છે. ખએબરનો નાશ" એની તઅબીર (ખુલાસો) એ છે કે મહેલથી મુરાદ મારૂં દીલ છે. જે નુર ઉતરી એકઠું થવાની જગા છે. તે નુર કોરાને શરીફનુ ખુબીવંતુ જ્ઞાન છે. તથા ખએબરથી મુરાદ તમામ

ખોટા મઝહબો છે જેમાં શીરક તથા ખોટારૂં ભેલાયલું છે. ઇનસાનને ખુદાઈ મરતબો આપવામાં આવ્યો અથવા ખુદાની શ્રેષ્ટ સીફતો ઉતારી પાડવામાં આવી તેથી મને એ જણાવવામાં આવ્યું છે કે આ લખાણનો ઓહદ્દો ફેલાવો થયા પછી ખોટા મઝહબોનુ ખોટારૂં જાહેર થઇ જશે. અને કોરાને શરીફની સત્યતા દીન પર દીન ધરતી પર ફેલાતી જશે જ્યાં સુધી કે તેનો ચકરાવો પુરો થાય. તે પછી મને કશફી હાલતમાંથી ઇલહામી હાલતમાં લઈ જવામાં આવ્યો ત્યારે મને એ ઇલહામ થયો કે "ઇન્નલ્લાહા મઅકા ઈન્નલ્લાહા યકૂમો અયનમા કુમતા." એટલે ખચીત ખુદા તારી સાથે છે. ખુદા ત્યાં ઉભો છે જ્યાં તું ઉભો છે" એ માત્ર એક અઅલંકારીક* વાકય છે જેનો ખુલાસો ખુદા મારો હીમાયતીછે.

---

* શરૂઆતથી ખુદાએતઆલાએ એવા અલંકારીક ફકરા વાપરવાનો નીયમ પોતાના દરેક પ્રતીનીધી સાથે જારી રાખ્યો છે પણ તે સાથે તેનો ખરો અર્થ શો છે તે સમજાવી આપવામાં આવે છે માટે અસલ શબ્દોને વલગવાની ઝીદથી ખોટે મારગે દોરવાઇ ન જવું જોઇએ. શું આપણે કોઈ પવીત્ર શખસને અલંકારીક રીતે ફીરેશતો નથી કહતા? કોઇ બહાદુરને વાઘ, અટકચાલાને વાંદરો, બેવકુફને ધધેડો નથી કહેતા? તેમજ કવીતા, લખાણ, ભાષાણમાં અલંકારીક દાખલા નથી આપતા? ત્યારે શું ખુદા તથા તેના પ્રતીનીધીને એવો હક નહી? એવા અલંકારીક વાકયો અથવા પેશગોઇઓમાં ઊંડો

હું હવે વધુ લંબાણુ કરવા નથી ચાહતો. આ ઢંઢેરાથી હું તમામ લોકોને જણાવું છું કે તેઓ અગવડ ખમીને બી નેમેશ્ની તારીખે લાહોર ખાતેની કાનફરેંસમાં એ ખુબીવંતા કલામો સાંભલવા માટે જરૂર પધારે કે જે તેઓની સમજશકતી તથા ઇમાનને ન વમાસી શકાય એવો ફાયદો પોંહચાડશે. ”

સલામતી હોજો તેના ઉપર જે હીદાયતની પેરવી કરે.

કાદયાન | ખાકસાર

તા. ૨૧મી દીસેમ્બર ૧૮૯૬ | ગુલામ આહમદ.

તા. ક.—“ સ્વામી શોગન ચંદર સાહેબે ( કાનફરેંસના એક આગેવાને ) પોતાના ઇશતેહારમાં ઇસલામી, ખ્રીસ્તી તથા આરયા સાહેબોને સોગંદ આપ્યા છે કે તેઓ

---

ભેદ હોય છે ખુદા એ રીતે ઇનસાનની અજમાઇશ લે છે માટે જ્યારે તેનો ખરો અર્થ સમજાવવામાં આવે ત્યારે અસલ શબ્દોનેજ વલગી રહેવાની ઝીદ છોડી તે ધીરજથી તથા દાનાઇથી સમજવું જોઇએ. પણ અફસોસ અકસર લોકો એ ગંભીર બાબત પર ધ્યાન નથી આપતા તેથીજ દરેક મઝહબમાં લાખો લોકો ગુમરાહીમાં ફસાયા છે છે તેમાં વલી વીરોધીઓ એને લગતા આપેલા ખુલાસા છોડી દઈ જાણી બુઝીને એવા વાકયો ચુંટી નાવાકેફોને વધુ ગુમરાહ કરે છે. માટે એ વીષે ચેતવું જોઇએ. અ અ.

પોતાના પ્રખ્યાત ધરમગુરૂઓ મારફતે એ કાનફરેંસમાં પોત પોતાના મઝહબની ખુબીઓ દરશાવવાનો બંદોબસ્ત કરે. તેથી અમો સ્વામી સાહેબને જણાવ્યે છીએ કે અમો તે ગંભીર સોગંદને માન આપી તેઓની ઈચ્છા મુજબ એ કામ માટે તૈયાર છઈએ અને ખુદા ચાહશે તો અમારૂં લખાણુ આપની કાનફરેંસમાં વાંચવામાં આવશે. ઈસલામ તે મઝહબ છે કે જે ખરા ઈસલામીને ખુદાનુ નામ દરમ્યાનમાં આવ્યાથી સંપુરણુ તાબેદારીની હીદાયત ફરમાવે છે પણુ હવે અમો જોઈશું કે આપના આરયા ભાઈબંધો તથા ખ્રીસ્તી મીશીનરોઓ પોતાના પરમેશવર અથવા ક્રાઈસ્ટને કેવું માન આપે છે અને તેઓ ખુદાના પવીત્ર નામ ખાતર કેવા તૈયાર થઈ આવે છે."

---

એવી તીક્ષણુ હરીફાઈ ભરી એ કાનફરેસ હતી. દરેક શખસ પોતાનાજ મઝહબ યા ફીરકાના ધરમગુરૂ મારફતે પોતાના મઝહબની ફતેહ કુદરતી રાતે ચાહતો હતો. અને એમાં તો કશોએ શક નહી કે કાનફરેસનો મોટો ભાગ પછી તે જુદા જુદા મઝહબોના ગેર ઇસલામોઓ હોય યા જુદા જુદા ફીરકાના ઇસલામીઓ હોય હઝરત મીરઝા સાહેબની ફતેહ તો હરગીઝ નહીં ઈચ્છતા કારણુ એઓએ ખુદાના

પ્રતીનીધી તરીકે તેઓના મઝહબો તથા ફીરકાના ખોટાશ અનેક કીતાબો મારફતે પ્રગટ કરી પોતાની મારફતે આ-શકાર થયલો ખરો ઇસલામ સ્વીકારવાની ફરઝ ચેતવી આપી હતી. જેથી તેઓ સરવે એઓ માટે સખત અણુ-ગમો ધરાવનારા વીરોધીઓ થઇ પડયા હતા. છતાં ખુદાત-આલાને પોતાના ઇસલામ મઝહબની સત્યતા પોતાનાજ પ્રતિનીધી મારફતે તમામ ઉપર ગાલીબ કરવી મંજુર હવી જેથી તેઓના દીલોને અજબ ચમતકારીક રીતે ફેરવી દીધા કે જેથી તેઓ પોતાનો સરવે અણુગમો ભુલી જઇ સાબી એઓની વાખવાખી કરવા મંડી ગયા ! કાનફરેંસે એઓના ભાષાણુ માટે મુકરર કરેલો વખત પુરો થઇ જવા છતાં સરવે એક અવાઝે એઓનોજ ભાષાણુ ચાલુ રાખવાનો આગ્રહ કરવા મંડયા ! બીજા ભાષાણુ કરતાઓ પોતાના ભાષાણુ માંડી વાલી પોતાનો વખત એઓને આપવા લાગ્યા ! એગઝીકયુટીવ કમીટીના મેમ્બરો તથા જુદા જુદા વીદ્વાન પ્રેસીડેંટો કાનફરેંસના પ્રોગ્રામમાં મુકરર કરેલા વખતો કોરે મુકતા ગયા તથા એઓના ભાષાણુ ખાતર પોતાના કીમતી વખતોનો ભોગ આપી ઝર તથા ઝહેમતની દરકાર કરયા વીના એવી જંગી કાનફરેંસ એક વધુ દીવસ લંબાવી દીધી ! યુરોપીઅન તથા દેશી વરતમાન પત્રો જેઓ અવાર નવાર એઓ વીરૂધ લખાણુ કરતા તેઓ બી કાનફરેંસમાં એ-ઓની થયલી ફતેહ વીસે મોટી મોટી આરટીકલો લખી

બાબજા વખાણુ કરવા લાગ્યા ! જેમાં Civil and Military Gazatte નામના આગેવાન યુરોપીઅન પત્રે ખુલ્લી રીતે કબુલ્યુ કે ખરેજ હઝરત મીરઝા સાંહેબના લખાણે સાંભળનારાઓ ઉપર **મેસમેરીઝમ** જેવી અસર નાખી હતી જ્યારે વીરોધી ફીરકાનાં ઇસલામી માલેકી હેઠલના Observer પત્રે જણાવ્યું કે મુસલમાનોને લાઝમ છે કે એ લખાણનો અંગ્રેજીમાં તરજુમો કરાવી યુરોપ અમેરીકામાં ફેલાવે ! શું એ ખુદા તરફનો જેવો તેવો ચમતકાર છે ? શું એ સરવે બીનાથી ખુલ્લે ખુલ્લું સાબીત નથી થતું કે ખુદાતઆલાએ પોતાના ખરા ઇસલામ મઝહબની સર્વોપરી પોતાના ખરા પ્રતીનીધી મારફતે તમામ મુશરીક મઝહબો, ફીરકાઓ તથા સોસાયટીઓ ઉપર ખુલ્લે ખુલ્લી રીતે ગાલીબ કરી આપી જો કે તેઓ સરવે તેના માટે સખંત અણગમો ધરાવતા હતા ?

અત્રે ખાસ કરીને જુદા જુદા ફીરકાના તમામ ઇસલામીઓ પોતાની બીજી એક મુખ્ય માન્યતાનુ પોકલ ઉઘાડુ પડેલું જોશે તે એ કે તેઓ એ ધારે છે કે તેઓના એવા એક ખયાલી મેહદી જાહેર થશે કે જે સરવે ગેરઇસલામીઓને ઇસલામ કબુલવાની ફરઝ પાડશે નહીતો તેઓ સાથે જેહાદ કરશે અને તેઓ સરવેને કતલ કરી દુન્યામાંથી ઇસલામ સીવાય બાકીના તમામ મઝહબો

નાબુદ કરી નાખશે પણ હકીકતમાં એ માન્યતામાં સેહેજ બી સચાઇનો અંશ નથી. કારણ પહેલે તો ઇસલામમાં મઝહબ કબુલાવવા માટે દબાણ કરવાનો મુદલ હુકમજ નથી બાંજુ ઉપલી આયતમાં ખુદાતઆલા ખુલ્લું ફરમાવે છે કે ઇસલામની સર્વોપરી તમામ મઝહબો ઉપર આકીમ કરવામાં આવશે ન કે તમામ મઝહબોને નાબુદ કરવામાં આવશે કયામત સુધી બી તમામ મઝહબો હરગીઝ સદંતર નાબુદ થનાર નથી. હા એ થશે કે ખરા ઇસલામની સત્યના ચમતકારીક રીતે ફેલાતી જશે જેથી સત્ય ચાહનારા ગેરઇસલામીઓ પોતાના બાતીલ થયલા મઝહબો તરક કરી રૂહાની નેઅમતો ભરેલો ખરો ઇસલામ કબુલતા જશે જેથી બીજા તમામ મઝહબો તથા ફીરકાઓ પોતાની મેળે લગભગ નાબુદ જેવા થઈ પડશે.

હવે હું એ અતી લંબાણ થયલા દીબાચાને વધુ લંબાવીશ નહીં. કારણ એ બહુ ચરવાયલો લખાણ પ્રીય વાંચનાર જ્યારે તમારા હાથમાં મોજુદ છે તો તમો પોતે એ સરવે બાબતોની સચાઇ પોતાની મેળે જોઈ શકશો. મુજ નાચીઝની માત્ર એટલીજ નમ્ર અરઝ તમારી ખીદમતમાં છે કે એ કીતાબ એક નહી પણ અનેકવાર લક્ષપુર્વક તથા અપક્ષપાત રીતે વાંચવાની તસદી લેજો કારણ એમાં સર્વ જ્ઞાની ખુદા તથા તેના પ્રતીનીધીના ઉડી મારેફતના કલામો છે માટે જેમ એ વધુ વાંચશો તેમ તેમાં

સમાયલી વીદ્વતા ભરેલી ખુબીઓ વધુ ઉમદગીથી સમજી શકશો.

છેલ્લે ઓ રહેમાનો રહીમ પરવરદીગાર તરી હુજુરમાં તારા તુચ્છ બંદાની એ આજીઝી ભરી અરઝ છે કે જેવી રીતે તેં દેશપરદેશના સંખ્યાબંધ ઇનસાનોના દીલો તારી રહેમાન્યતના રૂએ એ ચમતકારીક લખાણ મારફતે એવા તો ફેરવી દીધા કે જેથી તેઓની ઝીંદગીનો સ્વરૂપ જ બદલાઇ ગયો તેવોજ રહેમાનયતનો વરસાદ એ કીતાબના તમામ વાંચનારાઓ જેઓ સત્યના ચાહનારા તથા તારી ફરમાબરદારી તથા નાફરમાનીનો લાયક બદલો પામવાનો સેહેજ બી એકીન રાખનારા હોય તેઓ ઉપર વરસાવ કે જેથી તેઓના દીલોમાં બી એવોજ ચમતકારીક ફેરફાર થાય અને એ રીતે એ કીતાબ તેઓ માટે તથા તેઓની મારફતે તેઓના કુટુંબ કબીલા સગાવાહલા કોમ બલકે તમામ પ્રજાઓ માટે બેમુલ આશીરવાદ સમાન થઇ પડે જે બીના તારી હુઝુર જરાબી અશકય નથી કારણ તું સર્વશકતીમાન સાહેબ છે. સરવે ખરી તરીફ તનેજ સઝાવાર છે કારણ તું તમામ જેહાંનોનો પરવરદીગાર છે.

ખાકસાર

**અબદુલ્લાહ અલાદીનભાઈ આહમદી.**

---

# ઇસલામ અને તેનો રૂહાની ખઝાનો.

બિસમિલ્લા હિર રહમાનિર રહીમ
નહમ્દહુ વ નુસલ્લી અલા રસુલહિલ કરીમ.

આજે આ મુબારક મેલાવડામાં જુદા જુદા મઝહબોના પ્રતીનીધીઓને એ માટે બોલાવવામાં આવ્યા છે કે મુકરર કરેલા સવાલોની હદમાં તેઓ પોત પોતાના મઝહબોની ખુબીઓ દરશાવે. હું ઇસલામની ખુબીઓ બયાન કરીશ. હું મારો બયાન શરૂ કરૂં તે પેહલાં આ જાહેર કરવું મુનાસેબ સમજું છું કે મેં ઠેહાવ કરયો છે કે જે કાંઇ હું બયાન કરૂં તે ખુદાતઆલાના પાક કલામોની કીતાબ કોરાને શરીફની રૂએ બયાન કરૂં. કારણ કે હું એ બહુજ અગત્યની બાબત સમજું છું કે દરેક શખસ પોતે જે પોતાની (ધારમીક) કીતાબને ખુદાતઆલાના કલામોની કીતાબ માનતો હોય તે

દરેક બાબતમાં તેજ કીતાબનો હવાલો આપે, અને તેની બાહેર ન જાય કે જેથી તે પોતેજ એક નવી કીતાબ બનાવતો હોય તેમ ન લેખાય.

તેથી જ્યારે આજે મને કોરાને શરીફની ખુબીઓ સાબીત કરવી છે અને તેની શેષ્ટતાઇ દેખાડવી છે તેથી હું મુનાસેબ ધારૂં છું કે હું મારા કોઈ બયાનમાં એથી બાહેર ન જાઉં અને દરેક દાખલા દલીલ માટે એજ કીતાબની આયતો હવાલા તરીકે ટાંકું તેજ પ્રમાણે બીજા ગ્રહસ્થોને બી લાઝમ છે કે તેઓ બી એવીજ રીતે દાખલા દલીલ માટે પોતાના મઝહબની ખુદાઈ કલામો વાલી કીતાબના હવાલા ટાંકે. જેથી દાનેશમંદ વર્ગને એક બીજાથી મુકાબલો કરવા માટે આસાન થાય. એજ કારણસર હું અત્રે હદીસ શરીફ (પેગમ્બર સાહેબના ફરમાનો) નો ઉપયોગ કરીશ નહી કારણ કે સરવે ખરી હદીસો કોરાને શરીફના કલામોને મલતીજ હોય છે. અને કોરાને શરીફ એક કામીલ (સંપુરણ) કીતાબ હોવાથી સરવે કીતાબોનો અંત તે કીતાબ પર જ છે. ટુંકમાં આજે કોરાને શરીફની શાન જાહેર થવાનો દીવસ છે. હું ખુદાતઆલાથી દુઆ ચાહું છું કે તે આ કામમાં મારો મદદગાર થાય. આમીન.

---

# પેહલા સવાલનો જવાબ.

## ઈનસાનની ત્રણ પ્રકારની હાલતો.

આ બયાનની શરૂઆતના કેટલાક પાના જાહેરમાં એવી ઈબારતના જણાશે કે જેથી જાણે તેને અસલ સવાલ સાથે કશો સંબંધ ન હોય પણ તે અસલ સવાલના જવાબો સમજવા માટે બહુજ અગત્યના હોવાથી પેહલે તેનો ખુલાસો કરવામાં આવે છે કે જેથી અસલ મતલબ આસાનીથી સમજી શકાય.

પેહલો સવાલ ઈનસાનની સ્વભાવીક અખલાકી તથા રૂહાની હાલતો વીસે છે. તે વીસે જાણવું જોઈએ કે ખુદાતઆલાના પાક કલામ કોરાને શરીફે એ ત્રણે હાલતોના એવી રીતે વીભાગો કરયા છે કે જેથી એ ત્રણો શારૂ જુદી જુદી ત્રણ રાહો જારી થાય છે યા બીજા શબ્દોમાં એ ત્રણ ઝરા છે જેમાંથી ત્રણે હાલતોની ઉતપતી થાય છે.

પેહલો ઝરો જેમાંથી તમામ સ્વભાવીક હાલતોની ઉતપતી થાય છે તેનું નામ કોરાને શરીફે નફસે અમ્મારા રાખ્યું છે જેમકે તે ફરમાવે છે ઇન્નન નફસ લઅમ્મારતુમ બિસ્સુએ (સુરે ૧૨ આયત ૫૩) એટલે નફસે

અમ્મારામાં એ ખાસ્યત છે કે તે ઈનસાનને તેની અખલાકી હાલતો વીરૂધ બદી તરફ ખેંચે છે અને તેને ખોટી અને ખરાબીની રાહ ઉપર દોરવે છે. ટુંકમાં ઈનસાનની સ્વભાવીક હાલત તેને ખોટી અને બદીની રાહ તરફ દોરવે છે જે ઈનસાનની અખલાકી હાલત આગમજ તેની ઉપર કાબુ મેલવે છે. અને તેની એ હાલત તે વખત સુધી સ્વભાવીક હાલત કહેવાય છે કે જ્યાં સુધી ઈનસાન અકલમંદી અને મારેફતના સાયા હેઠળ નથી ચાલતો બલકે ચોપગા જાનવર માફક ખાવા, પીવા, સુવા, જાગવા, ગુસ્સે થવા, અને ઉસકેરાવા વગેરે બાબતોમાં સ્વભાવીક જુસ્સાઓને તાબે રહે છે. અને જ્યારે તે પોતાને એવા હેવાન્યત ભરેલા જુસ્સાઓની હાલતોમાંથી છુટો કરે છે અને અકલમંદી અને મારેફતની રાહે ચાલવા-માંડે છે ત્યારે તેની તે હાલતોનું નામ સ્વાભાવીક હાલત નથી રેહતું પણ તે અખલાકી હાલત કહેવાય છે. અને એ બીજી અખલાકી હાલતોની ઉતપતીનું નામ કોરાને શરીફે નફ્સે લવ્વામા રાખ્યું છે જેમકે કોરાને શરીફ ફરમાવે છે વલા ઉકસેમો બિન નફ્સીલ લવ્વામહ ( ૭૫ : ૨ ) એટલે "હું તે નફ્સની કસમ ખાઉં છું જે બદ કામ માટે તથા નાફરમાની માટે પોતાને મલામત કરે છે ( ઠપકો આપે છે )" નફ્સે લવ્વામા ઈનસાનની બીજી અખલાકી હાલતની ઉત્પતીનું મુળ છે, જેથી ઇનસાન હેવાની હાલતોથી નજાત

પામી ઉંચી અખલાકી હાલતો હાંસલ કરે છે. અત્રે નફ્સે લવ્વામાની કસમ ખાવી ઈનસાન માટે એક માન છે. કારણ કે તે નફ્સે અમ્મારાથી વધી નફ્સે લવ્વામા સુધી પોતામાં સુધારા કરી ઉંચે દરજ્જે ચઢયો જેથી ખુદાતઆલાની હુઝુરમાં માન પામવા લાયક ઠરયો.

એનું નામ નફ્સે લવ્વામા એ કારણસર રાખવામાં આવ્યું છે કે તે ઈનસાનને બદ કામ માટે મલામત કરે છે સખત ઠપકો આપે છે અને તેના બેલગામ જુસ્સાઓને અને હેવાની ખસલતોને ધીકારી કાઢે છે, બલકે તે એ ચાહે છે કે તે નેક ખસલતો અને ઉમદા અખલાક ધરાવતો થાય કે જેથી તેની જીંદગીના કોઈબી કાર્યમાં બે અંદાજપણું દીઠામાં ન આવે. અને પોતાની નફ્સાની શેહવતો તથા જુસ્સાઓને અકલમંદીથી પોતાના તાબામાં રાખે. જો કે એ રીતે નફ્સે લવ્વામા ઈનસાનની કમજોરી તથા બદીને વખોડતો રહે છે છતાં તેમાં એટલી શકતી નથી હોતી કે પોતાના સરવે સ્વાભાવીક જુસ્સાઓને દાબી દઈ હીમતથી નેક અમલો બજાવી સકે. બલકે કોઈ કોઈ વાર તેના સ્વાભાવીક જુસ્સાઓ તેના ઉપર ફાવી જાય છે જેથી તે પડી જાય છે અને ઠોકર ખાય છે. જેવી રીતે કે એક કમજોર બાળક પોતે પડી જવા નથી ચાહતો, પણ પોતાની કમતાકતીના લીધે પડી જાય છે. તે પોતે પડવા નથી ચાહતો પણ તેની કમજોરી તેને

ફરજ પાડે છે. સારાંશ એ નફસની તે અખલાકી હાલત છે જેથી તે પોતામાં નેકી ભેગી કરવા ચાહે છે બદીને વખોડે છે છતાં પુરેપુરી રીતે તે ઉપર કાબુ મેળવવાની શકતી નથી ધરાવી શકતો.

એપછી એક ત્રીજો ઝરો છે જેને રૂહાની હાલતોની ઉતપતીનું મુળ કહેવું જોઇએ જેનું નામ કોરાને શરીફે નફસે મુતમઇન્નાહ રાખ્યું છે જેમકે તે ફરમાવે છે યા અય્યતોહન નફસુલ મુન મઇન્નતુર જેઈ એલારબ્બેકે રાઝેયતમ મર ઝીય્યહ ફદ ખોલી ફીએબાદી વદ ખોલી જન્નતી. (૮૯:૨૮ થી ૩૦) એટલે "ઓ આરામ પામેલા નફસ જે ખુદાથી આરામ પામ્યો છે, તારા ખુદા પાસે પાછો ફર, તું તેનાથી રાજી અને તે તારાથી રાઝી માટે મારા બંદાઓમાં દાખલ થા અને મારા બહેશતમાં દાખલ થા" એ તે મરતબો છે જેમાં નફસ તમામ નબલાઇથી નજાત પામી રૂહાની તાકતોથી ભરપુર થઈ જાય છે અને ખુદા સાથે એવો ધાડો સંબંધ સ્થાપે છે કે તેના વગર જીવી શકેજ નહી. જેવી રીતે કે પાણી ઉંચાણથી નીચાણ તરફ જોરથી ધસારો કરે છે જેનું કારણ મોટો જથો તથા વચમાં કશી નડતલ ન હોવાના લીધે તે ધોધમાર વહે છે તેવીજ રીતે તે નફસ ખુદા તરફ એવી રીતે વહે છે. એ એનીજ તરફ ઇશારો છે જે ઉપલી આયતમાં ખુદાતઆલા ફરમાવે છે કે

"ઓ ખુદાથી આરામ પામેલા નફસ તું તેની તરફ પાછો ફર." એ મુજબ તેની એજ જીંદગીમાં ન કે મોત પછી તેનામાં એક મહાભારત ફેરફાર ઉત્પન થવા પામે છે અને તે એજ દુન્યામાં ન કે કોઈ બીજી જગે બહેશતમાં દાખલ થવા પામે છે જેમ કે ખુદાતઆલા કોરાને શરીફમાં એક બીજે ઠેકાણે ફરમાવે છે **કદ અફલહા મન ઝક્કાહા વ કદ ખાબા મન દસ્સાહા** (૯૧ : ૯ : ૧૦) એટલે "જેણે પોતાના નફસને જુસ્સાઓથી પાક રાખ્યો તે નજાત પામ્યો અને તે હલાક થશે નહી પણ જેણે પોતાના એવા જુસ્સાઓ કે જે સ્વભાવીક જુસ્સાઓ છે તેને દબાવી દીધા નથી તેણે પોતાની ઝીંદગી બરબાદ કીધી." સારાંશ એ ત્રણ હાલતો છે જેને બીજા શબ્દોમાં સ્વભાવીક અખલાકી તથા રૂહાની હાલતો કહી શકયે. એમાં સ્વભાવીક હાલત કે જેથી ઈનસાન પોતાના મનોવીકારના જુસ્સાઓ મુજબ વરતે છે તે બહુજ જોખમકારક હોય છે કારણ કે તે ઈનસાનની અખલાકી તથા રૂહાની હાલતોની ખાના ખરાબી કરી નાખે છે તેથીજ એ ના ફરમાન નફસનું નામ ખુદાતઆલાએ પોતાની પાક કીતાબમાં નફસે અમ્મારા રાખ્યું છે.

હવે એ સવાલ ઉભો થાય છે કે ઈનસાનની સ્વભાવીક હાલતો પર કોરાને શરીફની તાલીમથી શું અસર ઉત્પન છે અને તે એ વીષે શું હીદાયત આપે છે અને વહેવારૂ

રીતે તેની શું હદ છે તો તે વીષે જાણવું કે કોરાને શરીફ મુજબ ઈનસાનની સ્વભાવીક હાલતો તેની અખલાકી તથા રૂહાની હાલતો સાથે ઘણો ઘાડો સંબંધ રાખે છે એટલે સુધી કે ઇનસાનની ખાવા પીવાની રીતીઓ બી તેની અખલાકી તથા રૂહાની હાલતો ઉપર અસર કરે છે. અગર સ્વભાવીક હાલતોને મઝહબી હીદાયતો હેઠલ મુકવામાં આવે તો જેવી રીતે નીમકની એક કણીથી સરવે ખારૂં થઈ જાય છે તેવી રીતે તેની તમામ હાલતો અખલાકી થઈ જાય છે, જેથી તેની રૂહાની હાલતો ઉપર બી ઉંડી અસર થવા પામે છે. એજ કારણસર કોરાને શરીફે તમામ ઇબાદતો તથા બાતેની પાકીઝગી માટે શારીરીક પાકીઝગી તથા ચોખખાઇ પર બહુ ભાર મુકયું છે. અને બારીકીથી ધ્યાન કરવામાં આવે તો એજ ફીલસુફી ખરી ઠડે છે કે શારીરીક અવયવોથી રૂહની ઉપર ઘણી મજબુત અસર થાય છે. જેમકે આપણે જોઇએ છીએ કે આપણી સ્વભાવીક વર્તણુક જો કે જાહેરમાં શારીરીક છે પણ તેની અસર આપણા રૂહ ઉપર ખચીતજ છે. દાખલા તરીકે જ્યારે આપણી આંખો રડે છે ભલે તે રડવું બનાવટી હોય છતાં તુરત તે આંસુઓની અસર દીલ પર થાય છે જેથી દીલ ગમગીન બને છે. તેવીજ રીતે આપણું બનાવટી હસવું બી દીલને ખુશ કરે છે. તેજ પ્રમાણે શારીરીક સીજદો બી રૂહ ઉપર આજીઝીની અસર ઉતપન કરે છે. તેની વીરૂધ આપણે એ બી જોઇએ છીએ કે જ્યારે આપણે ગરદન ટટાર

ઉભી રાખી છાતી બાહેર કાહડી ચાલ્યે છીએ તો એવી ચાલ આપણામાં એક તરેહની તકોબરી તથા ઇતરાટ ઉત્પન્ન કરે છે. આ દાખલાઓથી ખુલ્લી રીતે સમજી શકાય છે કે શારીરીક અવયવોની વલણથી રૂહાની હાલતો ઉપર બેશક અસર થાય છે. એવીજ રીતે અનુભવથી સાબીત છે કે જુદી જુદી જાતના ખોરાકથી બી દીલ તથા મગઝની શક્તીઓ ઉપર જરૂર અસર થાય છે. દાખલા તરીકે જેઓ કદી માંસ નથી ખાતા તેઓનું શુરવીરપણું રફતે રફતે ઓછું થતું જાય છે તે એટલે સુધી કે તેઓ દીલના બહુજ પોચા થઇ જાય છે જેથી ખુદાની બખશાયલી એવી એક ઉમદા શક્તી ખોહી બેસે છે જેની સાબેતી આપણે ખુદાની આ બોહલી શૃષ્ટીમાં જોઈ શકયે છીએ જેમકે ચોપગા જાનવરોમાંથી જેટલા કે ઘાસ ખાનારા હોય છે તેઓ માંહેલો કોઇબી એટલો શુરવીર નથી હોતો જેટલા કે માસ ખાનારા જાનવરો હોય છે. પક્ષીઓમાં બો એમજ છે. તેથી એમાં કશોએ શક ન રહ્યો કે ખોરાકથી અખલાક ઉપર અસર પડે છે. તેમજ જે લોકો રાતદાહડો માસના ખોરાક ઉપર મંડે છે અને ભાજીપાલાનો કદાચજ ઉપ્યોગ કરે છે તેઓમાં બી નરમી અને સાલેસાઇનો સદગુણ ઓછું થતું જાય છે. પણ જેઓ મધ્યમ મારગ એખત્યાર કરે છે તેઓ બેઉ સદગુણના વારસ થાય છે. એજ ખરૂં દાહપણ છે તેથીજ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે **કોલુ વશ રબૂ વ લાતુસરેફુ (૭: ૨૯) એટલે "ખાઓ**

માસ તથા બીજો ખોરાક પણ હદથી વધો નહી." જેથી તંદરોસ્તી તથા અખલાકી હાલત ઉપર માઠી અસર ન નીપજે. બીજું જેવી રીતે શારીરીક કામોથી રૂહ ઉપર અસર પડે છે તેવીજ રીતે રૂહની અસર શરીર ઉપર બી પડે છે. જેમકે ગમથી આંખોમાં આંસુ ભરાઈ આવે છે તથા ખુશાલીથી હસાઈ પડાય છે. તેવીજ રીતે આપણું ખાવું પીવું સુવું જાગવું હાલવું આરામ કરવું નાહવું વગેરે કામો આપણી રૂહાની હાલત ઉપર અસર કરે છે. જ્યારે ઈનસાનના ભેજાના એક ભાગ ઉપર ફટકો પડે છે તો તે તેની યાદદાસ્ત શક્તીને ગુમ કરે છે અને જ્યારે તેના બીજા ભાગ ઉપર ફટકો પડે છે તો તે તેને બેહોશ કરે છે. જુઓ મરકીની ઝહેરીલી હવા કેવી રીતે શરીરમાં અસર કરી પછી દીલમાં અસર કરે છે કે જેથી થોડાજ વખતમાં તેની બાતેની રચના જેની સાથે તેની અખલાકી હાલતને સંબંધ હોય છે બગડવા પામે છે કે જેથી તે દીવાના જેવો થઈ મરણ પામે છે. સારાંશ શારીરીક દુખો અજબ દેખાવો દેખાડે છે જેથી સાબીત થાય છે કે શરીર તથા રૂહ સાથે એવો સંબંધ હોય છે કે જેનો ભેદ સમજવું ઈનસાનની શકતીની બાહેર છે.

એ બાબે વધુ સાબેતી માટે એ દલીલ છે કે શરીર રૂહની માતા છે. રૂહ કદી બી ઉપરથી ઉતરી આવી ગર્ભવંતી સ્ત્રીઓના પેટમાં જઈ પડતું નથી પણ તે એક નુર છે જે

વીર્યમાં ગુપત રહે છે અને શરીરના વધવા સાથે તે બી ચમકતું જાય છે. ખુદાતઆલાનો પાક કલામ આપણુને સમજણ આપે છે કે રૂહ શરીરમાંજ ખીલતું જાય છે જે વીર્યથી ગર્ભસ્થાનમાં તૈયાર થાય છે. જેમકે કોરાને શરીફમાં ફરમાવ્યું છે કે **સુમ્મ અન શઅ નાહો ખલકન આખર, ફતબારકલ્લાહો અહ સનુલ ખાલેકીન (૨૩:૧૪) એટલે** પછી અમે શરીરને જે ગર્ભસ્થાનમાં તૈયાર થયો હતો બીજા આકારમાં લાવી તેમાંથી એક જુદી પેદાયશ જાહેર કરયે છીએ જે રૂહ કહેવાય છે અને ખુદા બહુ બરકતવાલો છે અને એવો સરસ ખાલક છે કે જેનો કોઈ જોડયોજ નથી. બીજું એ જે ફરમાવવામાં આવ્યું છે કે અમો એજ શરીરમાંથી એક જુદીજ પેદાયશ જાહેર કરયે છીએ એ એક ઉંડો ભેદ છે જે રૂહની હકીકત દેખાડે છે જેથી જાહેર થાય છે કે રૂહ અને શરીર વચ્ચે એક ન વર્ણવી શકાય એવો મજબુત સંબંધ છે. આથી આપણુને બીજી એ બાબતની બી હીદાયત મલે છે કે ઈનસાન જે શબ્દો ઓચરે છે તથા જે કામો કરે છે તથા તેની તમામ સ્વભાવીક વર્તણુંક જ્યારે ખુદાતઆલાના માટે અર્પણ થાય છે ત્યારે તેમાં બી એજ ખુદાઇ કુદરતી ફીલસોફી સંબંધ રાખે છે. એટલે એવા ખરા દીલના નેક કામોમાં શરૂઆતથી એક ગુપત રૂહ હોય છે, જેવી રીતે વીર્યમાં રૂહ ગુપ્ત હોય છે. અને જેમ જેમ એ કામોનુ શરીર તૈયાર થતું જાય છે તેમ તેમ તે રૂહ

બી ચમકતી જાય છે અને જ્યારે તે શરીર પુરૂ તૈયાર થઈ રહે છે તો તે રૂહ બી પોતાની પુર બહારમાં પ્રકાશી નીકલે છે જેથી તેની રૂહાની જીંદગીની હીલચાલની શરૂઆત જાહેર થઇ જાય છે. અને જ્યારે એવા કામોનું આખું શરીર તૈયાર થઈ જાય છે ત્યારે તરતજ વીજલીની માફક તેમાં સમાયલી રોશની પ્રગટ થઇ જાય છે આ તે સ્થીતી છે જેના માટે ખુદાતઆલા કોરાને શરીફમાં દાખલા રૂપે ફરમાવે છે "ફએઝા સવ્વય તોહુ વન ફખ્તો ફીહે મિર રૂહી ફકઉ લહુ સાજેદીન" (૧૫ : ૧૨૯ :) એટલે "જ્યારે હું તેનો શરીર બનાઉ તથા તેને પ્રકાશીત કરવાનાં સાધનો બરાબર કરૂં અને મારી રૂહ તેમા ફુકું તો તમો સરવે એના માટે સીજદો કરતા ઝમીન પર પડો." આ આયત એજ દેખાડે છે કે જ્યારે કામોનો શરીર તૈયાર થઇ જાય છે તો તે શરીરમાં રૂહ પ્રકાશી નીકલે છે જેને ખુદાતઆલા પોતાની રૂહ જણાવે છે કારણ કે એવો શરીર દુન્યાદારી ઝીંદગી ગોયા ફના કરી દીધી હોય તે પછીજ તૈયાર થવા પામે છે તેટલા માટે ખુદાઈ રોશની જે તેમાં પેહલે ઝાંખી હતી તે પછી પુર બહારમાં ચમકી નીકલે છે તેટલા માટે વાજબી છે કે ખુદાતઆલાની એવી શાન જોઇ હરેક તેનો સીજદો કરે અને કુદરતી રીતે જે કોઇ એવો નુર જોય તે ખુદા

તરફ ખેંચાઈ જઈ તેને સીજદો કરે છે સીવાય ઈબલીસ જે અંધકાર સાથે મીત્રાચારી રાખે છે.

ફરી હું પેહલી બાબત તરફ રૂજુ થઈ બયાન કરૂં છું કે એ તદન ખરૂં છે કે રૂહ એક નુર છે જે ગર્ભસ્થાનમાં ઉછરતા શરીરમાંથીજ ઉત્પન થાય છે. ઉત્પન થાય એથી મતલબ એ છે કે પેહલે જે અણુદીઠ હોય છે તે પાછલથી જાહેર થઈ જાય છે. જો કે શરૂઆતથીજ તેનું મુળ તો વીર્યમાં મોજુદજ હોય છે. બેશક રૂહનો વીર્ય સાથેનો એવો સંબંધ ખુદાતઆલાની ધારણા હુકમ અને સતાથીજ હોય છે જે વીર્યનો એક રોશન અને નુરાની ઝવેર છે. એ નહી કહી શકાય કે તે વીર્યનો એક ભાગ છે જેવી રીતે શરીર શરીરનો એક ભાગ હોય છે. તેમ એ બી નહી કહી શકાય કે તે બાહેરથી આવે છે અથવા ઝમીન પર પડી વીર્યના પદાર્થમાં ભેલાઈ જાય છે બલકે તે વીર્યમાંજ ગુપત હોય છે જેવી રીતે કે ( ચકમકના ) પથરમાં આગ ગુપત હોય છે. ખુદાની કીતાબની એ તાલીમ નથી કે રૂહ આસમાનથી જુદી રીતે ઉતરી આવે છે અથવા તે ઝમીન પર કોઈ રવેસે આવી પડે છે અને પછી કોઈ એતેફાકથી વીર્ય સાથે ભેલાઈ ગર્ભસ્થાનમાં દાખલ થઈ જાય છે. એવી માન્યતા કોઈ રીતે ખરી ઠડી શકતી નથી કારણ તે કુદરતી કાનુનની વીરૂધ છે આપણે હમેશાં જોઈએ છીએ કે હઝારો જવજંતુ-

એ વાસી અથવા ગંદા ખાણામાં તથા સડેલા જખમોમાં હોય છે. મેલાં કપડાઓમાં સેંકડો જુ હોય છે ઈનસાનના પેટમાંબી કીડા ઉત્પન થાય છે. શું આપણે કહી શકીશું કે એ સરવે બાહેરથી યા આસમાન ઉપરથી ઉતરી આવતા કોઈના દીઠામાં આવ્યા છે? ખરી વાત એજ છે કે રૂહ શરીરમાંથીજ નીકલે છે અને એ બી ખુદાતઆલાની એક પેદાયશજ છે જે એજ દલીલથી સાબીત થાય છે.

આ ટાંકણે આ બયાનથી અમોને એ દેખાડવું છે કે જે સર્વશક્તીમાન ખુદાએ પોતાની અપાર કુદરતે રૂહને શરીરમાંથી કાહાડયું છે તેની બીજી એ બી ધારણા જાહેર થાય છે કે રૂહની બીજી પેદાયશને બી તે શરીર મારફતેજ જાહેરમાં લાવે. રૂહની હીલચાલ આપણા શરીરથીજ હોય છે જયાંબી આપણે આપણા શરીરને ચલાવ્યે છીએ ત્યાં રૂહ બી સાથેજ હોય છે. તેટલા માટે ઈનસાનની સ્વભાવીક હાલતો તરફ ધ્યાન આપવું ખુદાતઆલાની પાક કીતાબનુંજ કામ હોવાથી કોરાને શરીફે ઈનસાનની સ્વભાવીક હાલતો સુધારવા માટે એજ કારણસર અતીસે ધ્યાન આપ્યું છે. ઈનસાનનું હસવું રડવું ખાવું પીવું સુવું બોલવું ચુપ રહેવું ચાલવું થોભવું પરણવું અને જાહેરી પાકીઝગી નાહવું વગેરે માટેના નિયમોનુ બજાવવું તથા બીમાર અને તંદરોસ્ત હાલતો વખતે ખાસ ખાસ નીયમો મુજબ વરતવું એ તમામ બાબતો

વીસે હીદાયતો લખવામાં આવી છે. તેમજ ઈનસાનની શારીરીક હાલતોને રૂહાની હાલતો ઉપર બહુજ અસર નાખનારી ઠેરાવી છે. અગર એ હાલતોને વીગતવાર દરશાવવામાં આવે તો હું નથી ધારી શકતો કે આ વીષય સંભલાવવા માટે ગમે તેટલો વખત પુરતો થઈ શકે.

હું જ્યારે ખુદાતઆલાના પાક કલામ પર ગોર કરૂં છું અને જોઉં છું કે કેવી રીતે તેણે પોતાની તાલીમોમાં ઇનસાનને તેની સ્વભાવીક હાલતોના સુધારાના કાયદા ફરમાવી પછી રફતે રફતે તેને વધારતાં છેક રૂહાની હાલતના ઉતમ દરજ્જા પર પોંહચાડે છે ત્યારે મને એના વીશાલ મારેફત ભરેલા કાયદાઓની ખુબીઓથી જણાય છે કે એ ચાહે છે કે ઇનસાનને પેહલે તે બેસવા ઉઠવા ખાવા પીવા અને વાતચીત વગેરે તમામ બાબતોના નીયમો શીખવી જંગલી અને અણુઘડ હાલતમાંથી છોડવી હેવાનોની સરખામણીથી ઉંચો કરી એક અદના દરજ્જાની અખલાકી હાલતમાં લાવે જેને આપણે દુન્યાદારી હાલત કહી શકયે તે પછી તેની તે અદના અખલાકી આદતોને સુધારી મધ્યમતા પર લાવી એક નીતી રીતીવાલા ઇનસાનમાં ફેરવી નાંખે પણ એ બેઉ સ્થીતીઓ હકીકતમાં એકજ છે કારણ કે તે માત્ર સ્વભાવીક હાલતોના સુધારા સંબંધીજ છે. ફરક માત્ર ઉતરતી અને ચઢતી સ્થીતીઓના લીધેજ છે. તે હીકમતોથી ભરેલા મહા

બુદ્ધીમાને અખલાકી હાલતોના સુધારા માટેના કાયદા એવી રીતે રચ્યા છે કે જેથી એક ઈનસાન અદના અદના નીતીઓથી આલા દરજાપર ચઢયોજ જાય.

એ પછી સુધારાની ત્રીજી સ્થીતી એ છે કે જેથી ઈનસાન પોતાના ખાલીકની મોહબત અને રઝામંદીમાં એવો તો ગરક થઈ જાય કે જાણે તેની આખી જીંદગી ફક્ત ખુદા ખાતરજ હોય એ તે સ્થીતી છે કે જેની યાદ માટે મુસલમાનોના મઝહબનું નામ ઈસલામ રાખવામાં આવ્યું છે.

**ઈસલામનો અર્થ.** ઈસલામ શબ્દનો અર્થ એ છે કે ખુદાતઆલાને સદંતર આધીન થઈ જવું અને પોતાનું જાણે કશું બાકી હોયજ નહી. જેમકે ખુદા જલ જલાલહુ ફરમાવે છેઃ—

**બલા મન અસલમા વજહ હુ લિલ્લાહે વહોવા મોહસેનુન ફલહૂ અજરોહૂ ઈન્દા રબ્બેહી વલા ખવફુન અલયહીમ વલા હુમ યહ ઝનૂન (૨: ૧૦૬)**

**(૨) કુલ ઈન્ન સલ્લાતી વનોસોકી વમહયાયા વ મમાતી લિલ્લાહે રબ્બીલ આલમીન લા શરીકા લહૂ બઝાલેકા ઓમિરતો વઅના અવ્વલુલ મુસ્લેમીન (૬: ૧૬૩)**

(૩) વઅન્ન હાઝા સેરાતી મુસ્તકીમન ફ્ન તબેઊ-હો, વલાતત્ત બેઊસ સોબોલા ફતફર રકાબેકુમ અન સબી લેહી ( ૬ : ૧૫૪ )

(૪) કુલ ઈન કુન્તુમ તોહિબ્બૂનલ્લાહ ફત્તબેઊની યોહબિબ કોમુલ્લા હો વ યગફિર લકુમ ઝનુ બકુમ વલ્લાહો ગફૂરૂર રહીમ ( ૩ : ૨૯ ) એટલે

“નજાત પામેલો તે શખસ છે જે પોતાની જીંદગી ખુદા માટે અને ખુદાની રાહમાં અર્પણુ કરી દે. ન ફકત શબ્દોથી પણુ નેક કામોથી તેની સચાઈ દેખાડી આપે. જે શખસ એમ કરે તેનો બદલો ખુદાને ત્યાં નીરમાણુ થઈ ચુકો છે અને ન એવા લોકોને કશો ભય છે અને ન તેઓ દલગીર થશે (૨) કહે મારી નમાઝ તથા મારી કુરબાની તથા મારૂં જીવવું તથા મારૂ મરવું તે ખુદા માટે છે કે જે તમામ જગતનો પાલનહાર છે. કોઈ ચીજ યા કોઈ શખસ તેનો ભાગ્યો નથી તેમ તેની કોઈ પેદાયશને તેની સાથે કશી શરાકત (ભાગીદારી) નથી. મને એજ ફરમાવવામાં આવ્યું છે કે હું એમજ કરૂં અને ઈસલામની એ ખરી હકીકત પર કાયમ રહેનારો એટલે ખુદાની રાહમાં પોતાની જીંદગી કુરબાન કરનારો હું સર્વેથી પેહલો છું (૩) આ મારી રાહ છે એજ ખરી છે માટે આવો અને મારી રાહ એખત્યાર કરો

અને એની વીરૂધ કોઈ રાહ એખત્યાર ન કરો અગર કરશો તો ખુદાથી દુર ફેંકાઈ જશો (૪) એઓને કહી દે કે અગર તમો ખુદાને ચાહો છો તો મારી પાછલ થાઓ અને મારી રાહ પર ચાલો કે જેથી ખુદા તમોને ચાહે અને તમારા ગુનાહ બખશે અને તે બખશનારો રહીમ છે."

હવે હું ઈનસાનની એ ત્રણ હાલતો જુદી જુદી બયાન કરીશ પણ તે પેહલાં એ યાદ દેવાડવાની અગત્ય છે કે સ્વભાવીક હાલતો જેની ઉત્પતી નફસે અમ્મારાથી છે તે ખુદાતઆલાના પાક કલામ મુજબ અખલાકી હાલતોથી કાંઇ સદંતર જુદીજ ચીજ નથી કારણ કે ખુદાતઆલાના પાક કલામે ઈનસાનના મનની તમામ વલણો તથા શારીરીક ખાહેશો તથા મનોવીકારને સ્વભાવીક હાલતના પ્રકરણ હેઠલ મુકયા છે. અને તેનો જ્યારે ડાહપણથી લાયક ઠેકાણે સદઉપયોગ થાય છે તો તે અખલાકી રંગમાં ફેરવાઈ જાય છે તેવીજ રીતે અખલાકી હાલતો રૂહાની હાલતોથી કાંઇ સદંતર જુદીજ બાબત નથી બલકે તેજ અખલાકી હાલતો જ્યારે સંપુરણ રીતે ખુદામાં ફના થાય છે અને નફસ મનોવીકારથી સંપુરણ રીતે મુકતી પામી પવીત્ર થઈ ખુદા તરફ જોડાય છે અને ખુદા માટે પુરેપુરી મોહબત તથા ફીદાગીરીમાં ગરક થઈ જઈ અસાધારણ કીસમની શાંત અને સંતોષી હાલત એખત્યાર કરે છે ત્યારે તે રૂહાની રંગમાં

ફેરવાઈ જાય છે. જ્યાં સુધી ઇનસાનની સ્વભાવીક હાલતો અખલાકી રંગમાં ફેરવાઈ ન જાય ત્યાં સુધી તે કશી બી તારીફને લાયક નથી ઠડતો કારણ કે તેવા સ્વભાવીક ગુણો તો ચોપગા હેવાનોમાં બી દીઠામાં આવે છે તેવીજ રીતે થોડાક અખલાકી ગુણો ધરાવવાથી ઇનસાનને રૂહાની જીંદગી નથી બખશાતી બલકે જે શખસ ખુદાની હસ્તીનો વટીક ઇનકાર કરનારો હોયછે તેબી સારા અખલાકો દેખાડી શકે છે. ગરીબ યા સાલેસ સ્વભાવ ધરાવવું યા સુલેહભરી રીતે વરતવું યા લુચ્ચાઇ ન કરવી યા લુચ્ચાઓની સાંબે ન થવું એ સરવે સ્વભાવીક હાલતો હોય છે જે ઘણુ વગર લાયકાત ધરાવનાર માણુસોમાંબી દીઠામાં આવે છે કે જેઓ નજાતની અસલ હકીકતથી સદંતર બેનસીબ અને નાવાકેફ હોય છે. ઘણુ જાનવરો બી ગરીબ હોય છે અને જ્યારે પાલવામાં આવે છે ત્યારે ઘણુ હલીમલી જાય છે અને ફટકા પર ફટકા લગાડવા છતાં સાંબે થતા નથી પણુ તેથી કોઇ તેઓને ઇન્સાન કહી શકે નહી ત્યારે એ ખસલતોના લીધે કોઈ ઘણુાજ સારા અખલાકવાસો ઇનસાન હરગીઝ ન કહેવાય તેવીજ રીતે કોઇ તદન ખોટી માન્યતા ધરાવનારો યા બુરા કામ કરનારો હોવા છતાં તેનામાં બી એવા ગુણો હોય છે. એ સંભવીત છે કે ઇનસાન દયા દેખાડવામાં એટલે હદ સુધી વધી જાય કે અગર તેના પોતાના જખમમાં કીડા પડયા હોય તો તેને મારી નાખવા વાજબી ન ધારે અથવા

માથામાં થતી જુ અથવા પેટ યા આંતરડા યા ભેજામાં ઉતપન થતા કીડાને બી ઇજા આપવા ન ચાહે એટલુંજ નહી પણ હું એબી કબુલ કરૂં છું કે કોઇ દયા દેખાડવામાં એટલું અતેરૂં કરે કે મધ ખાવું બી છોડી દે કારણ કે મધ ઘણી ગરીબ માખીઓને વેરવીખેર તથા નાશ કરવા પછીજ મલી શકે છે અને હું એ બી માનુ કે કોઈ કસ્તુરી ખાવાનુ બી છોડી દે કારણ કે કસ્તુરી હરણનુ ખુન છે જે તે ગરીબ પ્રાણીને તેના બચાંઓથી વીખુટા પાડી તેને મારી નાખવા પછીજ હાંસલ થાય છે. તેમજ હું એનો બી ઇનકાર નથી કરતો કે કોઇ મોતી વાપરવાનુ બી છોડી દે અને રેશમ બી ન પહેરે કારણ કે એ બેઉ મેલવવા માટે ગરીબ કીડાઓનો નાશ કરવો પડે છે બલકે હું એ બી માનુ કે કોઈ શખસ દુખની વખતે જળો ન લગાડે અને પોતેજ દુખ ખમે કે જેથી ગરીબ જળોનો મરો ન થાય. છેલ્લે હું તો એ બી માનવા તૈયાર છું કે કોઇ શખસ દયા દેખાડવા એટલી હદ સુધી વધે કે પાણી પીવાનુ બી છોડી દે અને એવી રીતે પાણીની અંદરના કીડાઓને બચાવવા પોતેજ હલાક થાય પણ હું એ હરગીઝ કબુલ ન કરી શકું કે એ સરવે સ્વભાવીક હાલતો અખલાકી કેહેવાઇ શકાય અથવા માત્ર આવી વર્તણુકથી ઇન્સાનનો બાતેની સડો ધોવાઈ જાય કે જેની હસ્તી ખુદા સાથેના મેળાપ દરમ્યાન નડતળ છે. એ હરગીઝ ન માની શકાય કે એવી તરેહનુ

ગરીબ અથવા રાંક થવું કે જે કેટલાક ચોપગા જાનવરો તથા પક્ષીઓમાં બી ઇન્સાન કરતાં વધારે પ્રમાણમાં દીઠામાં આવે છે તેથી તે શ્રેષ્ટ ઇન્સાન્યતનુ સાધન થઈ શકે. બલકે ખરૂં પુછો તો એ કુદરતના કાનુનો વીરૂધ લડવું અને ખુદાની બક્ષાયલી નેઅમતોનુ રદ કરવું કહેવાય. ખરી રૂહાન્યત ત્યારેજ હાંસલ થઇ શકે છે કે જ્યારે આપણી શક્તિઓનો તક મલવે લાયક ઠેકાણે સદઉપ્યોગ કરયે અને ખુદાના કાનુનો મુજબ વફાદારીથી અને મકમપણે વરતી તેનાજ થઇ જઇએ. જે તેનોજ થઇ જાય છે તેની નીશાની એ છે કે તે તેના વગર જીવી શકેજ નહી જાણે તે એક માછલી છે જે ખુદાના હાથમાં કુરબાન થઇ ગઈ છે અને ખુદાની મોહબત તે તેનું પાણી છે.

હવે હું અસલ બાબત તરફ રૂજુ થાઉ છું કે જેનો હું ઝીકર કરી ચુકો છું કે ઇનસાની હાલતોની ઉત્પતીના મુળ ત્રણ છે તે એ કે નફસે અમ્મારા, નફસે લવ્વામાહ તથા નફસે મુતમઇન્નાહ. તે મુજબ સુધારાના તરીકા બી ત્રણ છે. પેહલો તરીકો એ છે કે જેથી જંગલી અને અણુઘડ ઇનસાનોને ખાવા પીવા પરણુવા વગેરે સંસારી બાબતોમાં કેલવી ઇન્સાન્યત મુજબ વરતનારા બનાવવા કે જેથી તેઓ જંગલીઓ મુજબ નાગા ફરી કુત્રાઓની જેમ મુરદાર ખાઈ બીજી અવીવેકી ચાલો ચલાવતા અટકે. એ સ્વભાવીક હા-

લતોના સુધારાનો પેહલો અહના દરજ્જો છે. એ એવી કીસમનો સુધારો છે કે ગોયા પોરટ બલેરના કોઇ જંગલી માણસને ઇન્સાન્યતના અહનામાં અહના પ્રકારના અખલાકો શીખવવા હોય. એ પછી સુધારાનો બીજો તરીકો એ છે કે જ્યારે તે શખસ ઇન્સાન્યત મુજબ વરતવાના જાહેરી અદબ હાંસલ કરી લે તો પછી તેને ઇનસાન્યતના મોહટા મોહટા અખલાકો શીખવવા કે જેથી તે ઇનસાનને અપાયલી શક્તિઓને લાયક ઠેકાણે સદઉપયોગ કરતાં શીખે. એ પછી સુધારાનો ત્રીજો તરીકો એ છે કે જ્યારે એવા જાહેરી ઉમદા અખલાકો જે લોકો એ હાંસલ કરી લીધા હોય તેઓને ખુદાની મોહબતના શરબતની લીઝત ચખાડવી. એ ત્રણ સુધારા છે કે જેનો બ્યાન કોરાને શરીફમાં ફરમાવવામાં આવ્યો છે.

## ઈસલામના મહાન પેગમ્બરનુ જાહેર થવું અને દુન્યાની તે વખતની હાલત.

આપણા મહાન પાક પેગમ્બર જેઓ ઉપર ખુદાના બેશુમાર આશીરવાદ હોજો જ્યારે જાહેર થયા તે વખતે દુન્યા હરેક પ્રકારની ખરાબીઓમાં ડુબેલી હતી જેમકે ખુદાતઆલા ફરમાવે છે **ઝહરલ ફસાદો ફિલ બરરે વલ બાહરે** ( ૩૦ : ૪૦ ) એટલે "બગડી ચુકા બેઉ જંગલ તથા

દરયા" એનો એ ભાવાર્થ છે કે જેઓ અહેલે કીતાબ કહેવાતા હતા તેઓ તથા જેઓ પર ઇલહામ (ખુદાના કલામ અથવા પ્રેરણા) ની નવાજેશ થઇ ન હતી તે બેઉ બગડી ચુકા હતા. માટે કોરાને શરીફનુ મુખ્ય કામ એ મુરદાઓને જીવતા કરવાનું હતું જેમકે તે ફરમાવે છે **એઅલમૂ અન્નલ્લાહા યોહયિલ અરઝ બઅદ મવતેહા** (૫૭ ૧૬) એટલે "એ વાત જાણી લેઓ કે હવે ખુદા નવેસરથી ઝમીનને તેના મરવા પછી જીવતી કરે છે" તે ઝમાનામાં અરબસ્તાનની હાલત તો અતીસે ખરાબ હતી ત્યાંના લોકોમાં ઇન્સાન્યત જેવું કશું બાકી રહ્યુંજ ન હતું તમામ બદકારી તેઓની નઝરમાં મગરૂબી હતી, દરેક શખસ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકતો હતો, હરામનું ખાવુ તેઓ પોતા માટેનો શીકાર સમજતા હતા, પોતાની માતાઓ સાથે પરણવું તદન કાયદેસર સમજતા હતા, તેટલાજ માટે ખુદાતઆલાને ફરમાવવું પડયું કે **હોરરેમત અલયકુમ ઉમ્મહાતોકુમ** (૪ : ૨૩) "હરામ છે તમારા ઉપર તમારી માતાઓ સાથે પરણવું." તેવીજ રીતે તેઓ મુરદાર ચીઝો ખાતા હતા, મનુષ્ય ભક્ષ કરવાને બી ચુકતા નહી. દુન્યાનો એવો કોઈ ગુનાહ ન હતો જે તેઓ ચુકતા હતા. ઘણાખરા સરવે કયામતનો ઇનકાર કરનારા હતા. તેઓમાના ઘણાખરા ખુદાની હસ્તી બી માનતા ન હતા. દીકરીઓને પોતાના હાથોથી રંહસી નાખતા હતા. યતીમોને હલાક કરી તે-

ઓની માલમતા ખાઇ જતા હતા. દેખાવમાં તો તેઓ ઇનસાન હતા પણ એવી ઊંધી અકલના. ન તેઓને કશી હયા હતી ન શરમ ન મલાહજો. શરાબ તો તેઓ પાણી માફક પીતા હતા. જે બહુજ ઝીનાકાર તે કોમનો સરદાર કહેવાતો. અજ્ઞાનતા તો એટલી કે તેઓની આસપાસની કોમો તેઓનુ નામ ઉમ્મી રાખ્યું હતું. એવા વખતમાં અને એવી કોમોનાં સુધારા માટે આપણા મહાન પાક પેગમ્બર સાહેબ (સ) મક્કા શહેરમાં જાહેર થયા.

આ તેજ ઝમાનો હતો કે જે માટે ઉપર બયાન કરેલા ત્રણ પ્રકારના સુધારાઓની અગત્ય હતી. આ કારણથીજ કોરાને શરીફ દુન્યાની તમામ હીદાયતો કરતાં સંપુરણ અને શ્રેષ્ટ હોવાનો દાવો કરે છે કારણ કે દુન્યાની બીજી કીતાબોને એ ત્રણે પ્રકારના સુધારાઓ માટેની તકો ન મલી જ્યારે કોરાને શરીફને મલી. આ મુજબ કોરાને શરીફને જે મહાન કાર્ય બજાવવું હતું તેમાં સૌથી પેહલે એ હતુ કે હેવાન્યત ખસલત ધરાવનારી આદમજાતને ઇનસાન બનાવવું તે પછી ઇનસાનને અખલાકવાલો ઇનસાન બનાવવું અને તે પછી અખલાકવાલા ઇનસાનને ખુદાઇ (પવીત્ર) ઇનસાન બનાવવું એટલા:માટે કોરાને શરીફ એ ત્રણ કામો માટે ઉત્તમ હીદાયતો દરશાવે છે.

હવે હું એ ત્રણે સુધારા વીસે વીગતવાર બયાન કરૂં તે આગમજ એ કહી દેવું અગત્યનું ધારૂં છું કે કોરાને શરીફમાં એવી કોઇ તાલીમ નથી કે જે ઝબરદસ્તીથી માનવી પડે. બલકે કોરાનની તમામ તાલીમ તથા મકસદ એ ત્રણે સુધારાઓ સંબંધીજ છે અને બીજા તમામ ફરમાનો એ સુધારાઓના સાધનો તરીકે છે. બીજું જેવી રીતે દાકટરને કોઇ દરદના ઇલાજ માટે વાઢકાપ કરવાની યા મલમ ચોપડવાની જરૂર પડે છે તેવીજ રીતે કોરાને શરીફની હીદાયતોમાં ઇનસાની હમદરદી માટે એવા ઇલાજો લાયક ઠેકાણે વાપરવામાં આવ્યા છે. એની તમામ જ્ઞાની વાતો, હીદાયતો, ફરમાનોની અસલ નેમ ઇનસાનોની સ્વભાવીક હાલતો જે પોતામાં અણઘડ ખાસ્યતો રાખે છે તેને સુધારી અખલાકી બનાવે અને પછી અખલાકી હાલતોને સુધારી રૂહાની હાલતોમાં ફેરવે કે જેની કોઇ હદજ નથી.

કોરાને શરીફની તાલીમ.

હું એ આગમજ બયાન કરી ચુકો છું કે સ્વભાવીક હાલત અખલાકી હાલતથી કાંઇ જુદીજ ચીજ નથી બલકે તેજ હાલતોનો જયારે તક મલવે અકલમંદી તથા સમજદારીથી લાયક ઠેકાણે સદઉપયોગ થાય છે તો તે અખલાકી હાલતોમાં ફેરવાઇ જાય છે. પણ એ આગમજ એટલે સમજી વીચારીને વરતવા આગમજની વર્તણુંક ગમે તેટલી અખ-

લાકમાં મલતી હાય છતાં તે અખલાકી કહેવાશે નહી બલકે તે સ્વભાવીક હાલતના જુસ્સાઓજ કહેવાશે. દાખલા તરીકે એક કુતરૂં યા એક બકરી પોતાના માલેક તરફ પ્રેમ યા અંકસાર દેખાડે તો આપણે તે કુતરાને વીવેકી યા બકરીને લાયકીવાલી કહીશું નહી. તેવીજ રીતે એક વરૂ યા વાઘને તેના ઝનુન લીધે અવીવેકી કહીશું નહી. વીવેકી યા અખલાકી વર્તણુંક ત્યારેજ કહેવાય જ્યારે સમજી વીચારીને તેનો ઉપયોગ થાય. જે શખસ સમજી વીચારીને વરતતો નથી તેની સરખામણી એક બાળક જેની સમજશકતી ખીલેલી ન હોય યા એક દીવાનો જે પોતાની સમજશકતી ખોહી બેઠેલો હોય તેની સાથે થઇ શકે છે. તેમ કેટલીકવાર આપણે બાળક યા દીવાનામાં એવી વર્તણુંક જોઇએ છીએ જે અખલાકી જેવી હોય પણુ તેથી કોઇ દાનેશમંદ તેનો નામ અખલાકી નહી રાખશે કારણુ કે તેઓની તે હીલચાલ ઘટતી સમજદારીના લીધે નથી હોતી પણુ સ્વભાવિક વલણુના લીધે હોય છે. જેવી રીતે કે એક બાળક જન્મ પામતાંજ પોતાની માતાની છાતી તરફ વલગે છે, અને એક મરઘીનુ બચ્ચું પેદા થતાંજ ચાંચથી દાણું ઉપાડવા દોડે છે, અને જળોનુ બચ્ચુ જળો જેવી આદત પોતામાં રાખે છે, અને સાંપનું બચ્ચું સાંપ જેવી આદત જાહેર કરે છે, અને વાઘનું બચ્ચુ વાઘની આદત દેખાડે છે.

ખાસ કરીને ઇનસાનના બચ્ચા વીસે ગોર કરવું જોઇએ કે કેવી રીતે તે જન્મ પામતાંજ ઇન્સાની આદતો દેખાડવી શરૂ કરે છે અને જયારે તે વરસ એક યા દોઢનો થાય છે ત્યારે તેની સ્વભાવીક આદતો વધારે સ્પષ્ટ થાય છે. દાખલા તરીકે તેનું રડવું પેહલા કરતાં વધારે બુલંદ થાય છે તેમ જ હસવું ખડખડાટ ભરયું થાય છે તેની આંખો ચોકસાઇથી જોનારી થાય છે એ નાહની ઉમરમાં તેનામાં પોતાની સ્વભાવીક ખુશી યા નાખુશી જાહેર કરવાના લક્ષણો ઉતપન થાય છે એજ મુજબ એક જંગલી અને અણઘડ માણસની હાલત બી બચ્ચાં જેવી હોય છે કારણકે તેનામાં ઇનસાની લાયકાતનો બહુજ થોડો ભાગ ખીલેલો હોય છે. અને તે બી પોતાની વાતચીત કામકાજ તથા હીલચાલમાં એવાજ સ્વભાવીક લક્ષણો દેખાડે છે અને પોતાના સ્વભાવીક જુસ્સાઓને તાબે રહે છે. તેના કામો પુખ્ત વીચાર યા તદબીર વાલા નથી હોતા બલકે જેવી એની સ્વભાવિક વલણ હોય છે તેજ બાહેરના સમાગમ મુજબ પ્રગટી નીકલે છે. એ સંભવીત છે કે એના સ્વભાવિક જુસ્સાઓ જે કોઈ બાતેની કારણસર બાહેર પ્રગટી નીકલે છે તે બધાજ કદાચ ખરાબ ન હોય બલકે તેમાંના કેટલાક નેક અખલાકને મલતાં હોય છતાં તેને અકલમંદી દુરઅંદેશી યા દાનેશમંદી સાથે કશોએ સંબંધ હોતો નથી. અગર કાંઇક હોય બી છતાં તેનુ કોઇ બી કામ દુર અંદેશીથીજ થયું છે એમ ચોકસ માની

ન શકાય કારણકે મોટે ભાગે તેના સરવે કામો સ્વભાવિક જુસ્સાઓનેજ તાબે હોય છે.

ટુંકમાં આપણે એવા શખસો જેઓ જંગલી તથા અણઘડો મુજબ અથવા બાળકો તથા દીવાનાઓ મુજબ સ્વભાવિક જુસ્સાઓને તાબે રહે છે તેઓની વર્તણુકને ખરા અખલાકનુ નામ ન આપી શકયે. બલકે ખરા અખલાકનો ઝમાનો તે વખતથી શરૂ થાય છે કે જ્યારથી ઇન્સાન ખુદાની બખશાયલી અકલ તથા સમજથી નેકી બદીમાં તથા બે નેકીઓ અને બે બદીઓના દરજ્જામાં તફાવત કરી શકે. તે પછી અગર તે ખરો માર્ગ ચુકી જાય યા તે કોઈ ખોટો કામ કરે તો તેના દીલમાં પસ્તાવો થાય અને તે માટે પોતાને પશેમાન જુએ. એ ઈનસાનની ઝીંદગીનો બીજો ઝમાનો છે જેને ખુદાના પાક કલામ કોરાને શરીફે નફસે લવ્વામાહનુ નામ આપ્યું છે. પણ યાદ રાખવું જોઇએ કે એક અણઘડને નફસે લવ્વામાહની પંકતી પર પોહચાડવા માટે થોડીક નસીહતો સંભલાવી આપવી પુરતી થતી નથી બલકે એના માટે એ જરૂરી છે કે તેને ખુદા સંબંધી એટલો જ્ઞાન હાંસલ કરવું જોઈએ કે જેથી તે પોતાની પેદાયશને એક બેહુદી યા વગર અર્થની ચીજ ન સમજે જેથી ખુદાની મારેફતનો સાચો એખલાસ એમાં ઉતપન થાય. તેટલાજ માટે કોરાને શરીફમાં હીદાયતો સાથે ખુદા

સંબંધી જ્ઞાન વીસે બહુ ધ્યાન ખેંચવામાં આવ્યું છે. અને ઇનસાનને ખાત્રી અપાવામાં આવી છે કે તેના હરેક અમલ તથા નેકી બદી પોતામાં એક નતીજો રાખે છે જેની અસરથી તે આ જીંદગીમાં રૂહાની સુખ યા દુખને લાયક થાય છે અને બીજી જીંદગીમાં તદન ખુલ્લી રીતે એનું પરીણામ તેને દેખડાવવામાં આવશે. ટુંકમાં નફ્સે લવ્વામાહની સ્થીતી પર પહોંચવાથી ઇન્સાન અકલ મારેફ્ત તથા પાક અંતકરણ હાંસલ કરે છે જેથી તે બુરા કામો માટે પોતાને ઠપકો આપેછે અને નેક કામે માટે આતુર અને ખાહેશમંદ બને છે એ સ્થીતી તે છે કે જેમાં ઈનસાન ઉમદા અખલાક હાંસલ કરે છે.

હું બહેતર ધારૂં છું કે અત્રે ખુલ્ક શબ્દના અર્થનો કાંઈ ખુલાસો કરૂં. માટે જાણવું જોઇએ કે એક શબ્દ ખલ્ક છે જેનો અર્થ જાહેરી પેદાયશ છે તથા બીજો શબ્દ ખુલ્ક છે જેનો અર્થ બાતેની પેદાયશ છે. હવે ખરા અખલાકને બાતેની પેદાયશ સાથે સંબંધ છે નહી કે સ્વભાવિક જુસ્સાઓ સાથે. તેથી અખલાક માટેજ એ શબ્દ વપરાય છે. બીજી એ વાત બી બયાન કરી દેવી યોગ્ય છે કે લોકો એ ધારે છે કે ખુલ્ક અથવા નીતી ફક્ત સહનશીલતા નરમી યા અંકસારીનેજ કહે છે. એ તેઓની ભુલ છે બલકે ખરૂં એ છે કે હરેક જાહેરી અવયવના મુકાબલાપર ઇનસાનને

બાતેની કમાલ બી બક્ષવામાં આવી છે જેના સદઉપયોગનુ નામ ખુલ્ક છે. દાખલા તરીકે ઇનસાન જ્યારે જાહેરી અવયવ આંખથી રડે છે ત્યારે એના મુકાબલા પર એને બંધબેસ્તી આવતી બાતેની કમાલવાલી એક શક્તી છે તેનો નામ ( રીક્કત ) કરૂણા છે જેનો જ્યારે સદઉપ્યોગ થાય છે ત્યારે તે એક ખુલ્ક છે. તેવીજ રીતે હાથોથી દુશમનની સાંબે થવાય છે તેના મુકાબલા પર બંધબેસ્તી આવતી એક બાતેની શકતી છે તેનો નામ બહાદુરી છે જેનો જ્યારે સદઉપ્યોગ થાય છે ત્યારે તે એક ખુલ્ક છે. તેવીજ રીતે ઈનસાન કોઈ વખત હાથોથી મઝલુમ ( ઝુલમ ખમનારાઓ )ને ઝા- લીમો ( ઝુલમ ગુજારનારાઓ ) થી બચાવે છે અથવા મોહ- તાજો યા ભુખ્યાઓને કાંઈ આપેછે યા બીજી કોઈરીતે માણુસ જાતની ખીદમત બજાવે છે ત્યારે એના મુકાબલા પરની બાતેની એક શકતી છે જેનો નામ દયા છે. તેવીજ રીતે કોઈ વખત ઇનસાન પોતાના હાથોથી ઝાલીમોને સજા કરે છે તો તેના મુકાબલા પરની બાતેની શકતીનો નામ વેર છે એજ રીતે ઈનસાન કદી હુમલાનો સાંબો હુમલો કરવા નથી ચાહતો અથવા ઝાલીમોનો ઝુલમ દરગુજર કરે છે ત્યારે તેના મુકાબલા પરની બાતેની શકતીનો નામ સહન- શીલતા અથવા સબર છે. એજ રીતે કદી ઈનસાન માણુસ જાતને ફાયદો પોંહચાડવા પોતાના હાથોથી યા પગોથી યા દીલથી યા ભેજાથી કામ લે છે યા તેઓના ભલા માટે

પોતાનુ નાણું ખરચે છે તો એના મુકાબલા પરની બાતેની શકતીનો નામ સખાવત છે એ મુજબ જ્યારે ઈનસાન એ તમામ શકિતઓનો તક મલતા લાયક ઠેકાણે સદઉપયોગ કરેછે ત્યારે તેને ખુલ્કનું નામ અપાય છે.

મહા મોટી શાન ધરાવનાર ખુદાએતઆલા આપણા પાક પેગમબર સાહેબ (સલ)ને ફરમાવે છે "**ઈન્નકા લઅલા ખોલોકિન અઝીમ**" (૬૮ : ૪) એટલે "ખચીત તુ મોટા ઉતમ ખુલ્કપર કાએમ છે." એટલે સખાવત, બાહદુરી, અદલ, દયા, અહેસાન, સત્યતા, ઉદાર મન, વગેરે તમામ કીસમના અખલાક તારામાં ભરેલા છે. ટુંકમાં ઈનસાનના દીલમાં અદબ, હયા, પ્રમાણીકપણું, ઉદારતા, ગયરત, ખંત, પાકદીલી, પરહેઝગારી, નરમાસ, હમદરદી, બાહદુરી, સખાવત, માફી, સબર, એહસાન, સત્યતા, વફાદારી વગેરે એ તમામ સ્વભાવીક હાલતો છે અને ઇનસાન અગર પોતાને બખશાયલી સ્વભાવીક શકતીઓને સમજી વિચારીને તક મલવે લાયક ઠેકાણે સદઉપયોગ કરે તો એ તમામ અખલાક કહેવાશે. એ મુજબ તમામ અખલાક કહેવાતી નીતીઓ શરૂઆતમાં ઇનસાનની સ્વભાવીક શકતીઓ તથા જુસ્સાઓ હોય છે પણ તે પછી તેનો સદઉપયોગ થવા પછીજ તે અખલાકમાં ફેરવાઈ જાય છે. ઇનસાનના સ્વભાવિક ખવાસમાં એ એક ખાસ ખુબી હોય છે કે તે પોતામાં

સુધારો કર્યોજ જાય કે જેવી ખુબી બીજા કોઈ બી પ્રાણીમાં નથી હોતી અને ઈનસાન પોતાની એ નેમ ખરા મઝહબની પેરવી કરવાથી તથા નેક સોહબત તથા નેક તાલીમોથી પોતાની તમામ વલણોને અખલાકના રંગમાં ફેરવી શકે છે.

## ઈનસાનની સ્વભાવીક હાલતો તથા તે માટેનો પહેલો સુધારો.

કોરાને શરીફ ઇનસાનની સ્થીતી સુધારવા માટે જે ત્રણ કીસમના સુધારાની તાલીમ આપે છે તેમાંથી અમો પેહલે સ્વભાવિક હાલતોના અદના દરજ્જાના સુધારા સંબંધી ઝીકર કરીશું.

અદબ અખલાકની અનેક નીતીઓમાંની એક નીતી છે જેની બજાવણીથી જંગલી જેવા અણઘડો ખાવા પીવા પરણુવા વગેરેની સંસારી બાબતોની તાલીમ હાંસલ કરી હેવાનો જેવી જીંદગીથી નજાત પામી સુધારાની રાહ ઉપર આવે છે જે વીસેના અદબો ( રીતભાતો ) સંબંધી ખુદાએતઆલા કોરાને શરીફમાં ફરમાવે છેઃ—હુરરેમત અલયકુમ ઉમ્મહાતો કુમ વ બનાતોકુમ વ અખવાતોકુમ વ અમ્માતોકુમ વ ખાલાતોકુમ વ બનાતુલઅખે વ બનાતુલ ઉખ્તે વ ઉમ્મહાતોકોમુલ્લાતી અરઝઅનકુમ વ અખવાતોકુમ મેનર રઝાઅતે વ ઉમ્મહાતો નેસાએકુમ

વ રબાએબો કોમુલ્લાતી ફીહોજુરે કુમ મીન્ને સાએ-
કોમુલ્લાતી દખલ તુમ બેહિન્ન ફઇનલમ તકૂનુ દખલ
તુમ બેહિન્ન ફલાજોનાહા અલયકુમ વહલાએલો
અબનાએ કોમુલ લઝીનામિન અસલાબેકુમ વઅન
તજમઉ બયનલ ઉખ્તયને ઇલ્લામા કદ સલફા. (૪:૨૭)

(૨) લા યહિલ્લો લકુમ અન તરેસુન્નેસાઆ કરહન
(૪ : ૨૩)

(૩) વ લા તનકેહુ માનકહા આબાઓકુમ મેનન્ને
સાએ ઇલ્લામા કદ સલફા. (૪ : ૨૬)

(૪) ઓહિલ્લ લકોમુન્તય્યેબાતો; વલ મોહસનાતો
મેનલ મોઅમેનાતે વલ મોહસનાતો મેનલ્લઝીના
ઉતુલ કેતાબામિન કબ્લેકુમ એઝા આતયતો
મૂહુન્ન ઓજુરહુન્ન મોહસેનીના ગયરા મોસાફ
ફેહીના વલ્લાસુન્ત ખેઝી અખદાનીન (૫ : ૭)

(૫) વ લા તકતોલૂ અનફોસકુમ (૪ : ૩૩)

(૬) લા તકતોલૂ અવલાદકુમ (૬ : ૧૫૨)

(૭) લા તદખોલૂ બોયૂતન ગયરા બોયૂતેકુમ હત્તા

તસ્તઅનેસૂ વતો સલ્લેમૂ અલા અહલેહા ઝૂઈ-ક્લમ તજેદૂકીહા અહદન ફલાતહ ખોલૂહા હત્તા યુઅઝના લકુમ વઇનકીલા લકોમુરજેઊ ફરજેઊ હોવઅઝકા લકુમ ( ૨૪ : ૨૭ )

(૮) વઅતુલ બોયૂના મિન અબવા બેહા ( ૨ : ૧૮૫ )

(૯) વ એઝા હુયયિયતુમ બેતહિય યતીન ફહયયૂબે અહસન મિનહા અવરૂદ્દૂહા ( ૪ : ૮૮ )

(૧૦) ઇન્નમલ ખમરો વલ મયસેરો વલ અનસાબો વલ અઝલામો રિજસુમ મિન અમલિશ શય-તાને ફજતને બૂહો લઅલ્લકુમ તુફલેહૂન (૫:૪૨)

(૧૧) હુર્રેમત અલય કોમુલ મએતતો વદ્દમો વ લહમુલ ખિનઝારે વમાઓહિલ્લ લેગએરિલ્લાહે બેહી વલમુન ખનેકતો વલમવ કૂઝતો વલ મો-તરદ્દ દેયતો વન્નતીહતો વમા અકેલસ્સબોઓ ઈલ્લામાઝક કયતુમ વમાઝોબેહા અલન્નોસોબે ( ૫ : ૪ )

(૧૨) યસ અલૂનકા માઝા ઓહિલ્લ લહુમ કુલ ઓ-હિલ્લ લકોમુત્તયેબાતો ( ૫ : ૫ )

(૧૩) એઝા કીલ લકુમ તફસ્સ સહૂફિલ મજાલેસે ફફસહૂ વ એઝા કીલન શોઝૂ ફનશોઝુ (૫૮:૧૨)

(૧૪) કોલૂ વશરબૂ વલાતુસરેફૂ ( ૭ : ૨૯ )

(૧૫) કૂલૂ કવલન સદીદા ( ૩૩ : ૭૦ )

(૧૬) વસેયાબકા ફતહહિર વરરૂજઝા ફહજુર (૭૪:૪)

(૧૭) વગઝુઝ મિન સવતેકા વકસીદ ફી મશયેક ( ૩૧ : ૧૮ )

(૧૮) તઝવ વહ ફઇન્ન ખએરઝ ઝાદિત તકવા.

(૧૯) વઈન કુન્તુમ જોનોબન ફત્તહહરૂ ( ૫ : ૯ )

(૨૦) વફીઅમ્વાલેહિમ હકકુલ લિસ્સાએલે વલમહરૂમ ( ૫૧ : ૧૯ )

(૨૧) વઈન ખિફતુમ અલ્લા તુકસેતૂ ફિલ યતામા ફનકેહૂ માતા બલકુમ મેનન્નેસાએ મસના વસોલાસા વરોબાઆ, ફઈન ખિફતુમ અલ્લા તઅદેલૂ ફવાહેદતનન અવ મામલકત એમાનોકુમ, ઝાલેકા અદના અલ્લાતઊલૂ વઆતુન્નેસાઅ સદોકાતે હિન્ન નેહલતન ( ૪ : ૩ )

## તરજુમો

(૧) તમારા પર તમારી માતાઓ હરામ કરવામાં આવી તથા તમારી દીકરીઓ તથા તમારી બેહનો તથા તમારી પુઇઓ તથા તમારી માસીઓ તથા તમારી ભત્રીજીઓ તથા તમારી ભાણેજીઓ તથા તમારી તે માતાઓ જેઓએ તમોને દુધ પાયું તથા તમારી દુધબેહેનો તથા તમારી સ્ત્રીઓની માતાઓ તથા તમારી સ્ત્રીઓના આગલા ખાવંદની દીકરીઓ જેઓથી તમારી સોહબત થઈ ચુકી હોય અને અગર તમારી તેઓથી સોહબત નહી થઈ હોય તો ગુનાહ નથી તથા તમારા હકીકી (સગા) દીકરાની સ્ત્રીઓ તેમજ બે બેહનો એક વખતમાં એ સર્વે કામો જે પેહલે થતા હતા આજે તમારા પર હરામ કરવામાં આવ્યા છે.

(૨) એ બી જાએઝ નથી કે તમે ઝબરદસ્તીથી તમારી સ્ત્રીઓના વારસ બનો.

(૩) અને તમો ન પરણો તે સ્ત્રીઓ જેઓને તમારા પીતાઓ પરણ્યા હતા એ આગમજ જે થયું તે થયું.

(૪) જાએઝ છે તમારા વાસ્તે પાક ચીજો તથા જાએઝ છે પરણવું તમારા માટે પાકદામાન સ્ત્રીઓ મોમીનામાંથી

અને પાકદામાન સ્ત્રીઓ તે લોકોમાંથી કે જેઓને તમારી આગમજ કીતાબ અપાઇ છે જે વખતે કે મહેર નકી થઈ નીકાહ થઈ જાય. બદકારી જાએઝ નથી તેમજ ન ઝીના ન ખાનગી મોહબતાનુ. કેટલાક જાહેલ અરબોમાં એ રસમ હતી કે જેને અવલાદ ન થાય તેની સ્ત્રી બીજાથી આશનાઈ કરે કોરાને શરીફે એ બદ રસમ જેને મુસાફીહત કહે છે તેને હરામ ઠડાવી.

(૫) આપઘાત કરો નહી.

(૬) તમારી અવલાદને કતલ કરો નહી.

(૭) દાખલ થાઓ નહી બીજાઓના ઘરોમાં જંગલીઓ મુજબ વગર રજાએ. રજા માટે થોભવું જોઇએ. અને જ્યારે બીજાઓના ઘરે જાઓ તો દાખલ થતાં અ-સલામાઓ અલયકુમ કહો. અગર ઘરમાં કોઈ ન હોય તો તે ઘરમાં દાખલ ન થાઓ જ્યાં સુધી કોઈ તે ઘરનો ધણી તમને રજા આપે. અને અગર તે ઘરનો ધણી એ કહે કે તમે પાછા ચાલ્યા જાઓ તો તમે પાછા ચાલ્યા જાઓ. જે તમારે માટે વધારે નેક છે.

(૮) અને જ્યારે કોઇના ઘરમાં જાઓ તો તેના બારણાઓ

માંથી જાઓ. ન કે દીવાલો ઉપરથી કુદકા મારીને.

(૯) અને જે વખતે કોઈ તમોને સલામ કહે તો તમે તેને તેનાથી બહેતર સલામ કહો અથવા તેટલીજ ફેરવો.

(૧૦) શરાબ અને જુગાર અને બુત અને ફાલના તીર એ સરવે નાપાક અને શેતાની કામો છે માટે એથી પરહેઝ કરો કે જેથી તમારૂં ભલું થાય.

(૧૧) હરામ કરવામાં આવ્યું છે તમારા ઉપર મુરદાર અને લોહી અને ડુક્કરનો માંસ અને જેના પર ખુદા સીવાય બીજાનુ નામ લેવામાં આવ્યું હોય અને ગળું ઘુંટેલું અને લાકડીથી મારી નાખેલું અને પછાડી મારેલું અને સીંગડાથી ભોંકાઈ મરેલું અને ફાડી ખાનારા જાનવરનુ ખાધેલુ અને બુતો ઉપર કુરબાની થયલું. એ સરવે મુરદારની ગણત્રીમાં છે માટે તે ખાવું ન જોઈએ.

(૧૨) અને અગર તેઓ તને પુછે કે ત્યારે તેઓએ શું ખાવું જોએઝ છે તો તેઓને કહે કે તમારે વાસ્તે દુન્યાની તમામ પાક ચીજો ખાવા માટે જાએઝ છે ફક્ત મુરદાર તથા મુરદારને મલતી નાપાક ચીજો ન ખાઓ.

(૧૩) અને જ્યારે મજલીસોમાં કહેવામાં આવે કે જગયા પહોળી કરો એટલે બીજાઓને બેસવા માટે જગ્યા આપો તો તુરત જગ્યા પહોળી કરો જેથી બીજાઓ બેસી શકે અને જ્યારે કહેવામાં આવે કે ઉઠી જાઓ તો તુરત ઉઠી જાઓ.

(૧૪) ખાઓ અને પીઓ તમામ પાક ચીજો પછી તે માસ હોય યા ભાજીપાલો પણ હદથી વધો નહી એટલે ખાવામાં બેઅંદાજ ન થાઓ પણ મધ્યમતા વાપરો.

(૧૫) નકામી વાતો ન કરો પણ લાયક ટાંકણે ઘટતું બોલો.

(૧૬) તમારો લીબાસ પાક રાખો, તથા તમારી દરેક ચીજ જેમકે તમારા શરીર તમારા ઘર તમારો મોહલો તમારી બેસવા ઉઠવાની જગા એ સરવેને નજાસતથી દુર રાખો.

(૧૭) મધ્યમપણે ચાલો ન ઘણુ ઉતાવલે ન ઘણું આસ્તે તેમજ મધ્યમપણે બોલો ન ઘણું મોટે સાદે ન તદન ધીમે.

(૧૮) મુસાફરીએ નીકલો તો દરેક વાતની પુરતી જોગવાઈ કરો કે જેથી માંગવું ન પડે.

(૧૯) જનાબત (નાપાકી)ની હાલતમાં હો તો ગુસલ કરી પાક થાઓ.

(૨૦) અને પોતાના માલમાંથી માંગનારા તથા ન માંગનારાઓનો હક રાખો જેમકે જમવા બેસો ત્યારે કોઈ સવાલ કરે તો તેને આપો તથા કુત્રા વગેરે જાનવર યા પક્ષીઓને બી ખવાડો જો તેવો જોગ હોય તો.

(૨૧) યતીમ છોકરીઓ જેની તમે પરવરીશ કરો છો તેઓ સાથે તમો નીકાહ કરી શકો છો પણ તેઓ વગર વાલી ના હોવાથી તમો તેઓ સાથે ઇનસાફથી વરતી ન શકો એવો તમોને ભય હોય તો તમોને સારી લાગે તેવી બીજી ઓરતો સાથે નીકાહ કરો જેઓના વાલી હોય કે જેથી તેઓનો તમોને ખોફ રહે એક બે ત્રણ ચાર સુધી જો તમો અદલથી વરતી શકો તો. અગર તમો અદલથી વરતી ન શકો તો એકજ ઓરત બસ છે. અને તેઓની મહેર આપો. કોરાને શરીફે વાજબી કારણ હોય તો અને અદલથી વરતી શકો તો ૪ ઓરતો સુધી પરણવાની રજા આપી છે જેથી લોકો સંખ્યાબંધ ઓરતો પરણવાના રીવાજથી તથા હરામકારીથી બચે."

ટુંકમાં કોરાને શરીફ એ પેહલો સુધારો દરશાવે છે કે જેથી ઇનસાનની સ્વભાવીક હાલતોને જંગલીઓના તરીકા પરથી સુધારી તેને સંસારી ઈનસાન બનાવે છે. આ

તાલીમમાં ઉતમ દરજાના અખલાકની ફીકર નથી એમાં તો ફક્ત ઇનસાન્યતના આદાબ છે અને અમો એ આગમજ જણાવી ચુકા છીએ કે એની એ અગત્ય હતી કે જે કોમમાં આપણા મહાન પેગમબર સાહેબ (સલ) જાહેર થયા હતા તે કોમ હેવાન્યતની ચાલમાં બીજી સરવે કોમોથી ચહડતી હતી. ઇનસાન્યતની કોઈ વર્તણુક તેઓમાં હસ્તી ધરાવતી ન હતી માટે એ જરૂરી હતું કે સૌથી પેહલે તેઓને ઇન-સાન્યતના અદબો શીખવવામાં આવે.

એક વાત અત્રે નોંધવા લાયક છે જે હુક્કર અથવા ક્નિઝીર જેને હરામ ઠેડવવામાં આવ્યું છે તેના નામમાં જ ખુદાએતઆલાએ શરૂઆતથી મનાઇના કારણનો ઇશારો કરયો છે. ક્નિઝીર ક્નિઝ અને અરનો બનેલો છે ક્નિઝ એટલે બહુ ખરાબ અને અર એટલે જોઉં છું જેથી ક્નિ-ઝીરનો અર્થ હું બહુ ખરાબ જોઉં છું. એ મુજબ ખુદાએ-તઆલાએ શરૂઆતથીજ એ જાનવરને જે નામ આપ્યું છે તેજ એની નાપાકી સાબીત કરવાની પુરતી દલીલ છે. વધારે અજાએબી તો એ છે જે હીંદીમાં એ જાનવરને સુઅર કહે છે એ શબ્દ સુ અને અરનો બનેલો છે એનો બી એજ અર્થ થાય છે કે હું બહુ ખરાબ જોઉં છું એ વાતથી અજબ ન થવું જોઇએ કે સુ શબ્દ અરબી કેમ થઈ શકે કારણકે મે મારી કીતાબ મિનાન ઉલ રહમાનમાં સાબીત કરયું છે

કે અરબી ભાષા તમામ ભાષાઓની મા છે. અને અરબી ભાષાના શબ્દો હરેક ભાષામાં એક બે નહી પણ હજારોની સંખ્યામાં ભેલાયલા દીઠામાં આવે છે. માટે સુ અરબી શબ્દ છે જેથી હીંદીમાં એનો તરજુમો બદ થાય છે જેથી એ ભાષામાં બી એ જાનવર બદ કહેવાય છે. એમાં કશોએ શક નથી જણાતો કે જે ઝમાનામાં અરબી ભાષા તમામ દુન્યાની ભાષા હતી ત્યારે આ દેશમાં એ જાનવરનુ નામ કિનઝીરને મલતુ સુઅર રાખવામાં આવ્યું હતું જે હજી સુધી એક યાદગીરી તરીકે ચાલુ રહ્યુ છે એ સંભવીત છે કે સાનસ્કીતમાં એ શબ્દ કાંઇક બદલાયો હોય પણ અસલ શબ્દ એજ છે કારણ કે કિનઝીરના અર્થ મુજબ એ જાનવરનુ નામ બંધ બેસ્તુ છે.

હવે શા માટે એ જાનવરને એવા અર્થનુ નામ લાગુ પાડવામાં આવ્યું તે વીસે લંબાણથી ખુલાસો કરવાની જરૂર નથી. કારણકે કોણ નથી જાણતું કે એ જાનવર નજાસત ખાવામાં એક્કો છે તથા બેહયાઇમાં પુરો છે. હવે એનુ હરામ થવાનુ કારણ દેખઇતું છે કે કુદરતી કાનુન મુજબ એવા બદ અને પલીદ જાનવરના માસનો ઉપયોગ કરવાથી તેની પલીદ અસર શરીર તથા રૂહ ઉપર પડે છે કારણ કે અમોએ એ આગમજ સાબીત કરી આપ્યું છે કે ખોરાકની અસર ઇનસાનની રૂહ ઉપર જરૂર થાય છે ત્યારે

એમાં શું શક રહ્યો કે એવા બદ જાનવરના માસની અસર બી બહજ થાય. ઇસલામની આગમજના ચુનાની તબીબોએ બી પેહેલેથીજ એ મત જાહેર કરયું હતું કે એ જાનવરનો માસ બેહયાઈ ઉતપન કરે છે. એજ કારણુસર કોરાને શરીફે મુરદાર જાનવરનું ખોરાક બી હરામ ઠેરવ્યું છે કારણ કે તે ખોરાક બી જાહેરી તંદરોસ્તી તથા બાતેની અખલાક પર માઠી અસર ઉતપન કરે છે. તેમજ જે જાનવરોનું લોહી અંદરજ રહે છે જેમકે ગલુ મરડીને તથા ફટકો મારીને મારી નાખવામાં આવે છે તે તમામ જાનવરો મુરદારની ગણત્રીમાં છે. શું જે મુરદાનુ લોહી અંદરજ રહી જાય છે તે પોતાની હાલતપર ટકી શકે છે? હરગીઝ નહી બલકે તે તરતજ ગંદુ થવા મંડે છે જેની અસરથી તેનુ તમામ માસ ગંદુ થઈ જાય છે એટલુંજ નહી પણ હાલનો આગળ વધેલી સાયંટીફીક તપાસથી બી એ સાબીત થયું છે કે લોહીમાંના કીડા મરણ પામ્યાથી તેનુ ઝેર તમામ શરીરમાં ફેલાઈ જાય છે.

## ઇનસાનની અખલાકી હાલતો.

કોરાને શરીફ ઇનસાનની સ્વભાવીક હાલતોને લયતા પેહલા સુધારા આપ્યા પછી તે હાલતોનો સહઉપયોગ કરયા-થી કેવી રીતે તે ઉમદા અખલાકવાલો ઇનસાન બને તેની



તાલીમ દરશાવે છે. એ બાબત બહુ મોટી છે અને અગર હું અતરે કોરાને શરીફમાં દરશાવેલા તમામ અખલાક વીસે વીગતવાર બયાન કરૂં તો એ વીષ્ય એટલો લાંબો થઈ પડે કે તેનો દસમો ભાગ બી નેમેલા વખતમાં પુરો ન થઈ શકે જેથી હું અત્રે તે ઉંચા અખલાકોના ફકત થોડાક દાખલા નમુના તરીકે બયાન કરીશ.

હવે જાણવું જોઇએ કે અખલાક બે કીસમના હોય છે. પેહલી કીસમના અખલાક એ છે કે જેથી ઈનસાન બી-જાનુ બુરૂ કરતાં અટકે છે. બીજી કીસમના અખલાક એ છે કે જેથી ઇનસાન બીજાનુ ભલું કરવા શકિતવાન થાય છે. હવે પેહલી કીસમમાં તે અખલાક શામીલ છે કે જેથી ઇનસાન કોશેશ કરે છે કે તે પોતાના હાથ યા ઝબાન યા આંખ યા શરીરના બીજા કોઈ અંગ્યવથી બીજાના જાન માલ યા આબરૂને કશું નુંકસાન ન પહોંચાડે અથવા કોઇને નુકસાન પોહચાડવાનો યા હલકો પાડવાનો વિચાર બી ન કરે અને બીજી કીસમમાં તે અખલાક શામીલ છે કે જેથી ઇનસાન કોશેશ કરે છે કે તે પોતાના હાથ યા ઝબાન યા ઇલમ યા બીજી કોઈ તરેહથી બીજાના જાન માલ યા આ-બરૂને ફાયદો પોંહચાડે અથવા બીજાની શોભા યા માન વધારવાનો વિચાર કરે અથવા કોઇએ એનાપર ઝુલમ કરયો હોય અને તે શખસ સઝાને લાયક હોવા છતાં તેને દરગુ-

જર કરે કે જેથી તેને શારીરીક દુઃખ યા માલના દંડથી બચાવી ફાયદો પહોંચાડે યા એવી કીસમની સઝા કરે કે જેથી તે સઝા ખરેખર તેના માટે એક આશીરવાદ સમાન થઈ પડે.

## પાકદામની.

ઉપર જણાવેલા બે કીસમના અખલાકમાંથી એક તો એ કે જેથી ઇનસાન બીજાનુ બુરૂ કરતાં અટકે છે તેવા ૪ અખલાક છે જે અરબી ભાષામાં તમામ ઇનસાની વીચારો રીતભાતો તથા અખલાક જાહેર કરવા માટે એક એક શબ્દના પણ ઉંડા અર્થોના નામો ધરાવે છે જેમાંથી પેહલે આપણે **ઇહસાન** નામનો ખુલ્ક લઇશુ જેનો અર્થ **પાકદામની** થાય છે જે મરદ તથા ઓરતમાં ઉત્પતીની શક્તી સાથે સંબંધ રાખે છે એક મરદને મુહસીન નામ અથવા એક ઓરતને મુહસીના નામ ત્યારેજ અપાય છે કે જ્યારે તે અથવા તેણી ઝીનાકારી અથવા એવી હરામકારી ઉતપન કરનારી વર્ત્તણુકથી દુર રહી પોતાને એ નાપાક બદકારીથી બચાવે છે નહીકા એનો નતીજો બંને માટે આ જહાનમાં નામોશી તથા લાનત અને બીજી જહાનમાં અઝાબનો ભોગ થવું છે ઉંપરાંત સગાવાહલાઓની બી બેઇઝતી તથા સખત નુકસાની થાય છે. દાખલા તરીકે જે શખસ કોઇની સ્ત્રી સાથે નાજાએઝ રીતે વરતે એક બારગી તેઓ વચે હરામ-

કારી ન થઈ હોય છતાં જ્યારે તેવી વર્તણુક જાહેર થઈ જાય છે તો બેશક તે આબરૂદાર નીરદોષ ઘરધણી જેની સ્ત્રી બીજા સાથે કુકર્મ કરવા રાજી થઈ હોય અથવા ખરેખર બદકાર બની ચુકી હોય તો તેનાપર તેણીને તલાક આપી દેવાની ફરજ પડે છે અને એવી સ્ત્રીના પેટે જે બચ્ચુ અવતરે છે તેમાં બી ઘણો ફરક ઉત્પન થાય છે જે સરવે નુકસાની નાહક બીચારા ઘરધણીને તેવા બદઝાતના લીધે ખમવી પડે છે.

અત્રે યાદ રાખવું જોઇએ કે એ ખુલ્ક જેનુ નામ ઇહુસાન અથવા પાકદામની છે એ ત્યારેજ ખુલ્ક ( નીતી ) કહેવાશે કે જ્યારે એક શખસ જે બદનઝરી તથા બદકારીનો જોશ પોતામાં રાખતો હોય એટલે કુદરતી તેનામાં એવી શકતી હોય કે જેથી તે એવા ગુનાહોનો ભોગ થઈ શકે છતાં જ્યારે તે પોતાના જુસ્સાઓ દાબી નાખી એવી બદવર્તણુકનો ભોગ થતો બચે ત્યારેજ તે એક ખુલ્ક અથવા નીતી કેહવાય. પણ બાલ અવસ્થા યા નામરદાઇ યા નપુસકપણા યા જઇફીના લીધે જેમાં એવી શકતી નથી હોતી તેને એ ઇહસાનનો ખુલક લાગુ નથી પડતો જો કે તેનામાં એ ખુલ્ક ( નીતી ) છે પણ તે સ્વભાવીક હાલતના લીધે છે અને હું અનેકવાર જણાવી ચુકો છું કે સ્વભાવીક હાલત ત્યાં સુધી અખલાકી હાલત નથી કહેવાતી જ્યાં

સુધાં કે ઇનસાન પોતાની તેવી શકતીઓનો સમજદારીથી ઘટતે ઠેકાણે સદઉપયોગ કરે અથવા સદઉપયોગ કરવાની લાયકાત ધરાવતો હોય. માટે જેમકે મેં હમણાજ જણાવ્યું છે તેમ કોઇ બાલક યા કોઇ નામરદ યા એવા લોકો જે કોઈ તદબીરથી પોતાને નામરદ બનાવી દે છે તેઓને એ ખુલ્ક ( નીતી ) લાગુ પડતી નથી જો કે જાહેરમાં તેઓ પાકદામન જીંદગી ગુજારનારા જણાય છે પણ તે તેઓની સ્વભાવીક હાલતના લીધે છે તે સીવાય વધુ કશીએ શાબાશીને પાત્ર તેઓ નથી. અને એવી બદકારી ઉતપન કરનારા કરતુકો જેવી રીતે મરદો મારફતે થવા પામે છે તેવીજ રીતે ઓરતો મારફતે બી થવા પામે છે તેથીજ ખુદાએતઆલાની પાક કીતાબમાં બેઉ મરદો તેમજ ઓરતો માટે એ તાલીમ ફરમાવવામાં આવી છે કેઃ—

**કુલ લિલ મોઅમેનીન યગુઝઝૂ મિન અબ્સારેહિમ વયહફઝૂ ફેરૂજહુમ ઝાલેકા અઝકા લહુમ. વકુલ લિલ મોઅમેનાતે યગઝુઝન મિન અબ્સારેહન્ન વયહફઝના ફેરૂજહુન્ન વલાયુબ્દીના ઝીનતહુન્ન ઇલ્લા:મા ઝહરા મિન્હા વલ યઝરિબના બેખોમોરેહિન્ન અલા જોયુબેહિન્ન. વલા યઝરિબ્ન બેઅરજોલેહિન્ન લેયોઅ લમા માયુખફીના મિન ઝીનતેહિન્ન વતૂબૂઈલલ્લાહે જમીઅન અય્યોહલ મોઅમેનૂના લઅલ્લકુમ**

સુરેહ નુર (૨૪ : ૩૦)

કહે તું ઇમાનદાર મરદોને કે બચાવે તેઓ પોતાની આંખો નામહરમ ઓરતોને જોવાથી અને એવી ઓરતોને ખુલ્લી તોરથી ન જુઓ કે જેથી કામી જુસ્સાઓ ઉસકે રાવાનો સંભવ હોય અને એવે ટાંકણે નઝર લગભગ બંધ જેવી રાખવાની આદત કરે અને પોતાની શરમની જગાઓ સાચવે એટલે જેવી રીતે બની શકે તેવી રીતે ઢાંકે તેમજ પોતાના કાનોને નામહરમોથી બચાવે એટલે પારકી ઓરતોના ગાન તાન તથા ખુશાલીના અવાજો ન સાંભલે તેમજ તેઓની રંગરૂપની વાતો ન સાંભલે એ રીતી પાક નઝર તથા પાક દીલ રાખવા માટે ઉમદા તરીકો છે. તેવીજ રીતે ઇમાનદાર ઓરતોને કહી દે કે બચાવે તેણીઓ પોતાની આંખો નામહરમ મરદોને જોવાથી તથા તેઓની ઓી લંપટ વાતો ન સાંભલે તથા પોતાની શરમની જગાઓ પરદામાં રાખે. તથા પોતાના શણગાર ભરેલા અંગ્યવો નામહરમ મરદો જોઈ સકે તેવી રીતે ખુલ્લાં ન મુકે સિવાય તે જે જાહેર છે. અને તેઓ પોતાની ઓઢણીઓ પોતાના ગીરેબાન ઉપર નાખે એવી રીતે કે જેથી ગીરેબાન તથા બેઉ કાનો તથા માથુ તથા કાનપટીઓ સરવે ચાદરના પરદામાં રહે. અને તેઓ પોતાના પગો જમીન ઉપર અફાળે નહી જેવી રીતે કે નાચનારીઓ કરે છે.

જીગરો વીંધનારા પોતાના રૂહાની અંધાપાના લીધે જોઈ શકતા નથી કે તેઓની એવી ગઝબનાક વર્તણુકથી આખેરતમાં તેઓને કેવા દુખ દાયક અઝાબનો ભોગ થવું પડશે. અફસોસ!

હા. તેઓને પોતાની સાંકડી માન્યતા પર ચીટકી બેસવાનુ બીજું બી એક કારણ મળ્યું છે. તે એ કે તમામ ગેરઇસલામી મઝહબો ખાસ ખાસ કોમો માટેનાજ હોવાથી તેઓમાં વંસપરમપરાથી એ બી એક માન્યતા ઉતરતી આવી છે કે બીજી કોમોના શખસોને પોતાના મઝહબમાં લેવા નહી. પણ ખુદાતઆલાએ ઇસલામ મઝહબને સૌથી છેલ્લા મઝહબ તરીકે નીરમાણ કરેલો હોવાથી એને દુન્યાની તમામ કોમો માટેનો એક સામાન્ય મઝહબ ઠેરવ્યો છે તેથીજ ઇસલામમાં કોઇબી કોમના શખસને ખુશીથી લેવામાં આવે છે. એટલુંજ નહી પણ જ્યારે એવા શખસો ખુદા તથા તેના પેગમ્બરના સરવે ફરમાનો ઉપર ઇમાન લાવી તે મુજબ અમલ કરે છે ત્યારે તેઓ મોઅમેનીન કહેવાય છે અને સગા ભાઈઓ જેવા પ્યારા લેખવામાં આવે છે. જેમકે ફરમાવવામાં આવ્યું છે "ઇન્નમલ મુમેનુના ઇખ્વતુન".

ખ્રીસ્તી વગેરે કોમોબી રફ્તે રફ્તે પોતાના મઝહબોમાં બીજાઓને લેવા લાગ્યાં છે પણ તે તેઓના પેગ-

મ્બરોના ફરમાનોથી સદંતર વીરૂધ છે કારણુ કે તેઓના પેગમ્બરો ફક્ત ચોકસ કોમો માટેનાજ પેગમ્બરો હતા જેમકે ખ્રીસ્તીઓ સૌથી મોટી ગેરઈસલામી કોમ છે છતાં તેઓના પવીત્ર પેગમ્બર Jesus Christ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવે છે I am not sent but unto the lost sheep of the House of Israel (Matt 15 : 24) તેથીજ જ્યારે એઓની હયાતીમાં એક Samaritan કોમની સ્ત્રી એઓના ફીરકામાં શામેલ થવા આવી તો એઓએ તેણીને લેવા સાફ ના પાડી અને પોતાની કોમને એવા પરકોમના શખસોને લે.ાની સખત મનાઈ કરી જેમકે તેઓ ફર્ર.ાવે છે "Go not unto the way of the Gentiles and enter not into any city of the Samaritans, but go rather to the lost sheep of the House of Israel" (St Jhon 16: 12) એટલુંજ નહી પણુ ખ્રીસ્તી મીશીનરીઓ પોતાના મઝહબનો અસલ સ્વરૂપ સદંતર બગાડી બેઠા છે. તેઓના પેગમ્બર સાહેબનો ખુલ્લો દાવો છે કે તેઓ ફક્ત ચોકસ કોમ માટેના માત્ર પેગમ્બરજ છે છતાં એઓના મીશીનરીઓ એઓને ખુદા તથા ખુદાના દીકરા તરીકે મનાવવા માટે આખી જેહાનમાં એ ગઝબનાક માન્યતા ફેલાવવાનો ધંધો લઈ બેઠા છે અગર એઓ ખરેખર ખુદા અથવા ખુદાના દીકરા હતે અથવા ઓછામાં ઓછું દુન્યાની તમામ

કોમો માટેના પેગમ્બર હતે તો શા માટે એઓ તે ઓને પોતાના ફીરકામાં લેવા ના પાડતે અને શા માટે તેઓ પોતાની કોમને બીજા પરકોમના લોકો વીષે ઉપલો મનાઇનો હુકમ ફરમાવતે ? દાનેશમંદ વાંચનારાઓ આ ઉપરથી તેઓની ગુમરાહી આસાનીથી સમજી શકશે.

એવી રીતે દરેક કોમમાં અનેક કીસમના બગાડા પેવસ થઈ ગયા છે. તેઓના પેગમ્બરોએ તો ખુદાની મઅરેફત હાંસલ કરવાની ખરી તઅલીમ આપી હતી પણ તેઓની વફાત બાદ રફતે રફતે તેઓ તે અસલ તઅલીમથી વેગળા થતા જઇ ઇનસાન, હેવાન, સુરજ, ચંદ્ર, આતસ, પાણી, ઝાડ, પથર વગેરેને પુજવાનો ખોટી રસમોના મઝહબો બનાવી બેઠા. જેમાં રૂહાન્યત જેવું કશું હોતુંજ નથી. તેથીજ ખુદાતઆલાએ તેઓમાં ફરી ફરી પોતાના પ્રતીનીધીઓ જાહેર કરયા કે જે તેઓને તેઓની જહાલતમાંથી છોડવી ખરી અસલ રાહ ઉપર લઈ આવે પણ તેઓમાં તે ખોટી રસમો તથા ખોટા ખ્યાલો એવા જડ ઘાલી બેસી ગયલા હોય છે કે તેઓ તે નવા જાહેર થયલા ખુદાના પ્રતીનીધીને ઠગારો શખસ સમજી તેની ખરી હીદાયત સ્વીકારવા ચોખ્ખી ના પાડતા અને સાંબો તેનેજ ગુમરાહ ઠેડવતા જેમકે ખુદાતઆલા ફરમાવે છે **સુમ્મ અર સલના રોસ્લે ના તતરા, કુલ્લમા જાઅ ઉ-**

અમતર રસુલોહા કુલ્લ ઝબુહો એટલે "પછી અમો અમારા પેગમ્બરો એક પછી એક મોકલ્યા પણ જ્યારે બી લોકો પાસે તેઓનો પેગમ્બર આવતો તો તેઓ તેને ખોટો પાડતા" (કોરાન પ્રકરણ ૨૩: ૪૬) જેથી આખરે તે વખત આવ્યો કે જ્યારે ખુદાતઆલાએ તે સરવે મઝહબો રદ બાતલ કરી દુન્યાની તમામ કોમો માટે એકજ સામાન્ય મઝહબ ઇસલામ મુકરર કરયો અને સાફ ચેતવી આપ્યું કે **વમંય યબતગે ગયરલ ઈસલામે દીનન ફલય યુકબલ મિન્હો વહો વફિલ આખેરતે મેનલ ખાસેરીન** એટલે જે કોઈ ઈસલામ સીવાય બીજા કોઇ મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલવામાં આવશે નહી અને તે આખેરતનો આવતી ઝીંદગીમાં નુકસાન ખમનારાઓમાંનો થશે. (કુરાન પ્રકરણ ૩ : ૭૪) તેથીજ ઇસલામના પવીત્ર પેગમ્બર હઝરત મહમદ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવે છે કે "હું તમામ દુન્યા માટે મોકલવામાં આવ્યો છું. જ્યારે આગલા પેગમ્બરો ખાસ કોમો માટે મોકલવામાં આવ્યા હતા (મસનદે ઇમામ આહમદ હંબલ)

ઈસલામ સીવાય બીજા તમામ મઝહબો રદ થયાં છે તેનો બીજો ખુલ્લો પુરાવો એ છે કે ખુદાતઆલાએ દરેક મઝહબની સ્થાપના બાદ વખતો વખત તેમાં પોતાના પ્રતી-

નીધીઓ જાહેર કરવાનું નીરમાણ કરયું હતું તે નિયમ ઈસલામની સ્થાપના બાદ રદ કરયું. તેથીજ ઇસલામ સીવાય બીજા કોઈ બી મઝહબમાં ખુદાના પ્રતીનીધીનુ જાહેર થવું હરગીઝ જારી રહ્યું નથી કે જે દરેક મઝહબ માટે બહુજ અવશય બાબત હોય છે કારણ મઝહબમાં ઉત્પન થતી ખરાબીઓ દુર કરવામાં ન આવે તો મઝહબનુ અસલ સ્વરૂપજ બદલાઇ જાય જેમાં કશીએ શક નથી. જેમકે હીંદુઓના પવીત્ર પેગમ્બર હઝરત ક્રીશન જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવે છે "જ્યારે ઝમીન ઉપર બદકારી વધી જાય છે ત્યારે હું સત્ય આશકાર કરવા ફરી ફરી જનમ પામું છું."* તેવીજ રીતે ખ્રીસ્તીઓના જાણીતા ધરમગુરૂ Reverend R. Bosworth M. A. જણાવે છે "A Religion which is not wating for a revival is waiting till it be swept away. તથા બીજા એક જાણીતા પ્રોફેસર મેક્ષમુલરનુ મત ટાંકે છે કે Professor Max Muller has remarked with truth, that

---

* ફરી જન્મ પામવાની એ મતલબ નથી કે તેઓનુજ રૂહ ફરી બીજા શરીરમાં દાખલ થઇ દુન્યામાં બીજો અવતાર લે છે. નહી. અવતારનો ખરો અર્થ એ છે કે ખુદાતઆલા તેની રૂહાની ખાસીયતમાં બીજાજ કોઈ શખસને પોતાના પ્રતીનીધી તરીકે દુન્યામાં જાહેર કરે છે. જે ખુદાનો ખરો મઝહબ આશકાર કરે છે.

without constant reformation that is to say without a constant return to the fountatin head every religion however pure, must gradually degenerate.

ઇસલામની સ્થાપના થયાને ૧૩૮૦ વરસ થઈ ગયા તે દરમ્યાન ગેર ઇસલામી મઝહબોમાં હજારો ધરમગુરૂઓ થઇ ગયા અને હજી મોજુદ છે પણ કોઈની તાકત નથી કે ઈસલામની એ સત્યતાને ખોટી પાડી પોતાના મઝહબમાં ખુદાના પ્રતીનીધીનું જાહેર થવું જારી રહ્યુ છે તે સાબીત કરે અગર એવો કોઈ દાવેદાર હોય તો બાહેર પડે અને એ વીસે રૂ ૧૦૦૦૦) નો ઈનામ પ્રગટ થયું છે તે હાંસલ કરી પોતાની તથા પોતાના મઝહબની સત્યતા આશકાર કરે. પણ એ તેઓથી તદન અશકય છે જયારે ઈસલામમાં ખુદાએતઆલા ઇસલામના મહાન પેગમ્બર સાહેબ મારફતે આશકાર કરાવેલા ઢંઢેરા મુજબ દર ઈસલામી સદીની શરૂ- આતમાં પોતાનો પ્રતીનીધી જાહેર કરી ઈસલામમાં પેવસ થતા બગાડા દુર કરી ખરો આશીરવાદ કારક અસલ ઈ- સલામ દુન્યામાં આશકાર કરાવે છે. જે બીના ઈસલામી વીધવાનો વંસપરમપરાથી સ્વીકારતા આવ્યા છે એટલુંજ નહી પણ ગેર ઇસલામીઓ બી તે બીના ખુલ્લી રીતે દાખલા દલીલો સાથે પ્રગટ કરે છે.

ઉપલી સરવે વીગતો જાણ્યાથી હવે આપણે તે સવાલનો જવાબ ઇનશાઅલ્લાહ બહુ આસાનીથી આપી શકીશું કે આ ઝમાનામાં જુદી જુદી કોમો જે એક મહાન જગત ગુરૂની વકી રાખે છે કે તે જુદા જુદા પેગમ્બરોની રૂહાની ખાસ્યત ધરાવનારો ખુદાનો એક મહાન સામાન્ય પ્રતીનીધી હશે તે કઈ એક કોમમાંથી જાહેર થવો જોઇએ. બેશક તે સામાન્ય મઝહબ ઇસલામમાંથીજ જાહેર થવો જોઇએ. કારણ ઇસલામની આગમજના સરવે મઝહબો માત્ર ચોકસ કોમો માટેનાજ મઝહબો હોવાથી ખુદાતઆલાએ છેલ્લે દુન્યાની તમામ કોમો માટે એકજ સામાન્ય મઝહબ ઈસલામ મુકર્રર કરયો તેથી હવે ઇસલામ સીવાય બીજા કોઈ બી મઝહબમાં ખુદાના પ્રતીનીધીનુ જાહેર થવું જારી રહ્યુ જ નથી માત્ર ઇસલામમાંજ દર સદીની શરૂઆતમાં જારી રહ્યું છે તો તે મહાન પ્રતીનીધી બી એજ એક સામાન્ય મઝહબ ઈસલામમાંથીજ જાહેર થવો જોઇએ.

પ્રીય વાંચનાર તે મહાન પ્રતીનીધી આ સદીની શરૂઆતમાં જાહેર બી થઇ ચુકા છે અને તે કોઇજ નથી પણ ઉપલાજ હઝરત મીરઝા સાહેબ છે કે જેઓ આ કીતાબના Hero ( હીરો ) છે.

એ કીતાબમાં એઓના દાવા સંબંધી કશી વીગત

નથી કારણ એમાં તો ફક્ત કાનફરેંસ તરફથી પુછવામાં આવેલા પાંચ સવાલોના એઓના તરફના માત્ર જવાબોજ છે.

હવે આ કાનફરેંસની એ હકીકત છે કે આ ઝમાનામાં ઉતર હીંદ તરફ મઝહબી ચકચાર ખુબ ચાલતી હોવાથી કયો મઝહબ સૌથી શેષ્ટ ખુબીઓ ધરાવે છે તે વીષેનુ જ્ઞાન હાંસલ કરવા તથા પ્રજાને તેનો લાભ આપવા માટે ત્યાંના કેટલાક જાણીતા ગ્રહસ્થોએ મોટા પાયા ઉપર એક મહાન મઝહબી કાનફરેંસ ભરવાનો ઠેરાવ કર્યો. જે ટાંકણે તેઓએ મુકરર કરેલા ચોકસ પાંચ સવાલો સંબંધી તમામ મઝહબોના નામચીન પ્રતીનીધીઓ તરફથી તેઓના મઝહબોની રૂએ લેખીત જવાબો મંગાવી લાહોર ખાલેના ટાઉન હૉલમાં તા. ૨૬-૨૭-૨૮ ડીસેમ્બર ૧૮૯૬ ના દીનોએ પચરંગી કોમોના મેલાવડા સનમુખ વાંચી સંભળાવવાનું નકી કરયું. તમામ કોમો તે ટાંકણે પોત પોતાના વીદ્વાન ધરમગુરૂઓને મોકલી શકે તે માટે તેને લગતી જાહેર ખબર છુટથી પ્રગટ કરવામાં હતી બલકે એક ઇશતેહારમાં સોગંદ વટીક આપવામાં આવ્યા હતા. કાનફરેંસે મુકરર કરેલી પાંચ બાબતો નીચે મુજબ હતી.

(૧) ઇનસાનની સ્વભાવીક, અખલાકી તથા રૂહાની હાલતો.

(૨) ઇનસાનની આ ઝીંદગી પછીની હાલત.

(૩) ઇનસાનની આ ઝીંદગીની મુળ મતલબ અને તે પાર પાડવાના સાધનો.

(૪) ઇનસાનની આ ઝીંદગીના અમલો અથવા કામોની અસર હવે પછીની ઝીંદગીમાં.

(૫) ઇલમ અથવા જ્ઞાન તથા ખુદાની મઅરેફતના સાધનો.

જુદા જુદા દીવસો માટે પ્રમુખ તરીકે બીરાજવા માટે નીચલા વીધવાન ગ્રહસ્થોની નેમણુક કરવામાં આવી હતી.

(૧) આનરેબલ જસ્ટીસ રાય બાહદુર પી. સી. ચુકરજી ચીફ કોરટ પંજાબ.

(૨) નામદાર જડજ ખાન બાહદુર શેખ ખુદાબક્ષ સાહેબ સ્માલકૉઝ કૌરટ લાહોર.

(૩) રાય બાહદુર પંડીત રાધાકીશન હાઇકોરટ વકીલ જમ્મુના માજી ગવરનર.

(૪) શાહી તબીબ હઝરત મોલવી નુરૂદીન સાહેબ, કાશમીરના નામદાર માહરાજાના ખાસ તબીબ.

(૫) રાય બાહદુર બી દરસન એમ. એ. જીલ્લાના સેંટલમેંટ ઓફીસર.

(૯) સરદાર જોહારસીંગ લાહોરની ખાલસા કૉલેજ કમી-
ટીના સેક્રેટરી.

નીચલા મઝહબો તથા સોસાયટીઓના પ્રતીનીધી-
ઓએ એ આમંત્રણ સ્વીકારયું હતું.

ઇસલામ, ખ્રીસ્તી, હીંદુ આર્યસમાજ, બ્રહ્મસમાજ, સ-
નાતન, શીખ, થીઓસોફીકલ સોસાયટી, હારમોનીકલ સો-
સાયટી, ફ્રી થીંકરસ સોસાયટી વગેરે તેઓના લખાણોના
પ્રમાણુ મુજબ તેઓ માટે ાા થી ૨ કલાક સુધીનો વખત
[illegible]રવામાં આવ્યો હતો.

હઝરત મીરઝા સાહેબ દુન્યાની તમામ કોમો માટેના
સામાન્ય મઝહબ ઈસલામ માટેના ખુદા તરફના પ્રતીનીધી
હોવાનો દાવો આશકાર કરેલો હોવાથી કાનફરેંસ તરફથી
એક આગેવાન ગ્રહસ્થને કાદયાન ખાતે મોકલી એઓને એ
કાનફરેંસમાં પોતાનો લખાણુ મોકલવાનું ખાસ આમંત્રણ
કરયું જે એઓએ મોટી ખુશીથી સ્વીકારયું. એઓના ભાષણુ
માટે તા. ૨૭ મી ડીસેમ્બર બપોરના ૧ાા થી ૩ાા વાગાનો
વખત મુકરર થયો. એ ટાંકણે એઓએ પોતાનો લખાણુ
વાંચી સંભલાવવા પોતાના એક શીષ્ય મોલવી અબદુલ
કરીમ સાહેબ જેઓને કુદરતી બુલંદ અવાઝની બક્ષેસ થ-
યલી હોવાથી લાહોર ખાતે મોકલ્યો. એઓના ભાષણે

થોડાજ વખતમાં પોતાની ચમતકારીક અસર ફેલાવા માંડી જેથી વીઝીટરો ભારે ઉતસાહથી તે સાંભલવા પડયા. નેમેલા બે કલાક પુરા થયા પણ ભાષણ હજી ઘણું બાકી રહ્યું હતું. વીઝીટરો એજ ભાષણ આગળ ચલાવવાનો આગ્રહ કરવા લાગ્યા. હવે કમીટી વીચારમાં પડી કે શું કરવું. તેટલાં એઓ પછી બીજા ભાષણ કરનાર મોલવી મુબારકઅલી સાહેબ ઉઠયા અને જાહેર કરયું કે હું મારો ભાષાણ માંડીવાલું છું અને મારો વખત ૩ાા થી ૪ાા સુધીનો હઝરત મીરઝા સાહેબના ભાષણ માટે આપું છું. જેથી વીઝીટરોમાં ભારે ખુશાલી વ્યાપી રહી. અને ભાષણ ફરી જારી થયું પણ ૪ાા વાગે જયારે કાનફરેંસ બરખાસ્ત કરવાનો વખત આવ્યો ત્યાંસુધી તે અરધુંએ ખતમ થવા પામ્યુ નહી. જેથી વીઝીટરો જેઓ સવારના ૧૦ વાગાથી આવી બેઠેલા હતા તેઓએ હજી ઉઠવા ચાહ્યું નહી અને એજ ભાષણ વધુ ચાલવા દેવાનો આગ્રહ કરવા લાગ્યા. જેથી પ્રમુખ સાહેબે ફરી રજા આપી અંતે પાા થઈ જવાથી કાનફરેસ બરખાસ્ત કરવામાં આવી. હવે વળતો દીવસ કાનફરેસનો છેલ્લો દીવસ હતો અને બીજા ભાષણ કરતાઓ પોત પોતાના લખાણો વાંચી સંભલાવવા ચાહતા હતા પણ સરવે વીઝીટરો એક અવાઝે હરઝત મીરઝા સાહેબનુ ભાષણ પુરેપુરૂ સાંભલવા દેવાની માંગણી કરવા લાગ્યા જેથી કમીટીને એવી જંગી કાનફરેંસ એક વધુ દીવસ લંબાવવાની ફરજ પડી. એ

સરવે બીનાથી આખા લાહોર શેહેરમાં ભારે ચકચાર થઇ પડી.

બીજે દીને સવારના ૯ વાગા સુધીમાં ૭૦૦૦ થી ૮૦૦૦ વીઝીટરોથી હોલ ચીકાર થઇ ગયો. તે દીને હઝરત મીરઝા સાહેબના બાકીના ભાષણ માટે વધુમાં વધુ ચા ક-લાકનો ટાઈમ આપવાનુ નકી થયું હતું પણ કમીટીની તે ગણત્રી બી ઉભી રહી નહી. કારણ ભાષણ તેટલા વખતમાં પુરૂ થયું નહી પણ વીઝીટરો તો એજ ભાષણ પુરેપુરૂ છેલ્લે સુધી સાંભળવા માગતા હતા જેથી પ્રમુખ સાહેબે તે પુરેપુરૂ ખતમ થાય ત્યાંસુધીનો વધુ વખત આપવાનુ જાહેર કરયું. એ મુજબ એ ભાષણે તમામ વીઝીટરો એકઝીકયુ-ટીવ કમીટી તથા જુદા જુદા વીધવાન પ્રમુખ સાહેબો ઉપર ચમતકારીક અસર નાખી અસાધારણ વાખવાખી હાં-સલ કરી.

હઝરત મીરઝા સાહેબની એ મહાન ફતેહ તવારીખ-માં સદા યાદગાર રહી જશે કારણ એ કાંઈ સાધારણ બનાવ ન હતો. એમાં એક ઉંડો ભેદ સમાયલો હતો. જુદા જુદા મઝહબો, ફીરકાઓ તથા સોસાયટીના પ્રતીનીધીઓ એક પલેટફારમ ઉપર ભેગા થઇ પોત પોતાના મઝહબની સર્વોપરી બીજા મઝહબો ઉપર સાબીત કરી આપવાની એ એક મહાન મઝહબી હરીફાઈ હતી. એ વીશે ખુદાતઆલાએ ૧૩૦૦ વરસ

આગમજ નીરમાણુ કરી મુકયું હતું કે તે ઈસલામના મહાન પેગમ્બર સાહેબની બીજીવારની પધરામણી તરીકે મહેદી (અ) મારફતે ઈસલામને બીજા તમામ મઝહબો ઉપર સર્વોપરી (ગાલીબ) કરશે. જેમકે તે એ વીષે કોરાને શરીફમાં ફરમાવે છે **હોવલ્લ લઝી અરસલ રસૂલહૂ બીલ હોદા વદી નીલ હક્કે લેયુઝહરેહૂ અલદીને કુલ્લેહી વલવ કરેહલ્લ મુશરેકુન** એટલે "ખુદા તે છે કે જેણે પોતાના પ્રતીનીધીને હીદાયત અને ખરા મઝહબ સાથે મોકલ્યો છે એટલા માટે કે તે બીજા તમામ મઝહબો ઉપર ગાલીબ કરે અગર જો કે મુશરીકો તેનાથી અણગમો રાખે (કુરાન પ્રકરણ ૬૧ : ૯) ઈસલામના મહાન પેગમ્બર સાહેબને પોતાના ઝમાનામાં ઈસલામને દુન્યાના તમામ મઝહબો ઉપર ગાલીબ કરવાની તક મલી ન હતી જેથી સુન્ની શીઆના તમામ તફસીર લખનારાઓ એકમત છે કે એ વાયદો મહેદી (અ) મારફતે પુરો થશે અને અલહમ્દોલીલ્લાહ તેમજ થયું.

હઝરત મીરઝા સાહેબ ખુદાના પ્રતીનીધી તરીકે ગેરઈસલામી મઝહબોમાં પેવસ થયથી અનેક મુશરીક માન્યતાઓના ખોટાપણા જાહેર કરી ખુદાઈ ફઝલોથી ભરેલો સામાન્ય અને સંપુરણ ઈસલામ મઝહબ સ્વીકારવાની ફરજ

ગેરઇસલામીઓને ચેતવી આપી અને તે વીષે ૧૨૦૦૦ ઇશતેહારો દુન્યાના જુદા જુદા ભાગોમાં રહેતા ધરમગુરૂઓને કાદયાન ખાતેની બ્રીટીશ પોસ્ટ આફીસ મારફતે રેજીસ્ટર પોસ્ટથી મોકલ્યા તેમજ ઇસલામમાં બી અનેક મુશરીક માન્યતાના ફીરકા ઉત્પન થઈ ગયા હોવાથી તેઓના બી ખોટારા જાહેર કરી આપી તેઓ મારફતે આશકાર થયલો ખરો ઈસલામ સ્વીકારવાની ફરજ ચેતવી આપી જેથી દુન્યાની તમામ કોમો ઈસલામી હો યા ગેર ઇસલામી સરવે એઓ વીષે સખત અણગમો રાખતી એટલે સુધી કે એઓને જાનથી મારી નાખવામાં બહુજ પુન્ય સમાયલો છે એવા ફતવાઓ વટીક પ્રગટ કરવામાં આવ્યા તેથી એઓનો ઇસલામી તથા ગેરઇસલામી કોમો તરફથી જાન લેવાની બી અનેક કોશેશો કરવામાં આવી. પણ જેનો ખુદા પોતે હીમાયતી હોય તેનો શું કદી બી એક વાલે વાંકો થાય? બલકે દરેક કોશેશમાં એઓના દુશમનોજ ઝલીલ થતા.

એવે સમય ઉપલી કાનફરેસ ઉભી થવા પામી. તેમાં વલી હઝરત મીરઝા સાહેબે નીચલો ઢંઢેરો પ્રગટ કરી જુદા જુદા ધરમ ગુરૂઓને ખાસ પોહચાડયો તેથી તેઓને કેવી ટાઢક થઇ હશે તે વાંચનાર આસાનીથી સમજી શકશે.

## સત્યના તલબગારો માટે એક મહાન ખુશખબરી.

"એક મહાન મઝહબી કાનફરેંસ લાહોરના ટાઉન હાલમાં તા. ૨૬-૨૭-૨૮મી ડીસેમ્બર૧૮૯૬ના ભરાનાર છે. તે ટાંકણે મારા તરફથી કોરાને શરીફની સંપુરણુતા તથા તેના ચમતકારો લગતું એક લખાણુ વાંચવામાં આવશે. એ તે લખાણુ છે જે ઇનસાની શકતીઓથી બુલંદતર છે. એ ખુદા તરફની અનેક નીશાનીઓમાંથી એક નીશાની છે જે તેની ખાસ મદદથી લખાયું છે. આમાં કોરાને શરીફની સત્યતા સાબીત કરનારી તે ખુબીવંતી હીદાયતો છે કે જેથી સુરજની માફક રોશન થઈ જશે કે એ તમામ જેહાનોના પરવરદીગારના પાક કલામોનીજ કીતાબ છે. જે શખસ એ લખાણુને અવલથી આખર સુધી પાંચ સવાલોના જવાબમાં સાંભળશે હું એકીન રાખું છું કે તેનામાં એક નવો ઇમાન ઉત્પન થશે અને તેનામાં એક નવો નુર ચમકી નીકલશે અને તે ખુદાતઆલાના પાક કલામોની એક સંપુરણુ તફસીર ધરાવનારો થશે. મારા આ શબ્દો ઇનસાની સહરાઘતથી પાક તેમજ ખોટી વડાઈ તથા દફાંસોથી નીરાલા છે. આ પળે મને માત્ર આદમઝાતની હમદરદી ખાતરજ એ ઇશતેહાર પ્રગટ કરવાની ફરજ પડી છે જેથી તેઓ કોરાને શરીફની ખુબી તથા શ્રેષ્ઠ જોઈ શકે તેથી તેઓ એ બી જોઈ શકશે કે અમારા વીરોધીઓની બેલગામ વર્તણુંક

માત્ર અંધકારને ચાહનારા તથા નુરને ધીક્કારવામાંજ સમાયલી છે. તે સર્વ જ્ઞાની ખુદાએ મને ઇલહામથી આગમજથી ખબર આપી છે કે એ તે લખાણ છે જે સરવે પર ગાલીબ આવશે. અને એમાં સચાઈ દાનાઈ તથા જ્ઞાનનુ તે નુર છે કે જેથી બીજી કોમો જો તેઓ અવલથી આખર સુધી હાજર રહી સાંભલે તો શરમીંદા થઇ જશે. અને તેઓ હરગીઝ એવી તાકત ન ધરાવી શકે કે જેથી તેઓ પોતાની કીતાબોમાંથી એવી સંપુરણ ઉતમતા દેખાડી આપે. પછી તે ખ્રીસ્તી હોય અથવા આર્ય સમાજી અથવા સનાતન ધરમવાલો યા બીજો કોઇબી. કારણકે ખુદાતઆલાએ એ ઇરાદો ફરમાવ્યો છે કે તે દીવસે તેની પાક કીતાબની ખરી શાન આશકાર થાય.

મેં આલમે કશફમાં એ સંબંધી જોયું કે મારા મેહેલ ઉપર એક ગેબી હાથ મુકવામાં આવ્યો છે જેને હાથ લાગતાંજ તે મેહેલમાંથી એક ઝગઝગતો નુર નીકલી આસપાસ ફેલાઇ ગયો અને મારા હાથ ઉપર બી તેની રોશની આવી પડી. એક શખસ જે મારી પાસે ઉભો હતો બુલંદ અવાઝથી કહયું અલ્લાહો અકબર ખરબત ખએબર એટલે. “ખુદા મોહટો છે. ખએબરનો નાશ” એની તઅબીર ( ખુલાસો ) એ છે કે મહેલથી મુરાદ મારૂં દીલ છે. જે નુર ઉતરી એકઠું થવાની જગા છે. તે નુર કોરાને શરીફનુ ખુબીવંતુ જ્ઞાન છે. તથા ખએબરથી મુરાદ તમામ

ડરો ખચીત ખુદા તોબા કબુલ કરનારો મહેરબાન છે. **વલ્લા તકફો માલએસલકા બેહી ઈલ્મુન ઈન્નસ્સ સમઅ વલ બસર વલ ફોઆદા કુલ્લો ઓલાએકા કાના અન્હો મસઊલ્લા** ( ૧૭ : ૩૮ ) એટલે કોઈપર બી એવો તોહમત યા ઠપકો ન મુકો જે વીષે તમારી પાસે કશો પુરાવો ન હોય. યાદ રાખો કે દરેક અવ્યવની ખબર લેવામાં આવશે જેવા કે કાન આંખ દીલ સરબેને સવાલ કરવામાં આવશે.

## માફી.

અત્રે બદીથી અટકવાના અખલાકો ખલાસ થયા. હવે અમો બીજાઓનુ ભલું કરવાના અખલાકો વીસે બયાન કરીશું. જેમાંનો પેહલો ખુલ્ક અફુ અથવા ગુનાહની માફી બક્ષવી છે. જે શખસ ગુનાહ કરે છે તે બીજાને નુકસાન પોહચાડે છે તો તે એ લાયકનો થાય છે કે એને બી નુકસાન પોહચાડવામાં આવે જેમકે તેને કેદ યા દંડ કરવામાં આવે અથવા તે ધણી પોતેજ તેને સઝા કરે પણ અગર તેને માફી બક્ષવી મુનાસેબ હોય તો ખચીત તેના માટે એક ભલાઇ થઈ એ વીશે કોરાને શરીફની એ તાલીમ છે કેઃ— **વલ કાઝેમીનલ ગએઝ વલ આફીના અનિન્નાસે** ( ૩ : ૧૨૮ ) એટલે નેક તેઓ છે જેઓ મુનાસેબ ટાંકણે પોતાનો ગુસ્સો દાબી દે છે અને મુનાસેબ ટાંકણે માફી

બક્ષે છે. **વજઝાઓ સય્યેઅતિન સય્યેઅતુમ મિસલોહા, ફમન અફા વ અસ્લહ ફઅજરોહુ અલલ્લાહે (૪૨:૩૮)** એટલે બદીન. બદલામાં એટલીજ બદી છે કે જેટલી હદ સુધી તે કરવામાં આવી હોય પણ જે શખસ ગુનાહ બક્ષી આપે અને તે ટાંકણે માફી બક્ષવાથી ભલાઇ થતી હોય અને કશો બગાડ થતો હોય તો તેને ઘટતે ટાંકણે માફી બક્ષવાનો પુન ખુદા તરફથી હાંસલ થશે. આ આયતથી સાફ જણાય છે કે કોરાને શરીફની એ તાલીમ નથી કે ઘટતું હોય યા અણઘટતું કોઇબી ટાંકણે બદીની સાંબે થયા વીના વગર શરતે માફી બક્ષી આપવી અને ફેસાદીઓ તથા ઝાલીમોને સઝા કરવીજ નહી. બલકે એની એ તાલીમ છે કે જોવું જોઇએ કે એ ટાંકણે ગુનાહ બક્ષવો વાજબી છે યા સઝા કરવી વાજબી છે જેથી તકસીરવારના હકમાં તથા સામન્ય પ્રજાના હકમાં જે ખરેખર બહેતર હોય તેજ રીતી એખત્યાર કરવી જોઇએ. કેટલીક વખતે તકસીરવારનો ગુનાહ માફ કરવાથી તે સાંબો વધારે બગડે છે તેથીજ ખુદાએ-તઆલાએ એ નથી ફરમાવ્યું કે હમેશા આંખ વીચીને બસ ગુનાહ માફ કરતા રહેવાનીજ આદત કરો. બલકે તપાસી જુઓ કે ખરી નેકી શામા સમાયલી છે માફી બખશવામાં યા સઝા કરવામાં પછી જે ઘટતું હોય તે કરો. ઈનસાનોમાં એવા બી આપણા દીઠામાં આવે છે કે જેઓ કીનો લેવામાં બહુજ ખંતી હોય છે એટલે સુધી કે પોતાના વડવાઓના

વખતનો કીનો બી ભુલતા નથી જ્યારે કેટલાકો દરગુજરયા માફીની આદતમાં હદ વાળી મુકે છે. જેઓ નીરલજપણાની વર્તણુંક ઉપર આંખ વીચામણા કરે છે યા પોતાની આબરૂ યા પાકદામની ઉપર થતા હુમલાઓ શરમભરેલી રીતે અખાડા કરે છે તેઓ ગયરત તથા પાકદામનીના નેક ચલણ ઉપર કલંક લગાડે છે. એવી વર્તણુંકથી સામન્ય પ્રજા તોબા તોબા પુકારી ઉઠે છે તેથીજ કોરાને શરીફમાં દરેક ખુલ્ક માટે લાયક ટાંકણે ઘટતો ઉપયોગ કરવાની શરત મુકી છે ત્યાંસુધી કોઇ બી નીતી ખુલ્ક કહેવાઈ શકાયજ નહી. યાદ રાખવું જોઇએ કે વગર વીચારે યા વગર શરતે કોઇ તકસીરવારને માફી બક્ષવી એ કાંઈ ખુલ્ક કહેવાયજ નહી પણ તે ફક્ત સ્વભાવીક વલણ છે જે બાલકોમાં પણ દીઠામાં આવે છે. એક બાળકને કાંઈ વાગે છે યા કોઈ જાણી જોઈને મારે છે છતાં તે બાળક થોડા વખતમાં ભુલી જાય છે અને કોઈ શખસ તેને મારી નાખવાનો બી વીચાર ધરાવતો હોય છતાં તે બાળક તેની ફુસલાવનારી વાતો પર ખુશ થઈ જાય છે એ મુજબ સમજવગરની માફી ખુલ્ક કહેવાય નહી. ખુલ્ક ત્યારેજ કહેવાશે જ્યારે સમજીને લાયક ઠેકાણે ઘટતી રીતે વરતે નહીકા તે ફક્ત સ્વભાવિક વલણ કહેવાશે. દુન્યામાં બહુજ થોડા લોકો છે જેઓ સ્વભાવીક વલણ તથા ખુલ્ક વચેનો તફાવત કરી શકે છે. અમો વારમવાર બયાન કરીએ છીએ જે ખરો ખુલ્ક અને સ્વભાવીક હાલતોમાં એ

ફરક છે કે ખુલ્ક હમેશાં લાયક ટાંકણે ઘટતી રીતે સમજ-દારી સાથે અમલ થતી વર્તણુંક છે જ્યારે સ્વભાવીક વલણ એની વીરૂધ વગર સમજની વર્તણુંક છે. એમ તો ઘણાક ચોપગા જાનવરોને ઈજા કરવા છતાં બી તેઓ સાંબો હુમલો કરતા નથી જેમકે ગાય એક નીરદોષ જાનવર છે તેમજ બકરી બી દીલની ગરીબ હોય છે છતાં આપણે એ કાર-ણોના લીધે તેઓને નેક અખલાકના યા નીતીવાલા હોવાનો એતાબ ન આપી શકીશું કારણકે એઓને લાયક ટાંકણે કેવી રીતે વરતવું તેની સમજ શકતી બખશવામાં નથી આવી. એ મુજબ તે મહા જ્ઞાની ખુદાએ પોતાની ખરી અને સંપુ-રણ કીતાબમાં દરેક ખુલ્ક માટે લાયક ટાંકણે સમજદારી સાથે અમલ કરવાની શરત મુકરર કરી છે.

## પરોપકાર.

બીજો ખુલ્ક જેથી બીજાઓની ભલાઈ થઈ શકે તે **અદલ** છે તથા ત્રીજો **અહેસાન** તથા ચોથો **ઈતાએઝિલ કુરબા** અથવા સગાઓનો સલુક જેમકે ખુદાએતઆલા ફર-માવે છે **ઈન્નલ્લાહા યઅમોરો બિલ અદલે વલ એહ-સાને વ ઇતાએઝિલ કુરબા વ યન્હા અનિલ ફેહ-શાએ વલ મુન્કરે વલ બગયે** ( ૧૬ : ૯૨ )

એટલે ખુદાએતઆલાનો એ હુકમ છે કે અદલ એટલે

નેકીના બદલ નેકી કરો અને એહસાન જે અદ્લથી વધુ ભલાઇ છે તેવી તક મળે તો તે કરો. અને એહસાનથી વધુ ભલાઇ કરવા બને તો સગાઓ જેવી સ્વભાવીક હમદરદી કરો. અને ખુદા મના ફરમાવે છે કે તમો અદલની હદ ઓલંગી જવાની બુરાઇ કરો અને એહસાનમાં અકલ અને ઇનસાફ વીરૂધ અણુઘટતી રીતી વાપરો અને સગાઓની સલુકાઇમાં વગર અંદાઝે વરતો. આ પાક આયતમાં પરોપકાર વીસેના ત્રણ દરજ્જાનું બયાન છે. પેહલો દરજ્જો એ છે કે નેકીના બદલામાં નેકી કરવામાં આવે. જે સૌથી હલકા દરજ્જાની નેકી છે કારણકે એક સાધારણ ઇનસાન બી એ ખુલક હાંસલ કરી શકે છે કે પોતાની સાથે નેકી કરવા વાલાઓ સાથે નેકી કરે. એ પછી પરોપકારનો બીજો દરજ્જો એથી ભારી છે અને તે એ છે કે શરૂઆતમાં નેકીની પેહેલ પોતેજ કરે તે એવી રીતે કે સાંબા ધણીનો પોતા ઉપર કશો હક ન હોવા છતાં વગર સ્વારથે તેને ફાયદો પોંહચાડવો એ વચલા દરજ્જાનો ખુલ્ક છે.

ઘણા ખરા લોકો ગરીબો ઉપર એહસાન કરે છે પણ તે એહસાનમાં એક છુપી એબ હોય છે તે એ કે એહસાન કરનાર એ સમજે છે કે મેં એના. ઉપર એહસાન કરયો છે જેના બદલામાં ઓછામાં ઓછું તે તેની તરફ શુકર ગુઝારી અથવા દુઆની ઇચ્છા રાખે છે અને કદાચ તે ધણી

સાથે કાંઇ વાંધો પડે છે તો તેનુ નામ નગુણો રાખવામાં આવે છે અને કેટલીકવાર પોતે કરેલા એહસાનના લીધે તેના ઉપર ભારે દબાણ કરવામાં આવે છે અને પોતાનો એહસાન તેને યાદ દેવાડયા કરે છે. એવા એહસાન કરનારાઓને ખુદાએતઆલા ચેતવણી ફરમાવે છે કે **લા તુબતેલૂ સદકાતેકુમ બિલ મન્ને વલ અઝા** ( ૨ : ૨૬૬ ) એટલે ઓ અહેસાન કરનારાઓ તમારી ખેરાત જે નીખાલસ અને ખરા દીલની હોવી જોઇએ તે યાદ દેવાડી તથા દીલ દુખવીને બરબાદ કરો નહી. આ આયતમાં સદકાનો શબ્દ આવ્યો છે જેનુ મુલ સિદકથી છે જેનો અર્થ નીખાલસ ચોખ્ખાઇ અથવા ખરા દીલનુ થાય છે. હવે જે ખેરાતમાં એ નેમ હોય નહી તે ખેરાતજ નહી કહેવાય. બલકે જાહેર દેખાવ માટેની રીયાકારી કહેવાય. સારાંશ એહસાન કરનારાઓમાં એ એક એબ હોય છે કે તેઓ કદી ગુસ્સામાં આવી યા પોતાની વડાઈ દેખાડવા પોતાના એહસાનો યાદ દેવાડે છે તેથીજ ખુદાએતઆલાએ એ કીસમના એહસાન કરનારાઓને પોતાની ખફગી જાહેર કરી આપી છે એ પછી પરોપકારના ત્રીજા દરજ્જા વીસે ખુદાએતઆલાએ ફરમાવ્યું છે કે તેમાં એહસાનનો બીલકુલ ખ્યાલ ન હોવો જોઇએ તેમજ ન શુકર ગુઝારીપર કશી નઝર હોવી જોઇએ બલકે નેકી એવી નીખાલસ હમદરદીના જોશથી જાહેર થવી જોઇએ જેવી કે એક ઘણાજ અતલગના સગા તરફથી થાય છે

દાખલા તરીકે એક માતા પોતાના દીકરા માટે કેવી ખરા દીલની હમદરદીની જોશથી નેકી કરે છે. એ પરોપકાર નો ત્રીજો અને સરવેથી ઉતમ દરજજો છે અને હવે એની ઉપર વધવું અશકય છે પણ યાદ રાખવું કે ખુદાએતઆલાએ એ તમામ પ્રકારની નેકીઓમાં જે અગત્યની શરત મુકરર કરી છે તે તેઓનો પ્રસંગોપાત ઉપયોગ કરવા વીષે છે.

અને મજકુર આયતમાંજ સાફ ફરમાવી દીધું છે જે અગર એ નેકીઓનો ઘટતે પ્રસંગે બંધબેસ્તો ઉપયોગ ન કરવામાં આવશે તો તે સરવે બદીમાં ફેરવાઈ જશે. જેમકે **અદલ**માં હદ ઓળંગી જવું **ફહશા** અથવા બુરાઇ નીપજાવે છે તેમજ **એહસાન**માં અણઘટતી વર્તણુક ચલાવવી **મુનકર** અથવા અકલ અને અંતકરણ વીરૂધ ઠડે છે તેમજ **ઈતાએઝિલ કુરબા** અથવા સગાઇઓ સાથેની સલુકાઇમાં વગર અંદાજે કામ લેવાય તો તે **બગી** અથવા માઠુ પરીણામ નીપજાવે છે. બગીનો અસલ અર્થ તે વરસાદ છે જે હદથી વધુ વરસી પાકને બરબાદ કરી નાખે છે તેમજ જોઇએ તે કરતાં ઓછું વરસે તો તેનુ નામ બી બગી છે. સારાંશ એ ત્રણેમાંથી જેનો પ્રસંગ મુજમ ઘટતો ઉપયોગ ન થશે તો તે નેકી બદીમાં ફેરવાઇ જશે, અને યાદ રાખવું કે ફક્ત અદલ યા એહસાન યા ઇતાએઝિલ કુરબાનો કોઈ ગુણ હોવાથી તે ખુલ્ક કહેવાશે નહીં. કારણ ઇનસાનમાં

એવી વલણુ સ્વભાવીક હાલતના લીધે હોય છે જે, એક બાલકમાં પણુ તે સમજદાર થાય તે અગાઉ દીઠામાં આવે છે પણુ ખુલ્ક માટે એ શરત છે કે નેકીનો સમજદારી સાથે પ્રસંગોપાત ઉપયોગ થાય.

એહસાન વીષે કોરાને શરીફમાં બીજી અગત્યની હીદાયતો છે જે સર્વેમાં અલ અક્ષરો ખાસ એ પ્રસંગોપાત ઉપયોગ વીષે ઇશારો કરે છે જેમકે તે ફરમાવે છે **યા અય્યોહલઝીના આમનુ અન્ફેકૂ મિન ત્યયેબાતે મા કસબ તુમ વલ્લા તયમ્મમ મુલ ખબીસ મિન્હો (૨:૨૬૯)** એટલે "એ ઈમાનવાલાઓ તમો લોકોને આપો સખાવત યા અહેસાન યા સદકા તરીકે તમારા તે માલમાંથી જે પાક કમાઇનો હોય જેમાં ચોરી લાંચ ઉચાપત ઝુલમ યા બીજી અપ્રમાણીક યા અણુઘટતી રીતે મેળવેલી કમાઇની ભેલ ન હોય અને એ ખ્યાલ તમારા દીલથી દુર રાખો કે તમો નાપાક યા નાજાયઝ રીતે મેલવેલા માલની સખાવત કરો." **લા તુબતેલૂ સદકાતેકુમ બિલ મન્ને વલ અઝા કલ્લઝી યુનફેકો મા લહૂ રેઆઅન્નાસે** (૨ : ૨૬૬) એટલે "તમો તમારી ખેરાત તથા એહસાન ને દીલ દુખવીને બરબાદ કરો નહી. જેના ઉપર હેસાન કરયો હોય તેને કદી ન યાદ દેવાડો કે મેં તમારાપર એ અહેસાન કરયો છે ન તેનો કોઇ રીતે દીલ દુખવો. નહીકા તમારો

કરેલો અહેસાન રદ થઈ જશે. અને ન તમારો માલ લો-
કોને દેખાડવા ( રીયાકારી ) માટે ખરચો." **અહસેનૂ**
**ઇન્નલ્લાહા યોહિબ્બુલ મોહસેનીન** (૨ : ૧૯૧) એટલે
"ખુદાની ઉતપન કરેલી ખલકત પર અહેસાન કરો કારણ
ખુદા અહેસાન કરવાવાલાઓને ચાહે છે." **ઈન્નલ અબરારા**
**યશ રબૂના મિન કઅસિન કાના મેઝાજોહા કાફુરા**
( ૭૬ : ૫ ) એટલે "ખચીત જેઓ ખરી નેકી કરે છે
તેઓને તે જામ પીવરાવવામાં આવશે જેમાં કાફુરનુ મીશ્રર
છે એટલે તેઓના દીલમાંથી આ ફાની દુન્યા ખાતર બળવું
તથા તે માટે અફસોસ કરવું તથા નાપાક ખાહેશો રાખવી
તે સરવે દુર કરવામાં આવશે." કાફુરનો મુળ કફૅર છે
જેનો અર્થ અરબીમાં દાબવું અથવા ઢાંકવુ થાય છે એ
મુજબ અત્રે તેનો અર્થ નાજાએઝ ખાહેશો તથા તથા જુ-
સ્સાઓને દાબી દેવું છે જેથી તેઓના દીલ પાક થશે અને
મારેફતની ઠંડક હાંસલ કરશે. **અયનય યશ રબો બેહા**
**એબાદુલ્લાહે યોફેજ જરૂનહા તફ્જીરા** ( ૭૬ : ૬ )
એટલે "ખુદાના નેક બંદાઓ કયામતના દીને તે નેહેરનો
પાણી પીશે જેને તેઓ અત્રે પોતાના હાથોથી જારી કરે
છે." આ આયત બેહેસ્તને લગતી ફીલસુફીનો એક ઉંડો
ભેદ ખોલે છે જેને સમજવું હોય તે સમજે. **વયુત એ-**
**મૂનત તઆમા અલા હુબ્બેહીમિસ્કીનંવ વયતીમંવ**
**વઅસીરા ઈન્નમા નુત એમોકુમ લેવજ હિલ્લાહે**

**લાનોરીદો મિન્કુમ જઝાઅંવ વલા શોકૂરા** (૭૬:૮:૪) એટલે "ખરી નેકી કરવાવાલાઓની એ ખસલત હોય છે કે તેઓ માત્ર ખુદાની મોહબત ખાતર જે ખાનુ પોતે પસંદ કરે છે તે મીસકીનો યતીમો તથા ગુલામોને ખવરાવે છે અને કહે છે કે અમો તમારા પર કશો એહસાન નથી કરતા અને એ કામ માત્ર એ કારણુસર કરીએ છીએ કે ખુદા અમારાથી રાજી રહે એ સેવાં ફક્ત તેના દીદાર ખાતરજ છે અમો તમારાથી ન કોઇ બદલાની ખાહેશ રાખ્યે છીએ ન એ ઇચ્છીએ છીએ કે તમો અમારો અહેસાન માનતા રહો." એ આયત પરોપકારના ત્રીજા દરજ્જા તરફ દોરવે છે જેમાં નીખાલસ હમદરદીનો જોશ સમાયલો હોય છે. **વઆતલ માલઅલા હુબ્બેહી ઝવિલ કુરબા વલ યતામા વલ મસાકીના વબ નસ્સબીલે વસ્સાએ લીના વફીર રેકાબે** ( ૨ : ૧૭૨ ) એટલે "ખરા નેક લોકોની એ આદત હોય છે કે તેઓ ખુદાની રઝામંદી હાંસલ કરવા પોતાના સગાવાહલાઓને પોતાના માલથી મદદ કરે છે તેમ જ પોતાના માલમાંથી યતીમોની પરવરીશ તથા તાલીમ માટે ખરચ કરે છે તથા મીસકીનો તથા મોહતાજોને ભુખ મરાથી બચાવે છે તથા મુસાફર અને બીજા હાજત ચાહનારાઓની ગરજ સારે છે તથા ગુલામો અને બીજા દેનદારોનો છુટકારો બક્ષાવવા ખરચ કરે છે." **એઝા અન્ફેકુલમ યુસરેફુ વ લમ યકતોરૂ વ કાના બએના કવામા**

(૨૫ : ૬૭) એટલે અને પોતાના ખરચોમાં ન ઉડાઉ થાય છે અને ન બખીલાઇની આદત રાખે છે બલકે મધ્યમ રીતે વરતે છે." વલ્લ લઝીના યસેલૂના મા અમરલ્લાહો બેહી અય્યૂસલા વયખશવના રબ્બહુમ વ યખાફૂના સૂઅલ હેસાબ (૧૩ : ૨૧) એટલે "અને તેઓ મેલાપ રાખે છે જેઓના મેલાપ વીશે ખુદાએ હુકમ કરયો છે અને ખુદાનો ખોફ રાખે છે અને કયામતના દીવસની હીસાબની ખરાબીથી ધ્રુજતા રહે છે." વફી અમ્વાલેહિમ હકકુલ લિસ્સાએલે વલ મહરૂમ (૫૧ : ૧૯) એટલે "તેઓ પોતાના માલમાં હાજત ચાહનારાઓ તથા ન માંગી શકનારાઓ જેમાં કુત્રાં, બીલાડા, બળદ, ઘધેડા, બકરા વગેરે જાનવરો તથા પક્ષીઓનો બી હક રાખે છે." અલ્લઝીના યુનફેકુના ફિસ્સરાએ વઝ ઝરરાએ (૩:૧૨૮) એટલે "તેઓ સારા વખતમાં સખાવત કરે છે એટલુંજ નહી પણ તકલીફમાં તથા ઓછી કમાણી તથા દુકાલના દીવસોમાંબી સખાવત કરવા અચકાતા નથી તેવા તંગ હાલતમાં તેઓ પોતાના ગજા પ્રમાણે સખાવત કરે છે." વ અનફેકુ મિમ્મા રઝકનાહુમ સિરરવ વઅલા નેયતન (૧૩ : ૨૨) એટલે "તેઓ સખાવત ખાનગી તથા જાહેર રીતે કરે છે. ખાનગી એટલા માટે કે લોકોને દેખાડવાની રીયાકારી ભરેલી હેતુથી બચે તથા જાહેર એટલા માટે કે

જેથી બીજાઓ બી ઉતેજન આપવા લલચાય.” **ઈન્નમસ સદકાતો લિલ ફોકરાએ વલ મસાકીને વલ આમેલીના અલયહા વલ મોઅલ્લફતે કોલૂબોહુમ વફિર રેકાબે વલ ગારેમીના વફી સબીલિલ્લાહે વબ્નીસ સબીલે ફરીઝતન મેનલ્લાહે વલ્લાહો અલીમુન હકીમ** (૪:૬૦) એટલે “ખેરાત તથા સદકો વગેરે આપતાં મોહતાજો તથા મીસકીનો વીષે પેહલે ધ્યાન રાખવું તેમજ જેઓ એ માલ ભેગો કરવાની તથા વેંહચી આપવાની ખીદમત બજાવે તેઓને બી એમાંથી કાંઇક આપી શકાય તેમજ તેઓને બચાવવા કે જેઓની ખરાબી થવાની ચીંતા હોય તથા ગુલામો, મોહતાજો દેણુદારો તથા આફતમાં ફસાએલાઓનો છુટકારો કરવા તથા બીજા કારયો જે નીખાલસ ખુદાનીજ ખાતર હોય તથા મુસાફરોને આપવું. આ ફરમાનો ખુદા તરફથી છે જે મહા જ્ઞાની તથા દાના છે.” **લન તનાલૂલ બિર રહત્તા તુનફેકૂ મિમ્મા તોહિબ્બૂન** (૩:૮૮) એટલે “તમો ખરી નેકી હરગીઝ પામી શકનાર નથી જ્યાં સુધી કે તમો લોકોની હમદરદી માટે તે ચીજ ખરચ ન કરો જે તમને વાહલી છે.”

**વ આતેઝલ કુરબા હકકહૂ વલ મિસ્કીના વબ્નસ સબીલે વલા તોબઝ્ઝિર તબ્ઝીરા** (૧૭:૨૮) એટલે “તમારા સગાવાહલાઓને તેઓની હાજત વખતસર

પુરી પાડો તથા મુસાફરોની ખીદમત કરો તથા નકામા ખરચોથી તમોને બચાવો." આ આયતથી તેઓએ ચેતવું જોઇએ જેઓ શાદી ગમીમાં તથા મોજશોખમાં તથા બાળકના જન્મ તથા બીજી અનેક કીસમની રસમોમાં નકામા ખરચો કરે છે. **વબિલ વાલદેએને એહસાનવ વબેઝિલ કુરબા વલ યતામા વલ મસાકીને વલ જારેઝિલ કુરબા વલ જારિલ જોનોબે વસ સાહેબે બિલ્ જનબે વબનિસ સબીલે વમા મલકત અયમાનોકુમ ઇન્નલ્લાહા લા યોહિબ્બો મનકાના મુખતાલન ફખૂરા નિલ્લઝીના યબ ખલૂના વ યઅ મોરૂનન્નાસા બિલ બુખલે વ યકતોમૂના મા આતાહો મુલ્લાહો મિન ફઝલેહી** (૪ : ૪૦ : ૪૧) એટલે "તમો નેકી કરો માબાપથી સગાવાહલાઓથી યતીમોથી મીસકીનોથી તથા પાડોસીઓથી જેઓ તમારા સગાં હોય યા પારકા તથા તમારા દોસ્તોથી તથા મુસાફરોથી તથા જે તમારી માલેકીમાં હોય જેવાકે ગુલામ, નોકર, ઘોડા, બલદ, ગાય, બકરાં વગેરે. કારણ ખુદાને એજ આદતો પસંદ છે. તે બેદરકારો, પતરાજીખોરો, તથા આપ મતલબીઆઓને ચાહતો નથી. તથા તે એવા લોકોને નથી ચાહતો જેઓ બખીલાઇ કરે છે તથા બીજાઓને બખીલાઈની તાલીમ આપે છે અને ખુદાએ પોતાના ફઝલથી આપેલા માલને સંતાડે છે અને મોહતાજોને કહે છે કે અમારી પાસે કશું નથી.

## બહાદુરી.

હીમત એક બીજો ખુલ્ક છે જે ઇનસાનની સ્વભાવાકી શકતી બહાદુરીમાંથી ઉત્પન થાય છે એ શક્તીના લીધેજ એક દુધમલ બાળક પણ પોતાનો હાથ આગમાં નાખી દેવા અચકાતો નથી કારણ એનામાં તેનો જોખમકારક પરીણામ સમજવાની શકતી હોતી નથી તેથી તે સ્વભાવીક શક્તીના લીધે એવી હીમત ચલાવતાં બીહતો નથી. એવી હાલતનો ઇનસાન બેધડક વાઘ અથવા બીજા જંગલી જાનવરો સામે ધસી જાય છે અને ગમે તેટલી મોટી ફોજ સામે એકલો લડવા બાહેર નીકલી પડે છે. લોકો કદાચ તેને મોટો બહાદુર સમજે પણ એ ફક્ત તેની સ્વભાવીક વલણ છે કે જેવી વલણ જંગલી જાનવરોમાં બલકે કુત્રામાં પણ દીઠામાં આવે છે પણ ખરી બહાદુરી તેજ છે કે જે શક્તીનો પ્રસંગોપાત ટાંકણેજ ઘટતો ઉપયોગ થાય અને ત્યારેજ તે એક ઉમદા ખુલ્ક કહેવાય જેમકે તેના વીસે ખુદાએતઆલાના પાક કલામોમાં ફરમાવવામાં આવ્યું છે **વસ્સાબેરીના ફિલ બઅસાએ વઝઝ ઝરરાએ વહીનલ બઅસે** ( ૨ : ૧૭૨ ) એટલે “ખરા બહાદુર તેઓ છે જેઓ લડાઈ યા મુસીબત ટાંકણે ગભરાતા નથી પણ હીમતથી સબર કરે છે.” **વલ્લઝીના સબરૂબ્તેગાઅ વજહે રબ્બેહિમ** ( ૧૩ : ૨૨ ) એટલે “એ લોકોની સ-

બર, સખતીઓ અને લડાઈ ટાંકણે ફક્ત ખુદાની રઝામંદી અને તેના દીદારની ઉમેદ માટેજ હોય છે ન કે પોતાની બહાદુરી દેખાડવા માટે.” **અલ્લઝીના કાલા લહો મુન્નાસો ઇન્નન્નાસા કદ જમઉ લકુમ ફખશવ હુમ ફઝાદહુમ ઈમાનવ વકાલૂ હસબો નલ્લાહો વનેઅમલ વકીલ** ( ૩ : ૧૬૭ ) એટલે “ જ્યારે તેઓને બીહડાવવામાં આવે છે કે લોકો તમારી વીરૂધ ભેગા થઈ હુમલો કરવાનો નીશચય કરયો છે માટે તમો તેઓથી બીહુતા રહો તો તેઓનો ઈમાન સાંબો વધે છે અને કહે છે કે ખુદા અમારા માટે બસ છે અને તે અમારો સરસ નીગેહબાન છે.” એટલે તેઓની હીમત કુતરા યા બીજા જંગલી જાનવરો જેવી સ્વભાવીક વલણની જોશની નથી હોતી જે વગર સમજે એકજ તરફ ધસારો કરવા ઉતરી પડે બલકે તેઓની હીમતમાં બે ઉમદા નેમો હોય છે એક તો એ કે તેઓ પેહલી લડત ખુદ પોતાના નફસાની જુસ્સાઓ દાબી દેવા માટે ચલાવે છે અને બીજી તરફ જ્યારે એવો સમય જુએ છે કે વીરોધીઓ વીરૂધ સાંબે થવામાં મસલેહત છે તો તે મુજબ અમલ કરે છે અને તે કામ હરગીઝ તેઓ પોતાના નફસાની જોશો ખાતર નહી પણ ફકત સચાઇ ખાતર કરે છે અને તે ટાંકણે જરા બી પોતાના નફસનો ભરોસો કરતા નથી પણ ફકત ખુદાનાજ આધાર ઉપર ભરોસો રાખી બહાદુરી દેખાડે છે. **વલાતકૂનુ કલ્લઝીના ખરજૂ**

મિન્દેયા રેહિમ બતરંવ વરેઆ અન્નાસે ( ૮ : ૪૭ ) એટલે " અને તમે તેવા ન થાઓ કે જેઓ પોતાના ઘરો માંથી મગરૂરી સાથે અને લોકોને દેખાડવા માટે નીકલ્યા." ખરા બહાદુરોની બહાદુરી લોકોને પોતાનો ભપકો દેખાડવા યા પોતાના નફસાની જોશોની તાબેદારી માટે નથી હોતી બલકે દરેક બાબતમાં તેઓની મુખ્ય નેમ ખુદાએતઆલાની રઝામંદીજ હોય છે. આ આયતોથી એ સમજાવવામાં આવ્યું છે કે ખરી બહાદુરીની બુન્યાદ સહનશીળતા તથા દ્રઢતામાં સમાયલી છે, જેથી ખરો બહાદુર દરેક નફસાની જુસ્સાઓ યા આફતો જે દુશમનો મુજબ તેની ઉપર હુમલા કરે છે છતાં તે તેવે ટાંકણે હીચકારાની માફક ગભરાઇને નાસી જતો નથી પણ હીમતથી અને મકમપણે તેઓની સાંબે થાય છે. આ પ્રમાણે ઇનસાન તથા હેવાનોની બહાદુરી વચે મોટો ફરક હોય છે. હેવાન પોતાના વીકાલ જોશથી વરતવાની એકજ રીતી જાણે છે જ્યારે ખરી બહાદુરી ધરાવનાર ઇનસાન કોઈ બી ભય યા લડાઇના ટાંકણે બી દગમગયા વગર કયારે હુમલો કરવો અથવા કયારે ન કરવો તે સમજી વીચારી મસલેહત પ્રમાણે પ્રસંગોપાત રીતે વરતવાની હીમત દેખાડે છે અને એજ ખરી બહાદુરી છે.

## સચાઇ.

ઇનસાનની સ્વભાવીક વલણથી એક બીજા ખુલ્કની ઉત્પતી

થાય છે તે સચાઇ છે. કોઇ બી ઈનસાનમાં જ્યાંસુધી પોતાની નફ્સાની ખાહેશોની કોઈ મતલબ હોતી નથી તે જુઠું બોલવા નથી ચાહતો, બલકે કુદરતી રીતે જુઠા માટે અણગમો ધરાવે છે. તેથીજ જ્યારે કોઈ શખ્સનું ખોટારૂં ખુલ્લી રીતે સાબીત થઈ જાય છે તો તે તેનાથી નારાઝ થઈ જાય છે અને તેને ધીકારની નજરથી જુએ છે પણ માત્ર આટલીજ સ્વભાવીક ખાસ્યત ધરાવવી તે કાંઈ ખુલ્ક યા નીતી કહેવાય નહી. કારણ એક બાલક યા દીવાનામાં પણ એવી ખાસ્યત દીઠામાં આવે છે. અસલ હકીકત એ છે કે જ્યાંસુધી ઇનસાન પોતાની તે નફ્સાની ખાહેશો જે તેને સાચું બોલતાં અટકાવે છે દુર કરતો નથી ત્યાં સુધી તે સચાઇનો ખરો ખુલ્ક હાંસલ કરી શકતો નથી. કારણકે અગર ઈનસાન ફક્ત એવીજ વાતોમાં સાચું બોલે કે જેમાં એને કશી અલવલ આવતી નથી અને જ્યારે પોતાની ઇઝત યા જાન યા માલનો જોખમ ભરયો સવાલ હોય તે ટાંકણે જુઠું બોલે અથવા સાચું કહેવાની બદલે ચુપકીદી પકડે તો તે એક બાળક યા દીવાના કરતાં કેવી રીતે ચઢયાતો લેખાય? શું નાહની ઉમરના છોકરાંઓ યા દીવાનાઓ પણ એવું સાચું બોલતા નથી? દુનયામાં એવો કોઈ બી ન હશે જે કશા બી હેતુ વગર ખાસુખા જુઠુંજ બોલ્યા કરે. માટે તે સચાઇ હરગીજ નીતી યા ખુલ્ક ન કહેવાય જે નુકસાનના વખતમાં પડવી મેલ-

વામાં આવે, બલકે સચ્ચાઈની ખરી કસોટીનો તેજ લાયક ટાંકણો છે જયારે આપણા જાન માલ યા આબરૂ વીષે ભય હોય. એ વીષે ખુદાએ તઆલાની એ તાલીમ છે કે ફજ તને બુરરિજસા મેનલ અવસાને વજ તનેબુ કવલઝ ઝૂર (૨૨: ૩૧)

એટલે "તમો મુરતીઓની પરસ્તીશથી બચો તેમજ જુઠું બોલવાથી બચો." આ આયતમાં મુરતી પરસ્તીશ તથા જુઠુ બોલવાથી બચવાની એકસરખી તાલીમ આપવામાં આવી છે તે એ દેખાડે છે કે જુઠું બી એક મુરતી છે જે પર વીસવાસ રાખનાર ખુદા પરનો વીસવાસ તરક કરી દે છે એ મુજબ જે જુઠું બોલે છે તે મુરતી પર આધાર રાખનારો તથા ખુદાનો આધાર છોડનારો બને છે. વલા યઅબશ શોહદાઓ એઝામાદોઊ...વલા તકતો મુશ શાહાદત, વમંય યક તુમહા ફઈન્નહૂ આસેમુન કલ્બોહૂ (૨: ૨૮૩)

એટલે "જયારે તમોને ખરી શાક્ષી આપવા માટે બોલાવવામાં આવે તો ત્યાં જવાનો ઈનકાર કરો નહી. તથા ખરી શહાદત છુપાવો નહી. અને જે છુપાવશે તે ગુનેહગાર હૈયાનો છે." વએઝા કુલતુમ ફઅદેલુ વ લવ કાના ઝાકુરબા એટલે "અને જયારે તમો કાંઇ કહો તો

તમારા મોંહડા પર તેજ વાત હોવી જોઇએ જે તદન ખરી તથા ન્યાય પુરવક હોય પછી તે બાબત તમારા આત્મજ-ના સગાને લગતી કાંય નથી હોતી.” કૂનૂ કવ્વામીના બિલ કિસ્તે શોહદાઆલિલ્લાહે વ લવ અલા અન્ફોસેકુમ અવિલ વાલેદયને વલ અક રબીન (૪:૧૩૪) એટલે “રાસ્તી તથા ન્યાયમાં મકમ રહો અને તમારી હરેક શહાદત ફક્ત ખુદા ખાતર હોવી જોઇએ. જુઠુ ન કહો અગરચે કે સાચુ કહેવાથી નુકસાન પોહચે તમારી જાનોને યા તમારા માબાપ યા બચાં વગેરેને.” વલા યજરેમન્ન કુમ શનઆનો કવમિન અલા અલ્લા તઅદેલૂ ( ૫: ૧૧ ) એટલે “કોઈ કોમ સાથેના તમારા અભાવનાં લીધે તમો ન્યાય પુરવક રીતે વરતતાં અટકો નહીં” વસ્સાદેકીના વસ્સાદેકાતે ( ૩૩ : ૪૫ ) એટલે “સાચા પુરૂષો તથા સાચી સ્ત્રીઓ સરસ બદલો પામશે વ તવા સવ બિલ હકકે વ તવા સવ બિસ સબર (૧૦૩ : ૩) એટલે તેઓ એક બીજાને સાચી નસીહત સહનશીલતા સાથે આપતા રહે છે.” લા યશ હદૂનઝ ઝુર (૨૫ : ૭૨) એટલે “તેઓ જુઠાઓની મંડળીઓમાં બેસતા નથી.

## સબર.

ઇનસાનની સ્વભાવીક હાલતથી બીજા એક ખુલ્કની ઉત્પતી થાય છે જેનુ નામ સબર છે. ઇનસાન પર અવાર

નવાર તરેહવાર કીસમની મુસીબત બીમારી તથા દુખો આવી પડે છે જેથી તે ઘણો અફસોસ તથા ગમ કરે છે અને તે પછી શાંતી તથા સબર એખત્યાર કરે છે પણ એ કીસમની સબર ખુદાતઆલાના પાક કીતાબની રૂએ એક ખુલ્ક અથવા નીતી ન કહેવાય. કારણ એ એક એવી હાલત છે જે હરેક ઇનસાન ગમ યા ગીરયા ઝારી કરી થાકી જાય છે તે ઉપર કુદરતી રીતે જાહેર થાય છે અને એ ઇનસાનની અનેક સ્વભાવીક હાલતો માંહેલી એક હાલત છે કે જ્યારે તેના પર કશી આફત આવી પડે છે ત્યારે તે પોકે પોક રડે છે માથુ કુટે છે અને આખરે જ્યારે તે ઘણો ગમ કરી થાકી જાય છે ત્યારે તેનો જોશ ઠંડો થતો જાય છે કારણ તેના ઉસકેરાટની હદ ખતમ થઇ ચુકી એટલે તેને શાંત થવુંજ જોઇએ. પણ તેની એ બેઉ હાલતો (ગમ કરવાની તથા શાંત થવાની) ફક્ત સ્વભાવીક હાલતો છે. જેઓને અખલાક અથવા નીતીઓ સાથે કશોએ સંબંધ નથી. બલકે ખુલ્ક યા નીતી એ છે કે જયારે આપણા જાન યા માલમાં કશો નુકસાન થાય ત્યારે આપણે એ સમજયે કે ખુદાએતઆલાએ આપણને જે અમાનત સોંપી હતી તે તેણે પાછી લઈ લીધી. અને તે વીશે કશો બી અફસોસ યા બડબડાટના શબ્દો ઉચારવા નહી બલકે એ કહેવું કે જે ખુદાનુ હતું તે ખુદાએ લીધુ અને અમો તેની મરજીને આધીન છીએ એ વીષે ખુદાએતઆલાના પાક કલામોની

કીતાબ કોરઆને શરીફ આપણને એ તાલીમ આપે છે કે વ લનબ લોવન્નકુમ બેશએઈમ મેનલ ખવફે વલ જુએ વનકસિમ મેનલ અમવાલે વલ અનફોસે વસ્સ મરાતે વબશ શેરિસ્સાબેરીનલ લઝીના એઝા અસા- બાત હુમ મોસીબતુન કાલૂ ઇન્નાલિલ્લાહે વઇન્ના એ- લયહે રાજેઊન. ઓલાએક અલયહેમ સલવાતુમ મિર રબ્બેહિમ વરહમહ ઓલાએકા હોમુલ મોહ- તદૂન (૨ : ૧૫૦) એટલે કે ઇમાનદારો બેશક અમો તમોને એવી રીતે અજમાવતા રહેશું કે જેથી કદી તમો ગભ- રેલી સ્થીતીમાં આવી પડશો, કદી તમો ભુખ્યા કે મોહતા- જ હાલના થશો, કદી તમારી માલ મતામાં નુકસાન થશે, કદી તમારા જાનોપર આફત આવશે, કદી તમારી મહેનતો નીષફળ જશે તથા તમારી કોશેશોના ધારેલા પરીણામમાં નીરાશ થશો, કદી તમારા વાહલા બચ્ચાંઓને મરણ પા- મતાં જોશો ત્યારે તેઓ માટે ખુશ ખબરી છે જેઓને એવી કોઇ આફત પોંહચે તો કહે કે (ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઊન એટલે ) અમો ખુદાની માલ મીલ- કત તથા અમાનત છીએ માટે એજ વાજબી છે કે તેની અમાનત તેની તરફ પાછી ફરે. તો એજ લોકો ઉપર ખુ- દાની રેહમતો છે અને એજ લોકો ખુદાનો ખરો રસ્તો પામનારા છે" સારાંશ એવી રીતે ખુદાએતઆલાની રઝા- મંદી પર રાઝી રહેવું તેજ ખુલ્કનુ નામ સબર છે. બીજી

રીતે જોતાં એ ખુલ્કને અદબ નામ બી આપી શકાય. કારણ ખુદાએતઆલા ઇનસાનની જીંદગી દરમ્યાન એની મરજી મુજબના ઘણા બધા કામો પાર ઉતારી આપે છે. હજારો કીસમની એની હાજતો બર લાવે છે. ખુદા તરફ-થી બક્ષાતી નેઅમતોનો શુમાર હરગીઝ કોઈ કરી શકે નહી ત્યારે શું એ ગેરવાજબી નથી કે કોઇ વખત ખુદા પોતાની મરજી મુજબ ઇનસાનને તાબે થયલો જોવા ઇચ્છે તો ઇનસાનને તે રૂચે નહી અને ખુદાની રઝામંદી પર રાઝી રહેવાનો બદલે તરેહવાર બડબડાટના શબ્દો ઓચરે અથવા બેદીન યા ગુમરાહ થઇ જાય?

## લોકો માટે હમદરદી.

ઇનસાનની સ્વભાવીક હાલતોમાં એ બી એક હાલત હોય છે કે તે લોકો માટે હમદરદીનો જોશ ધરાવે. તેથી દરેક મઝહબના લોકોમાં એવી હમદરદીની લાગણી દીઠામાં આવે છે તે એટલે સુધી કે તેઓ પોતાની કોમ તથા પોતાના દેશના લોકોની હીમાયતના જોશમાં પરકોમ તથા પરદેશના લોકો ઉપર ઝુલમ ગુજારવાને પણ અચકાતા નથી ગોયા તેઓને ઇનસાનજ ન સમજતા હોય. એવી આદત ફક્ત સ્વભાવીક જોશોના લીધે હોય છે તેથી એને ખુલ્ક યા નીતીનું નામ અપાયજ નહી.

આપણે એ વીસે ધ્યાનથી જોઈશું તો એવી સ્વભાવીક હાલત કાગડા વગેરે પક્ષીઓમાં બી દીઠામાં આવે છે. જેમકે એક કાગડાના મરણથી સંખ્યાબંધ કાગડાઓ ભેગા થતા દીઠામાં આવે છે. પણ ઇનસાનની એવી સ્વભાવીક હાલત અખલાકમાં ત્યારેજ દાખલ થયલી સમજાય જ્યારે ઇનસાન બીજાઓની હમદરદી માટે પ્રસંગોપાત ટાંકણે અપક્ષપાતપણે ન્યાય પુરવક રીતે વરતે ત્યારેજ એ નીતી એક શ્રેષ્ટ ખુલ્ક કહેવાય તથા જેને અરબીમાં મવાસાત તથા ફારસીમાં હમદરદી કહે છે જે વીષે કોરાને શરીફમાં ખુદાએતઆલા ફરમાવે છે **તઆવનૂ અલલ બિરરે વત્તકવા, વલા તઆવનૂ અલલ ઇસમે વલ ઉદવાને** ( ૫ : ૩ ) "કોમની હમદરદી તથા મદદ ફકત ભલા અને નેક કામોમાંજ થવી જોઇએ." "ઝુલમ અને અદાવતનાં કામોમાં હરગીઝ તેઓની મદદ કરો નહી." **વલા તહેનૂ ફિબ તેગા ઇલ કવમે....વલા તકુન લિલ ખાએનીના ખસીમા....વલા તોજા દિલ અનિલ લઝીના યખતાનૂન અનફોસહુમ, ઈન્નલલ્લાહા લાયોહિબ્બો મનકાના ખવ્વાનન અસીમ** (૪: ૧૦૫, ૧૦૬, ૧૦૮) "અને કોમની હમદરદીમાં ઉલટમંદ રહો સુસ્ત ન થાઓ, અને દગાબાઝોના હીમાયતી ન થાઓ, અને તમો ન જગડો એ લોકો માટે જેઓ એક બીજા સાથે દગો કરતા રહે છે ખચીત ખુદા એવા દગાબાઝ ગુન્હેગારોને ચાહતો નથી."

## ખુદાની હસ્તીની શોધ.

ઇનસાનની સ્વભાવીક હાલતોમાં બીજી બી એક કુદરતી રીતે તેને બંધબેસ્તી આવતી એક ખાસ્યત હોય છે જે તે મહાન હસ્તીની શોધ છે જેના મટે તેના દીલમાં માંહો માંહે એક કુદરતી ખેંચાણ થતું રહે છે. એના ચીન્હની શરૂઆત બાળકના જન્મ સાથેજ થવા માંડે છે. કારણ એક બાળક જન્મ પામતાંજ તેની પેહેલી રૂહાની ખાસ્યત એ હોય છે કે તેનુ મન પોતાની માતા તરફ દોરવાઇ જાય છે. અને સ્વભાવીક રીતે તેનામાં તેણી માટે માદરી મોહબત ઉત્પન થઈ જાય છે પછી જેમ જેમ તે મોટું થતું જાય છે તેની સ્વભાવીક શકતીઓ ખીલવા માંડે છે ત્યારે તેની મોહબત ભરેલી લાગણીઓ જે બાતેનમાં છુપાયલી હોય છે તે ખુલ્લા આકારમાં જાહેર થતી જાય છે એટલે સુધી કે તેને પોતાની માતાના ખોળા સીવાય બીજે કેઠે બી ચેન પડતુંજ નથી. અને એનુ સરવે સુખ તથા આરામ ફક્ત પોતાની માતાના પ્યાર તથા લાડમાં સમાયલું રહે છે. અગર તેને તેની માતાથી જુદુ કરી દુર નાખી દેવામાં આવે તો તેનુ સરવે સુખ તથા આરામ તેને અકારૂં થઈ પડે છે. તેની સાંબે ગમે તેટલી નેઅમતોનો ઢગ મુકો પણ તે પોતાનો ખરો સુખ પોતાની માતાના ખોળામાંજ જુએ છે તે વગર તેને ચેન પડતુંજ નથી. હવે બાળકના

દીલમાં પોતાની માતા માટે ઉત્પન્ન થતા આવા પ્યાર ભરયા ખેંચાણનું અસલ કારણ શું ચીજ છે ? એ હકીકતમાં તેજ ખેંચાણ છે જે એક બાળકના દીલમાં તે મહાન પુજ્ય માટે મુકવામાં આવે છે. બલકે હરેક ઠેકાણે જ્યાં ઇનસાન મોહબતનો સંબંધ હાંસલ કરે છે ત્યાં હકીકતમાં તેનુ અસલ કારણ ખુદા તરફનો સ્વભાવીક ખેંચાણ છે હરેક ઠાંકણે એવી પ્યાર ભરેલી લાગણીનું જોશ દેખાડવું તે હકીકતમાં તેના દીલમાં ખુદાતઆલા માટેની મહાન મોહબતનો એક પડછાયો છે. ખુદા તરફનો ખેંચાણ તેના મનથી એક ખોવાઈ ગયલી ચીજ છે જેનુ નામ ગોયા તે ભુલી ગયો છે તેથી એ અસલ ચીજ હાંસલ કરવા તે જુદી જુદી મોહબત કરી તેની શોધ માટે ફાંફા મારે છે. માટે ઇનસાનના દીલમાં દોલત યા બી યા બચાં માટે જે મોહબત ઉત્પન થાય છે અથવા કોઈ ખુશ અવાઝના ગાયણ તરફ તેનુ રૂહ ખેંચાઈ જાય છે તે હકીકતમાં તેજ ખોવાયલા પ્રીય પુજયના મોહબત ભરયા ખેંચાણની તપાસ છે. પણ એ અત્યંત બારીક ભેદોવાલી હસ્તી જે હરેકમાં આગની તરેહ ગુપત છે અને સરવેને અણદીઠ છે તે ઇનસાન પોતાની શારીરીક આંખોથી જોઈ નથી શકતો તેમજ તે સંપુરણ જ્ઞાનની ગેરહાજરીના લીધે અસલ હકીકત પામી બી નથી શકતો તેથીજ તે તેની ઓલખ યા મારેફતના બાબમાં બહુ ગોતા ખાયા કરે

છે જેના પરીણામમાં તરેહવાર વહેમો અને ખોટી માન્યતાઓ હેઠલ તે મહાન હસ્તીના બદલે ખોટા પુજ્યો ઉભા કરવામાં આવ્યા છે. કોરાને શરીફમાં ખુદાતઆલાએ એ વીષે એક અચ્છો જ્વાબ આપ્યો છે કે દુન્યા બીલ્લોરના એક મહેલ જેવી છે જેની ઝમીનની ફરશબંધી ચળકતા કાચથી કરવામાં આવી છે અને તે પારદર્શક ઝમીન તળે ધોધમાર ઝડપથી પાણી વહેતું કરવામાં આવ્યું છે જેથી દરેક જોનાર ભુલથી તે કાચને પાણી સમજી લે છે, જેથી ઇનસાન તે કાચપર ચાલતાં એવો બીહે છે જેવો કે તેને ખરેખર પાણી ઉપર ચાલતાં બીહવું પડે જ્યારે હકીકતમાં ફક્ત તે પારદરશક કાચ છે. એજ મુજબ આકાશ ઉપર દેખાતા સુર્ય ચંદ્ર વગેરે ફક્ત પારદર્શક કાચ છે જેઓની પરસ્તીશ કરવા લોકો ભુલથી મંડી ગયા છે. જ્યારે ખરેખર તો તેની તળે એક અતી મહાન શકતી કામ કરી રહી છે જેવી રીતે તે પારદર્શક કાચ હેઠળ ધોધમાર પાણી વહેતું ચાલ્યું જાય છે. ખુદાની ઉત્પન કરેલી મખલુકની જેઓ પરસ્તીશ કરે છે તેઓ પોતાની એવી ભુલ ભરેલી નઝરના લીધે અસલને છોડી નકલને પકડી બેઠા છે. આ તફસીર કોરાને શરીફની જે આયત માટે છે તે આયત આ રહી. ઈન્નહુ સરહુમ મોમર રહુમ મિન કવારીર (૨૭ : ૪૪) એટલે ખચીત આ તો ફક્ત કાચનો બનાવેલો સાદો મેહલ છે. (જ્યારે તું માત્ર તેની તળે દોડતા પાણીથી બીહે છે.)

સારાંશ ખુદાએતઆલાની ઝાતી હસ્તી જો કે તદન ખુલી અને રોશન છે છતાં તે તદન અણદીઠ છે. આપણી નઝરે પડતી દુન્યાદારી રચનાથીજ તેની પએછાન થઈ શકતી નથી. એ પરજ ભરોસો રાખનારાંઓ જો કે દુન્યાની શ્રેષ્ટ રચના અને તેને લગતી અનેક અજાએબીઓની ઘણી બારીક તપાસ કીધી મોટા મોટા ફીલસુફો તથા ખગોળ શાસ્ત્રીઓ તથા બીજા મહાન વીદ્વાનોએ બીજી બાબતોમાં મોટી મોટી શોધખોળો કરતા રહયા પણ તેઓની સાયન્સે ખુદાની હસ્તીની શોધખોળમાં મદદ ન આપી બલકે સાંબા તેઓ તરેહવાર ખોટા વહેમોમાં ગીરફતાર થઈ ગયા એટલે સુધી કે કેટલાક તો નાસ્તીક બી થઈ ગયા અગર તેઓ ના જ્ઞાને એ કામમાં તેઓને મદદ કીધી તો એટલીજ કે તેઓ આસમાન અને ઝમીનની શ્રેષ્ટ રચના જોઈ ધારયું કે આવી મહાના સ્રષ્ટીનો કોઈ બી બનાવનાર તથા જાળવનાર તો ઝરૂર હોવો જોઇએ. પણ ખુદાની હસ્તીની પએછાન માટે ફકત આવો ખ્યાલજ ધરાવવો પુરતો નથી ન એવી મારેફતમાં કશી ખુબી છે. ખુદાની હસ્તી વીસે અટકળ યા અનુમાન કરવું કે ખુદા હોવો જોઈએ તેમાં તથા તેની હસ્તી વીષે ખાત્રીથી એકીન રાખવું કે ખુદા ખરેખર છે તેમાં બહુ મોટો ફરક છે.

સારાંશ તેઓની મારેફતનો આધાર ફકત અટકલો તથા

અનુમાનો પર હતો જે દીલને સંતોષ યા શાંતી ન આપી શકે તેથી તેઓના વહેમો દીલથી દુર ન થઈ શકયા ન એવા જામથી ખુદાની ખરી પએછાનત યા મારેફતની સ્વભાવીક તરસ મટાડી શકાય બલકે એવી અપુર્ણ અને ખામી ઓ ભરેલી મારેફત જેનો પાયો અટકલો પર રચાયલો હોય છે બહુ જોખમકારક નીવડે છે કારણ તેમાં ફક્ત મોટી મોટી દફાંસો સીવાય બીજો કશો નતીજો હોતો નથી. ટુંકમાં જ્યાં સુધી ખુદાએતઆલા પોતાની હસ્તી વીસે પોતે પોતાના કલામો યા શબ્દોથી જાહેર ન થાય જેવી રીતે તે આ જગતની રચનાથી જાહેર થયો છે ત્યાંસુધી ફકત રચનાઓ વીષે અવલોકન કર્યાથીજ આપણા દીલને સંતોષકારક શાંતી મલી શકતી નથી. દાખલા તરીકે આપણે એવો એક ઓરડો દેખ્યે જેને અંદરથી બંધ કરી લેવામાં આવ્યો છે તો જરૂર આપણુને કુદરતી એ ખ્યાલ ઉપજશે કે કોઈ ઈનસાન અંદર છે જેણે ઓરડાને અંદરથી સાંકલ દઈ બંધ કરયો છે કારણકે બાહેરથી ઓરડાની અંદરની સાંકલ તો લગાડી શકાયજ નહી પણ જયારે કેટલાક વરસો વીતી જાય અને અંદરવાળા ઈનસાનને બાહેરથી લોકો બુમાબુમ મારીને બોલાવે છતાં તેનો કશો અવાજ સંભલાયજ નહી તો છેલ્લે આપણુને તેમાં કોઈ ઇનસાનની હસ્તી હોવા વીષેનુ અનુમાન બદલવું પડશે અને આપણે વીચારીશું કે અંદર કોઇ જીવતા ઇનસાનની હસ્તી નથી બલકે તે ઓરડો

બીજીજ કોઇ હીકમતથી બંધ થઈ ગયો હશે એવોજ હાલ એ ફીલસુફોનો છે જેઓ ફક્ત રચના જોઈ ખુદાની હસ્તી વીષેના અનુમાનનો અંત લાવી ચુકા છે. એ બહુજ ગંભીર ભુલ છે કે ખુદા જેવા તમામ આલમોના પરવરદીગારને ઓરરડાની અંદર પડેલા મુરદા જેવું સમજવામાં આવે અને તેને તે કબરમાંથી બાહેર કાઢવા ઇનસાન પોતાનુજ કામ સમજે. ( નઉઝબોલ્લાહ ) અગર ખુદા એવોજ છે કે જેનો પતો ઇનસાને માત્ર પોતાનીજ કોશેશોથી શોધી કાહડયો છે તો એવા ખુદા ઉપર આપણી ઉમેદો બાંધવી વ્યર્થ છે. બલકે ખુદા તો તે છે જે કદીમથી પોતાની હસ્તી વીસે હું મોજુદ છું એમ તે પોતે પોતાના મુબારક કલામથી સદા પોતાને જાહેર કરતો રહે છે અને લોકોને પોતાની તરફ બોલાવતો રહે છે. એ આપણી મોટી ગુસ્તાખી કહેવાય અગર આપણે એ ખ્યાલ કરયે કે ખુદાને શોધી કાહડવા ઇનસાને મોટી મોટી કોશેશો કરી છે ત્યારે તો ઇનસાનનો ખુદા પર એહસાન થયો નહીકા એવા ફીલસુફ ઈનસાનોની શોધ ખોળ વગર ખુદાએતઆલા સદા કાલ ગુમ થયલા રહેતે અને કદી જગજાહેર થયા ન હતે ! અગર એ કહેવામાં આવે કે ખુદા કેવી રીતે વાત કરી શકે શું તેને જીભ છે ? તો જાણવું કે એ સવાલ બી એક બહુ બેબાકી ભરયો કહેવાય. શું ખુદાએતઆલાએ આપણા જેવા જીસમાની હાથો વગર ઝમીન તથા આસમાનની તમામ ખલ-

કતને ઉત્પન્ન કરી નથી ? શું તે આપણા જેવી આંખો વગર તમામ દુન્યામે જોતો નથી ? શું તે આપણા જેવા કાનો વગર આપણા અવાઝો સાંભલતો નથી ? શું ત્યારે એ ઝરૂરતું નથી કે એજ મુજબ ખુદા વાત બી કરે ? આ એક વાતનો ઇનકાર કરવો અને બીજી સરવે વાતોનો એકરાર કરવો તેનુ કાંઈ કારણુ ? બીજું એ વાતમાં બી કશી સચાઇ નથી કે ખુદાતઆલાએ આગલા ઝમાનાના લોકો સાથે તો વાતો કીધી પણ હવે તે ચુપ થઈ ગયો છે. તે ખુદા કે જેના નીયમમાં કદી ફેરફાર થતો નથી જેવી રીતે આગલા ઝમાનાઓમાં પોતાના નેક બંદાઓ સાથે વાતો કરી હતી તેવીજ રીતે આ ઝમાનામાં બી તેને દીલોજાનથી શોધનારાઓ સાથે વાતો કરવા તથા તેઓને ઇલહામી ખઝાનાથી માલામાલ કરવા બેશક તૈયાર છે એની વાતો કરવાની શકતી બંધ કરવા એના હોઠોપર મોહર લગાડવાની કોઇને તાકાત નથી. હમણાંબી એની રહેમત તથા ફઝલના ખઝાનાઓના દરવાઝા એવાજ ખુલ્લા છે જેવા કે આગળ ખુલ્લા હતા. હા ઇનસાનની રાહનુમાઇને લગતા કાયદાઓવાલી શરીઅતો તો બેશક ખતમ થઈ ચુકી કારણુ તમામ રીસાલતો તથા નબુવતો પોતાની છેલ્લી ઉત્મતા સુધી પોંહચી અંતે આપણા મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ (જેઓ પર ખુદાના બેશુમાર આશીરવાદ હોજો) ની ઝાતમાં એટલે એઓના પોતામાં સંપુરણ રીતે

ખતમ થઈ ચુકી જેથી હવે કશી નવી શરીઅત દરશાવનારી વહી ( પ્રકટીકરણ અથવા Revelation )ની ઝરૂરત બાકી ન રહી પણ તેથી કાંઈ ખુદાએતઆલાના કલામો અથવા ઈલહામ ( પ્રેરણા અથવા Inspiration ) જાહેર કરવાની શક્તી બંધ ન થઈ ગઈ. ખુદાએતઆલા તરફથી આ આખરી શરીઅતનુ નુર અરબીઆમાં જાહેર થયું એમાં બી એક દુરઅંદેશી હતી. અરબો તે બની ઇસમાઇલના વંસની કોમ હતી જેનો સંબંધ બની ઇસરાઇલથી કપાઈ ગયો હતો અને તેઓ ફારાનના વેરાન જંગલમાં આવી પડયા હતા. ફારાન એટલે બે ફરાર થનારા અથવા બે નાસનારા જેઓને હઝરત ઇબરાહીમે બની ઇસરાઇલથી જુદા કરી દીધા હતા અને જેઓને તવરેતની શરીઅત સાથે કશો સંબંધ રહયો ન હતો જેમકે તેમાં જણાવવામાં આવ્યું છે કે ઇસમાઈ-લને ઇસાક સાથે કશો ફાલો ન મળશે એ મુજબ ઇસમા-ઇલીઓનો સંબંધ દુર કરી નાખવામાં આવ્યો એ પછી એઓનો બીજા કોઈ સાથે સગપણ યા સંબંધ ન હતો બીજા સરવે મુલકોમાં ઈબાદતની તથા ધરમબોધની રસમો વધતી ઓછી દીઠામાં આવતી હતી જેથી જણાતું હતું કે તે કોમોને આગલા જમાનાઓમાં ખુદાના પેગમ્બરોએ ધરમ સંબંધી ઉપદેશ પહોંચાડયો હતો પણ માત્ર અરબોનોજ મુલક એક એવો હતો જે ધારમીક તાલીમથી સદંતર ના-વાકેફ હતો. જેથી ઇસમાઇલી વંસના અરબોથી વસાયલો

મુલક તમામ જેહાંનના મુલકોથી પછાત રહેવા પામ્યો હતો. છેલ્લે એ મુલકની બી વારી આવી અને ખુદાએતઆલાએ એમાં એક એવો મહાન નબી (પેગમ્બર) ઉત્પન કરયો અને તેને એવી સામાન્ય નબુવત બક્ષી કે જેથી તમામ જેહાનને બીજીવાર ખુદાઈ રહેમતનો લાભ મલે અને દુન્યાની તમામ કોમોમાં જે ખોટારાઓ પેવસ થવા પામ્યા હતા તે એની મારફતે દુર થાય હવે એવી સંપુરણ નબુવતની કામીલ કીતાબ બક્ષાયા પછી બીજી કોઈ કીતાબની ઇંતેઝારી કરવાની ઝરૂરતજ શું રહી? એ કીતાબે ઇનસાની સુધારાને લગતું તમામ કામ પોતાના હાથમાં લઇ લીધું અને એની તાલીમ એની આગમજની કીતાબો મુજબ ફક્ત ચોકસ કોમોના સુધારા માટે નહી બલકે નાત ઝાત યા ઊંચ નીચ યા રંગરૂપના કશા બી તફાવત વગર તમામ જેહાનનો એક સરખો સુધારો કરવા માટે છે અને ઈનસાની તમામ સ્થીતીઓ મુજબ લાયક સુધારા ફરમાવ્યા. પેહલે તો જંગલી ગમારોને ઇનસાન્યતના તરીકા શીખવ્યા પછી તેઓને ઈનસાન્યતમાં લાવ્યા બાદ ઉતમ અખલાકના ધરમબોધના પાઠો શીખવ્યા બે મુજબ ઇનસાનની સ્વભાવીક હાલત તથા અખલાકી હાલત વચે શો ફરક છે તે જાહેર કરી આપ્યો કે જે માટે બી તમામ જેહાન ઉપર માત્ર કોરાને શરીફનોજ અહેસાન છે. એ રીતે ઇનસાનને સ્વભાવીક હાલતોમાંથી બાહેર કાહડ્યા પછી તેને ઘટતે પ્રસંગે ઉતમ અખલાકની

હાલત મુજબ વરતનારો બનાવ્યો એટલુંજ નહીં પણ ઈનસાનને સંપુરણ ઉત્તમતાને દરજ્જે પોહચવા તેને રૂહાની હાલતનો મુકામ હાંસલ કરવો જોઇએ. તેથી તેના પર ખુદાની હસ્તીનુ કામીલ એકીન ધરાવનારી પાક મારેફતનો દરવાઝો ખોલી આપૂવામાં આવ્યો અને તે પરજ બસ ન કરતાં લાખો ઇનસાનોને રૂહાની હાલતના ઉતમ દરજ્જે પહોંચાડી દીધા. એ મુજબ ફકત કોરાને શરીફમાંજ તમામ દીની તાલીમોનો ઉતમ અને સંપુરણ સંગ્રહ છે તેથી માત્ર એજ એક કીતાબે દીની તાલીમોને સંપુરણ રીતે ઉતમ દરજ્જે પોહચાડવાનો દાવો કરયો છે જેમકે તે ફરમાવે છે **અલ યવમા અકમલતો લકુમ દી નકુમ વઅત મમતો અલયકુમ નેઅમતી વ રઝીતો લકોમુલ ઇસલામા દીનન (૫ : ૫)** એટલે " આજે મેં સંપુર્ણ કરયો છે તમારા માટે તમારો દીન અને તમારા પર મારી નેઅમતો પુરી કરી અને તમારા શારૂ ઇસલામ મઝહબ મુકરર કરી હું ખુશી થયો છું. " આ આયત ખુલ્લી રીતે જાહેર કરે છે કે દીનની તમામ સંપુર્ણતા ઇસલામમાંજ સમાયલી છે. જ્યારે ઇસલામનો ભાવાર્થ એજ છે કે ખુદાની મરજીને સંપુર્ણ રીતે આધીન થઈ જવું અને પોતાની નજાત માટે ખુદ પોતાને કુરબાન કરી દેવું, ન એ સીવાય બીજી કોઈ રીતથી, અને એ નીયત યા ઠેહાવ ફક્ત શબ્દોમાંજ ન સમાયલો રહે બલકે તે મુજબ અમલ કરીને સાબીત કરી આપવું,

એ તે સ્થીતી છે જ્યાં તમામ ખુબીઓની હદ ખતમ થાય છે. એ મુજબ તે ખુદા જેની શોધ ફીલસુફોની શોધખોળથી ન થઈ શકી તે ખરા ખુદાનો પતો કોરાને શરીફે જાહેર કરી આપ્યો છે. કોરાને શરીફે ખુદાની પએછાનત હાંસલ કરવા માટે બે પ્રકારની રીતીઓ બતાવી છે. પેહલી રીતી એ છે કે જેથી ઇનસાનની સમજ શકતી એવી તેઝ અને રોશન થાય છે કે જેથી તેનામાં ખુદાની હસ્તી વીષેની દાનાઈ ભરેલી દલીલો ઉત્પન થતી રહે છે અને તે ભુલો કરતાં બચી જાય છે. બીજા પ્રકારની રીતી રૂહાની તરીકાની છે જે વીષે વીગતવાર ખુલાશો ઈનશાઅલ્લાહ અમો એ પછી ત્રીજા સવાલના જવાબમાં કરીશું.

હવે જુઓ કોરાને શરીફ ખુદાની હસ્તી વીષે કેવી ઉમદા અકલી દલીલો આપે છે જેમકે તે ફરમાવે છે રબ્બો નલ્લઝી અઅતા કુલ્લ શયઇન ખલ્કહૂ સુમ્મ હદા (૨૦:૫૨) એટલે "અમારો ખુદા તે છે જેણે દરેક ચીજને તેની બંધ બેસતી પેદાયશ બખશી પછી તેને જોઇતી સંપુરણ ઉતમતા હાસલ કરવાની રાહ શીખવી." હવે આપણે આ આયતના ભાવાર્થ પર નઝર કરીશું તો જણાશે કે ઇનસાનથી લઇને તમામ પ્રાણીઓની બનાવટ પછી તે પાણીમાં રહેનારા હોય યા ઝમીન પર યા હવામાં ઉડનારા પક્ષીઓ હોય ખુદાની અપાર કુદરત યાદ દેવાડે

છે કારણુ દરેક જાનદારને અજબ જેવી રીતે તેને બંધબે-
સતી આવતી હાલત બક્ષવામાં આવી છે. જે વીષે હરેક
શખસ ખુદ પોતે સમજી શકે છે માટે એ વીષે અતરે લં-
બાણુથી વીવેચન કરવાની જરૂર નથી.

બીજી દલીલ ખુદાની હસ્તી વીષે કોરાને શરીફ આપે
છે તે એ છે કે ખુદા સરવે કારણોની ઉત્પતીનુ મુળ કા-
રણુ છે જેમકે તે ફરમાવે છે **વ અન્ન એલા રબ્બેકલ્ મુન્તાહા** ( ૫૩ : ૪૩ ) એટલે "ખચીત તમામ રચનાની
ઉત્પતી તથા તેનો મુળ તારા ખુદા ઉપર ખતમ થાય છે."
ઉપલી દલીલના ટેકામાં આપણે જોઇશું તો જગતની ત-
મામ રચનામાં દરેક કાર્યનુ કારણ તથા ઉત્પતીનુ મુળ હો-
વાનુ કુદરતી કાનુન વ્યાપી રહેલુ છે તેથીજ દુનયામાં થતી
તમામ કીસમની શોધખોળ તથા સાયન્સનો આધાર એજ
નીયમ ઉપર રચાયલો છે. દરેક કારણ જે પોતે તેનુ મુળ
નથી તો તેની શોધ માટે બીજી તરફ નજર દોડાવવામાં
આવશે એમ એક પછી એક એ રીતે તેનુ અસલ મુળ
શોધી કાહડવામાં આવશે પણ એમ તો બનેજ નહી કે આ
અંતવાલી દુનયામાં કોઈ બાબતનો અંત યા છેડો હોયજ
નહી. છેલ્લામાં છેલ્લો છેડો યા અંત તો હોવોજ જોઇએ.
એ મુજબ સૌથી છેલ્લા અંતનુ મુળ તે ખુદા છે. હવે
ધ્યાન ધરી જુઓ કે ઉપલી ટુંક આયત **વ અન્ન એલા**

**રબ્બેકલ મુજ્માહામાં** કેવો ઊંડો ભાવાર્થ સમાયલો છે કે સરવે કારણોની ઉત્પતીના મુળ તારા ખુદા પર ખતમ થાયછે.

ખુદા પોતાનો હસ્તી વીષે બીજી એક દલીલ એ આપે છે કે **લશ શમ્સો યન્બગી લહા અન્તુદરેકલ કમરા વ લલ્લયલો સાબેકુન્નહારે; વકુલ્લુન ફી ફલકીંય યસ્બહુન** (૩૬ : ૪૦) એટલે "સુરજ નથી પકડી શકતુ ચંદ્રને તેમજ રાત્રી (જે ચંદ્રનો પડછાયો છે તે) દીવસ (જે સુરજનો પડછાયો છે તે)થી આગલ વધી નથી શકતી અને એ સરવે પ્રકાશ આપનારા ગોળા આસમાન પર પોતાની રાહ પ્રમાણે બરાબર ફરતા રહે છે" અગર બાતેનમાં એઓનો કોઈ રચનાર ન હતે તો એ તમામ રચનાઓ ભારે ઉથલપાથલ સાથે કયારની ફના બી થઈ ચુકી હતે. બારીકીથી ધ્યાન કરનારાઓ માટે એ દલીલ બહુજ ઉપયોગી છે. કારણ આસમાની ખલકતના આવા મહાન અને બેશુમાર ગોળાઓમાં સેહેજ બી અથડામણ થાય તો આખી દુનયાનો નાશ થઈ શકે છે. એ કેવી અજબ કુદરત છેજે તેઓની ગતીમાં એક વાળ જેટલો બી ફરક પડતો નથી જેથી તેઓ અથડાવા પામતા નથી અને ઝમાનાઓ સુધી ચાલુ કામ આપ્યા છતાં જરા બી ઘસાતાં યા જાંખા થતા નથી ન તેઓની રચનામાં કશા પ્રકારનો સેહેજ બી ફેરફાર થતો. અગર એ સરવે મહાન રચનાઓનો કોઇ મહાન ર

શક ન હતે તો કેવી રીતે એવો મહાભારત કારોબાર હ-
ઝારો વરસોથી કશા બી ફેરફાર વગર એક સરખા નીયમ
મુજબ ચાલી શકતે? એ મહાન શાનદાર કારોબાર તરફ
ઇશારો કરતાં ખુદાએતઆલા ફરમાવે છે **અફિલ્લાહે શક**
**ફુન ફાતેરિસ સમાવાતે વલ અરઝે** (૧૪ : ૧૧) "શું
ખુદાની હસ્તી વીશે કશો બી શક હોઇ શકે જેણે આવી
અજબ રચનાઓ સાથે આસમાન તથા ઝમીન પેદા ક-
ર્યાં છે?"

એ પછી ખુદા પોતાની હસ્તી વીશે બીજી એક દ-
લીલ એ આપે છે જે **કુલ્લો મન અલયહા ફાનવ વ**
**યબકા વજહો રબ્બેકા ઝુલ જલાલે વલ ઇકરામ** (૫૫
: ૨૭) એટલે "દરેક ચીજ ફના થનાર છે અને જે બાકી
રહેનાર છે તે ખુદા છે જે મહા પ્રતાપી તથા કીર્તીવંત
છે." હવે જુઓ આપણે એ ધારયે કે ઝમીન તથા આસ-
માનના ચુરેચુરા થઈ જાય અને તમામ સૃષ્ટીની હસ્તી ની-
સ્તીમાં ફેરવાઇ જાય છતાં આપણી બુદ્ધી તથા અંતઃકરણ
એ સુચવે છે અને અને માને છે કે એ સરવે નાબુદ થઇ
જવા બાદ બી કોઇ એવી ચીઝની હસ્તી તો જરૂર રહેવી
જોઇએ જે ફના થઇ શકેજ નહી બલકે તેમાં કશો બી
ફેરફાર થયા વગર તેની અસલ હાલત કાયમ રેહવીજ જો-
ઇએ અને તે અસલ હસ્તી તેજ ખુદા છે જે દરેક ફના

થનારી ચીજોને ઉત્પન કરીને હસ્તીમાં લાવે છે અને તેની પોતાની હસ્તીને કોઇ બી તરેહની અલવલ કદી બી આવવા પામતી નથી.

એ પછી કોરાને શરીફ ખુદાની હસ્તી વીશે બીજી એક દલીલ પેશ કરે છે કે અ લસ્તો બે રબ્બેકુમ; કાલૂ બલા ( ૭ : ૧૭૧ ) એટલે ખુદાએતઆલા રૂહોને કહે છે કે "શું હું તમારો રબ નથી તેઓએ કહયું શા માટે નહી ?" આ સવાલ રૂપી આયતમાં ખુદાતઆલા રૂહોની તે ખાસ્યતનુ બયાન ફરમાવે છે જે તેણે સ્વભાવીક રીતે તેઓમાં ઉત્પન કરી છે. તેથી કોઇ બી રૂહની એ સ્વભાવીક ખાસ્યત નથી કે તે ખુદાની હસ્તીનુ ઇનકાર કરે. નાસ્તીકો ખુદાની હસ્તીનુ એટલાજ માટે ઈનકાર કરે છે કે તેઓના વીચાર મુજબ ખુદાની હસ્તીની સાબેતી માટે પુરતી દલીલો નથી. આ તેઓના ઈનકાર છતાં એ વાત તો તેઓ કબુલ કરે છે કે દરેક કાર્યની ઉત્પતીનુ ખચીત કોઈ કારણુ તો જરૂર હોય છેજ. દાખલા તરીકે દુનયામાં એવો નાદાન કોણ હશે કે જેના શરીરમાં બીમારી ઉત્પન થઇ હોય છતાં તે એ તકરાર કરે જે એ બીમારી ઉત્પન થવાનુ બાતેનમાં મુદલ કોઈ કારણુ હસ્તી ધરાવતુંજ નથી. અગર એ માન્યે કે આ જગતનો કારોબાર કાર્ય અને તેના કારણુ પર રચાયલો નથી તો પછી તમામ શોધખોળો તથા સાયંસોના ધોરણો ઉથલાઈ જાય પછી તમામ જાતની ગણત્રીઓ

જેવી કે સુરય ચંદ્રના ઉગવા આથમવા ગ્રહણ થવાની તારીખો દરયાઇ ભરતી ઓટ તુફાનની સાવચેતીઓ દરદીની વધતી ઓછી બીમારીઓ મુજબ તબીબી અનુમાનો તથા ઉપાયો વગેરે સર્વે અશક્ય હતે. એ મુજબ એક ફીલસુફ યા શોધક જો કે સીધી રીતે ખુદાની હસ્તીનો એકરાર નથી કરતો પણ આડકત્રી રીતે તો એણે એકરાર કરેલોજ કહેવાય. કારણ તે બી આપણી માફક તમામ ઉતપતીઓના અસલ મુળની શોધમાં વલગેલોજ હોય છે. જો કે એવા એકરારમાં ખુબી તો નાહીજ. એટલુંજ નહિ પણ જ્યારે એવા ખુદાઇ ઇનકાર કરનારાઓને કોઇ રીતે બેહોશ કરવામાં આવે કે જેથી તેઓના દીલમાંથી દુન્યાદારી ખોટા વિચારો સદતર દુર થઈ જાય અને એ રીતે તે મહાન હસ્તીના શરણે આવી પડે છે ત્યારે તે હાલતમાં તે ખુદાનો એકરારજ કરે છે ન કે ઇનકાર જેની સાબેતી મોતેબર આસામીઓ મારફતે જાહેરમાં આવી ચુકી છે. એજ ભાવાર્થ ઉપલી આયતનો છે કે ખુદાની હસ્તીનો ઇનકાર ફક્ત દુન્યાઈ ખોટા વીચારોનેજ લીધે થાય છે બાકી ઇનસાનના દીલમાં સ્વભાવીક રીતે ખુદાની હસ્તીનો મજબુત ખ્યાલ ઠસાવવામાં આવેલોજ હોય છે.

કોરાને શરીફે ખુદાની હસ્તી વીશે આપેલી અનેક દલીલોમાંથી અત્રે ફક્ત થોડીક નમુના તરીકે આપી છે. એ

પછી આપણુને એ બી જાણુવું જોઇએ કે જે ખુદા તરફ કોરાને શરીફે આપણુને દોરવ્યા છે તે તેની કેવી સીફતો બયાન કરે છે **હો વલ્લા હુલ્લઝી લાએલાહા ઈલ્લા હોવા આલેમુલ ગએબે વશ શહાદતે હોવર રહમા નુર રહીમ** ( ૫૯ : ૨૨ ) એટલે "એ તે ખુદા છે જેનો કોઇ ભાગ્યો નથી અને જેના સિવાય બીજો કોઈ પરસ્તીશ યા ફરમાબરદારીને લાયક નથી." અતરે ખુદાનો કોઈ ભાગયો નથી એ ફરમાવવાનો એ સબબ કે અગર ખુદાનો કોઈ જોડયો હરીફ હોય તો એ સંભવ રહે કે તે હરીફ કોઇ વખત ખુદાની ખુદાઈ છીનવી બી લે. બીજું એ ફરમાવ્યું કે એના સીવાય બીજો કોઈ પરસ્તીશને લાયક નથી તેની મતલબ એ કે તે એવો મહાન ખુદા છે કે જેની તમામ સીફતો ખુબીઓ શ્રેષ્ટાઇઓ એવા ઉતમ દરજ્જાની છે કે અગર દુન્યાની તમામ પેદાયશોમાંથી જેને સર્વેથી ઉતમ ધારવામાં આવે અને તેની શ્રેષ્ટ ખુબીઓના લીધે ખુદા તરીકે ચુંટી કાહડવામાં આવે, અને તેના માટે બને તેટલી સરસ ખુદાઈ ખુબીઓ મનમાં ધારી લેવામાં આવે છતાં સરવેથી શ્રેષ્ટ કે જેથી વધુ શ્રેષ્ટ સીફત કોઇમાં હોઈ શકેજ નહી તેજ ખુદા છે. છતાં ખુદાની પરસ્તીશમાં તેનીજ પેદા કરેલી મખલુકને ભાગયા તરીકે જોડવું એ બહુજ મોટો ગુનાહ છે. વલી ઉપલી આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે તે **આલેમુલ ગએબ** છે એટલે તે પોતેજ પોતાની ઝાતને ઓલખે છે બીજો

કોઈ એવી મહાન હસ્તીનો સંપુરણ ખ્યાલ ઉપજાવી શકેજ નહી. આપણે સુરજ ચંદ્ર વગેરે એની ઉત્પન કરેલી તમામ પેદાયશોને સંપુરણ રીતે જોઈ શકયે છીએ પણ તેવીજ સંપુરણ રીતે ખુદાને જોવું અશકય છે. બીજુ એ ફરમાવવામાં આવ્યું છે કે તે આલેમુલ શહાદત એટલે તે તમામ ચીઝોનો જાણનારો છે એટલે એવી કોઈ ચીઝ નથી જે એની નઝરથી છુપી હોય. એ તો હરગીઝ બનીજ ન શકે કે તે ખુદા હોવા છતાં પોતાનીજ ઉત્પન કરેલી ચીઝો વીષે અજ્ઞાન હોય. આ આલમની દરેક રજકણ પર એની નઝર હોય છે જ્યારે ઈનસાન એવી નઝર ધરાવી શકેજ નહી. ખુદાજ જાણે છે કે આ આલમની તમામ રચનાઓને તે કયારે ફના કરી દેશે અને કયારે કયામત ઉભી કરશે પણ એના સીવાય બીજો કોઈ બી એ બાબેનો જ્ઞાન ધરાવતો નથી માટે ખુદા તેજ છે જે દરેક બનનારા બનાવોની ઘડીપળથી વાકેફગાર છે. બીજુ એ ફરમાવ્યું છે કે તે હોવર રહમાન છે એટલે તે એવો મહેરબાન છે કે તમામ જાનદારોને તેઓ હસ્તીમાં આવે અને કશી સેવા બજાવે યા કશા બદલાને લાયક થાય તે આગમજ ફકત પોતાની અપાર કૃપાની રૂએ ન બીજા કશા કારણુસર તેઓ માટે તમામ કીસમની સુખ સગવડો તૈયાર કરી રાખે છે દાખલા તરીકે સુરજ ચંદ્ર વગેરે તથા ઝમીનપરની તમામ ચીઝો આપણે જન્મ પામ્યે યા કશી સેવા બજાવ્યે તે આગમજ

આપણા માટે બનાવીને તૈયાર રાખવામાં આવી છે. આ બખશીશને ખુદાની કીતાબમાં રહમાન્યતનુ નામ આપવામાં આવ્યું છે અને ખુદાએતઆલા એવા કાર્યના લીધે અર રહમાન કહેવાય છે. એ પછી ફરમાવ્યું છે કે તે અર રહીમ છે એટલે તે નેક અમલોનો સરસ બદલો આપે છે અને તે કોઈની મહેનત વ્યર્થ કરતો નથી ખુદાની એ સીફતને રહીમીયતનુ નામ આપવામાં આવ્યું છે અને તે એવા કાર્યના લીધે અર રહીમ કહેવાય છે

બીજું એ ફરમાવ્યું છે કે તે માલેકે યવમિદદીન છે. અથવા તે ઇનસાફના દીનનો માલેક છે એટલે ખુદાએ તઆલાએ દરેકને બદલો આપવાનુ પોતાના હાથમાં રાખ્યું છે. અને એણે કોઈબી એવી નેમણુક નથી કરી જે એની તરફથી ઝમીન તથા આસમાનની હકુમત ચલાવે અને એ પોતે નવરો થઈ બેઠો હોય, અને એના તરફથી કામ ચલાવનારો સરવેને સારો નરસો બદલો આપતો હોય યા ભવીષ્યમાં આપનારો હોય.

બીજું એ ફરમાવ્યું છે કે તે અલ મલેકુલ કુદદૂસ છે એટલે તે ખુદા એવો બાદશાહ છે કે જેમાં કશી ખામી યા એબ નહી. એતો દેખીતું છે કે ઈનસાની બાદશાહતમાં તરેહવાર એબો હોય છે અને તેની હસ્તીનો બી કશો ભ-

રોસો નહી. દાખલા તરીકે અગર કોઈ પ્રજા એક મુલક-માંથી બીજે મુલક ચાલી જાય તો ત્યાંની બાદશાહત નકામી થઈ પડે અથવા સખત દુકાલના લીધે તમામ પ્રજા પર ભુખમરાની આફત આવી પડે તો તે મુલકનો બાદશાહ કંગાલ હાલતમાં આવી પડે અથવા તમામ પ્રજા એકસંપ થઈ બલવો કરે અને બાદશાહને નાલાયક ઠેરવી તેની બાદશાહત છીનવી લે તો તે લાચાર થઈ પડે છે પણ ખુદાની બાદશાહત એવી નથી હોતી. તે એવી શકતી ધરાવે છે કે એક પળમાં આખી દુન્યાનો નાશ કરી ફરી તમામ રચનાઓ સાથે પાછી ઉત્પન કરી શકે છે. અગર તે સર્વ-શકતીમાન જગતકર્તામાં એવી શકતી ન હતે તો એ પોતાની બાદશાહત એઈનસાફી કરયા વગર ચલાવી શકતે નહી. કારણ એકવાર એ પોતાના તમામ બંદાઓને માફ કરી મુકતી બક્ષી આપે અને એનામાં બીજી નવી રૂહો ઉત્પન કરવાની શકતી ન હોય તો એને દુન્યામાં રૂહો વગર નકામું બેસવું પડે. અથવા જેઓને મુકતી બક્ષી હોય તેઓની મુકતી પાછી છીનવી લેવાનો ઝુલમ કરી તેઓને દુન્યામાં મોકલે નહી ત્યાંસુધી એની બાદશાહત ચાલી શકે નહી. પણ અગર એ ખુદા હોવા છતાં એવો અશક્ત હોય અથવા બેઇનસાફી કરયા વગર પોતાની બાદશાહત ચલાવી શકે નહી તો એનામાં અને બીજા દુન્યાદાર બાદશાહો વચે કશો ફરક રહયો નહીં. દુન્યાદારી બાદશાહો પોતાના રાજ્યો

ચલાવવા કાયદાઓ ઘડે છે પણ તેમાં વારંવાર ખામીઓ નીકલતી રહે છે અને કોઇ કોઈ વખત પોતાની મતલબ બર લાવવા અન્યાયને ન્યાય ઠેડવવું બી તદન વાજબી સમજે છે. દાખલા તરીકે સરકારનો એ કાનુન તદન કાયદે-સર ગણાય છે કે જ્યારે કોઈ વહાણ સાથે કોઇ મછવો અથડી પડે એવો સંભવ હોય તો તે મછવાને તેના તમામ માણસો સહીત ડુબાવી દેવું પણ ખુદા પોતાના કાર્યોમાં એવો લાઇલાજ હરગીઝ ન થઈ શકે. અગર ખુદા સર્વ શકતીમાન ન હતે અને શરૂઆતમાં જ્યારે કોઈ ચીઝની હસ્તી ન હતી છતાં એ સરવે પોતાની કુદરતથી ઉત્પન કરી હસ્તીમાં લાવવાની શકતી ધરાવનારો ન હતે તો એ બી બીજા દુ-ન્યાદાર અશક્ત રાજાઓ મુજબ ન્યાયને ઠેકાણે અન્યાય વાપરી કામ ચલાવતો રહેતે અને અગર ન્યાય મુજબ વર-તવા માંગતે તો પછી એના ખુદાઈ રાજ્યમાં વસનાર કોઇ બી ન રહેતે. પણ ખુદા એ સરવે એબોથી પાક છે તેથીજ તેની મહાન શક્તિનુ વહાણુ તેના ખરા ન્યાયી મહાસાગરમાં સડસડાટ ચાલ્યું જાય છે.

બીજું એ ફરમાવ્યું કે તે **અસ સલામો** છે એટલે તે પોતે તમામ એબો, મુસીબતો અને સખતીઓથી સલા-મત હોવા ઉપરાંત બીજાઓને સલામત રાખનારો છે. આ શબ્દનો બી ભાવાર્થ ખુલ્લોજ છે કારણુ અગર ખુદા પોતે

જ મુસીબતોમાં આવી પડે અને લોકોના હાથે મ.રયો જાય અને તે પોતાની ધારણાઓમાં નાસીપાસ થાય તો એવા નઠારા આકારના ખુદાને જોઇને આપણો દીલ કેવી રીતે કરાર પામી શકે કે એ ખુદા આપણા દુઃખો ટાંકણે જરૂર આપણો છુટકારો કરશે.

ખુદાએતઆલા ખોટા પુજયો સંબંધી ફરમાવે છે કે **ઇનલ્લઝીના તદઊના મિન્દુ નિલ્લાહે લંય યખ્લોકુ ઝોબાબંવ વલવિજ તમઊ લહૂ લંઇય યસ્લુબ હોમુઝ ઝોબાબો શયઅલ લાયસ તન કેઝૂહો મિન્હો ઝઓફત્તાલેબો લ્ મત્લબ મા કદરૂલ્લાહા હક્કા કદરેહી. ઇનલ્લાહાલ કવિય્યૂન અઝીઝ ( ૨૨ : ૭૨ )**

એટલે "ખચીત જે લોકોને તમો ખુદા જેવા પુજય બનાવી બેઠા છો તે એવા છે અગર તે તમામ ભેગા થઇને એક માખ ઉત્પન કરવા માંગે તો કદી તેઓ ઉત્પન ન કરી શકશે જો કે એ કામમાં તેઓ એક બીજાને મદદ બી કરે એટલુંજ નહી પણ અગર માખ તેઓની કોઈ ચીઝ છીનવી લઈ જાએ તો તેઓમાં એટલી શક્તી નથી કે તેઓ તે માખથી તે ચીઝ પાછી મેલવી શકે. એઓની પરસ્તીશ કરનારા કેવી કમઝોર બુદ્ધીના તથા જેઓની પરસ્તીશ થાય છે તેઓ કેવા કમઝોર શકતીના! શું ખુદા એવોજ

હોય છે? ખુદા તો તે છે જે તમામ બલવાન શકતીઓથી મહા બલવાન અને એવો ઝબરદસ્ત જે સરવે ઉપર ગાલીબ કોઇની તાકત નથી કે તેને પકડી યા મારી શકે. જેઓ એ વીષે ભુલમાં પડ્યા છે તેઓ ખુદાની લાયકાત પારખી શક્યા નહી અને તેઓ નથી જાણતા કે તે સર્વ શકતીમાન પુજ્ય કેવો હોવો જોઇએ."

બીજું એ ફરમાવ્યું કે તે **અલમોઅમેનો** છે એટલે તે અમન (શાંતિ) બખશનારો તથા પોતાની શ્રેષ્ટાઈ તથા તવહીદ (એકતાઈ)ની દલીલો સ્થાપનારો છે. ખુદાના એ સીફાતી નામમાં એ ભાવાર્થ સમાયલો છે કે ખરા ખુદાનો માનનારો કોઇ બી ટાંકણે શરમીંદો થઈ શકતો નથી. ન લોકો સાંબે ન ખુદા સાંબે. કારણુ તે તેની હસ્તી વીષે ઝબરદસ્ત દલીલો ધરાવે છે જ્યારે બનાવટી ખુદાને (પુજ્યને) માનનારો બહુ મુશકેલીમાં આવી પડે છે કારણુ તે દલીલો બયાન કરવાની બદલે પોતાની દરેક બેહુદી માન્યતાને ભેદ ભરયા ભરમોમાં દાખલ કરે છે કે જેથી તેની ઠેકડી ન થાય અને તેની ભુલભરેલી માન્યતાનુ પોકલ જાહેર થઇ જવા છતાં તે છુપાવાના ફાંફા મારતો રહે છે.

**અલ મલેકુલ કુદ્દુસ, સલામુલ, મોઅમેનુલ, મોહયમેનુલ, અઝીઝુલ, જબ્બારૂલ, મોતકબ્બેરો**

( ૫૯ : ૨૩ ) હવે આ આયતનો બકી રહેલા ભાગનો એ અર્થ છે કે તે સરવેનો નીગેહબાન, સરવે પર ગાલીબ, ( સર્વ શકિતમાન ) દરેક બગડેલા કામોનો સુધારનાર તથા કોઇની બી પરવાહ કરવા વીના તમામ રીતે સ્વતંત્ર છે. **હોવલ્લાહુલ ખાલેકુલ બારેઉલ મોસવ્વેરો લહુલ અસમાઉલ હુસ્ના** ( ૫૯ : ૨૪ ) એટલે "તે એવો ખુદા છે જે જીસમો ( શરીરો ) નો પેદા કરનાર તેમજ રૂહોનો ઉતપન કરનાર તેમજ ગર્ભસ્થાનમાં રંગરૂપનો ચીતારનાર છે. સરવે નેકમાં નેક નામો જે આપણે વીચારી શકયે તે એનાજ છે."

તે પછી ફરમાવ્યું છે કે **યોસબ્બેહો લહૂ માફિસ્સમા વાતે વલ અરઝે વ હોવલ અઝીઝુલ હકીમ** (૫૯ : ૨૪) એટલે "આસમાની ખલકતના રહેવાસીઓ તેમજ ઝમીની ખલકતના રહેવાસીઓ તે સર્વ શકતીમાન સાહેબનુ નામ પાકીઝગીથી યાદ કરે છે." આ આયતમાં એ ભાવાર્થ સમાયલો છે કે આસમાની ખલકતમાં બી રહેવાસીઓ છે અને તેઓબી ખુદાએતઆલાના ફરમાનો તથા હીદાયતો મુજબ વરતે છે.

બીજું એ બી ફરમાવવામાં આવ્યું છે કે **અલ્લા કુલ્લે શયઇન કદીર** એટલે "તે તમામ ચીઝો ઉપર સત્તાવાન

છે." એ બીના ખચીત એની પરસ્તીશ કરનારાઓ માટે એક મોટો દીલાસો છે. કારણ અગર ખુદા પોતેજ અશકત હોય તો આપણે તેવા ખુદાથી શું ઉમેદ રાખી શકયે?

બીજું એ ફરમાવવામાં આવ્યું છે કે તે રબબિલ આલમીન અર રહમાનિર રહીમ માલેકે યવ મિદદીન છે (૧-૧-૨-૩) છે એટલે તે તમામ આલમો (જેહાંનો) નો પાલનહાર છે તે વગર માંગવે નવાઝનાર રહમાન છે તથા નેકીનો સરસ બદલો આપનાર રહીમ છે તથા ઈનસાફના દીનનો માલેક છે એણે પોતાની સત્તા બીજા કોઈના હાથમાં સોંપી નથી."

બીજું એ ફરમાવ્યું કે ઓજીબો દઅવતદદાએ એઝા દઆને (૨:૧૮૬) એટલે તે દરેક પુકારનારની પુકારને સાંભલનાર અને જવાબ દેનાર છે એટલે તે દુઆનો કબુલ કરનારો છે."

બીજું ફરમાવ્યું કે તે અલ હૈયુલ કયુમ છે એટલે "તે હમેશાં હયાત તથા કાયમ રહેનારો છે" અગર એ સદા કાયમ તથા અમ્મર રહેનારો ન હતે તો કોઈના મનમાં એ વસવસો ઉપજે કે રખે આપણી આગમજ ખુદ ખુદાજ વફાત પામી જાય પણ એમ હરગીઝ ન બની શકે

કારણ તમામ જીવતરોની હસ્તી તથા ઉત્પતીનો આધાર એના એકલા ઉપરજ છે.

બીજું એ ફરમાવ્યું છે કે કુલ હોવલ લાહો અહદ, અલ્લા હુસ સમદ, લમ યલિદ વલમ યૂલદ, વલમ યકુન લહૂ કોફોવન અહદ (૧૧૨: ૧-૨-૩-૪) એટલે "તે ખુદા એકજ છે, તે સ્વતંત્ર ખુદા છે, એને ન કોઇ દીકરો છે ન એ કોઇનો દીકરો છે, અને ન કોઈ એનો બરોબરયો અથવા ન કોઈ એની સમાન છે."

આ યાદ રાખવું જોઇયે કે ખુદાએતઆલાની તવહીદ (એકતાઈ) ખરી રીતે માનવી અને તેમાં કશો વધારો યા ગટારો ન કરવો એજ યોગ્ય ઇનસાફ છે જે ઇનસાન પોતાના ખરા માલેક માટે બજાવે.

એ તમામ અખલાકી તાલીમને લગતા કોરાને શરીફના ફરમાનો છે જે મેં અત્રે બયાન કરયા છે અને તેમાં મુખ્ય નેમ જે ખુદાએતઆલાએ રાખી છે તે એ છે કે કોઇ બી અખલાકમાં વધતું યા ઓછું અણુઘટતાપણું ન હોવું જોઇએ. અને દરેક નીતીને ખુલકનુ નામ ત્યારેજ આપ્યું છે કે જયારે તેની નેમેલી હદ ઓલંગવામાં ન આવી હોય. એ તો ખુલ્લી બીના છે કે ખરી નેકી તેજ છે જે બે હદોની વચલી રાહ હોય. તે આદત જે ઇનસાનને વચલે માર્ગે

દોરવી તે પર કાયમ રાખે તે ઉતમ નેકી ઉત્પન કરી શકે છે. ઘટતે ટાંકણે પ્રસંગોપાત રીતે વરતવું એ એક વચલી રાહ છે. દાખલા તરીકે જે ખેડુત પોતાના ખેતરમાં વખત આવવા આગમજ યા વખત વીતી ગયા બાદ બી વાવે છે તે બેઉ ટાંકણે વચલો માર્ગ તરક કર્યાથી નુકસાન પામે છે. નેકી તથા હક તથા દાનાઈ સરવે વચલી રાહથીજ છે. જે પ્રસંગ મુજબ સમજી વિચારીને કરવામાં સમાયલી છે અ ચવા બીજા શબ્દોમાં તે વચલી રાહ એ છે કે જેની બે તરફ બે નુકસાનકારક હદો છે. માટે હમેશા સમજી વિચારીને કામ કરવાનુ નીયમ રાખ્યાથી ઇનસાન વચલી રાહમાં રહી શકે છે. તેવીજ રીતે ખુદાએતઆલાને ઓલખવાની વચલી રાહ એ છે કે તેની સીફ્તો બયાન કરતાં ન તો તેની કોઇ સીફ્ત રદ કરવી જોઇએ યા ન બીજી દુન્યાદારી ચીજોને ખુદાની પદવી સાથે એકસરખી કરવી જોઇએ. એજ તાલીમ ખુદાએતઆલાની સીફ્તો સંબંધી કોરાને શરીફ આપે છે જેમકે તે ફરમાવે છે કે ખુદા જુએ છે સાંભળે છે જાણે છે બોલે છે વાતો કરે છે પણ તેજ વખતે તેની ઉત્પનં કરેલી કોઇબી મખલુકને તેની સાથે મલતી ઠેડવવી નહી તે માટે ચેતવે છે કે લયસા કમિસ લેહી શયઉન (૪૨ : ૯) એટલે "ખુદાની ઝાત તથા સીફ્તોમાં કોઈ ચીઝ શામેલ નથી." ફલા તઝ રેબૂ લિલ્લાહિલ અ-મ્સાલા (૧૬ : ૭૬) "માટે એને તેની મખલુક સાથે

મેલવનારા દાખલા આપો નહી." એ મુજબ ખુદાની ઝાત તથા સીફતોના દાખલા આપતાં તેને તેની મખલુક કરતાં બુલંદ તર રાખવું એજ ખુદાને ઓલખવાની વચલી રાહ છે. ટુંકમાં ઈસલામના સરવે ફરમાનોમાં વચલી રાહ એખત્યાર કરવાની તાલીમ સમાયલી છે.

કોરાને શરીફની શરૂઆતમાંજ સુરે ફાતેહા બી વચલી રાહની હીદાયત આપે છે જેમાં ૩ કીસમના ટોળાંનુ વર્ણન આપવામાં આવ્યું છે એક તો મગઝુબે અલયહીમ એટલે તે લોકો જેઓ ખુદાએતઆલાની હીદાયત વીરૂધ પોતાના મનોવીકાર મુજબ વરતી ખુદાના ગઝબના ભોગ થાય છે. તે પછી ઝાલ્લીન જેઓ હીદાયત થયા પછી પોતાના મનોવીકાર મુજબ વરતી ગુમરાહ થાય છે જ્યારે એ બેઉની દરમ્યાન વચલી રાહે ચાલનારો ટોળો અનઅમતા અલયહીમ છે જે ખુદાની હીદાયત સ્વિકારી તે મુજબ અમલ કરી ખુદાનુ ફઝલ પામે છે. ટુંકમાં કોરાને શરીફ આ મુબારક ઉમ્મત માટે વચલી રાહે ચાલવાની હીદાયતો આપે છે. તવરેત બદલો લેવાની બાબતમાં ઘણા ભાર સાથે બરાબર વેર લેવાની તાકીદ ફરમાવે છે જ્યારે ઇન્જીલ તેની વીરૂધ સહનશીલતા તથા દરગુઝરથી કામ લેવાની તાકીદ ફરમાવે છે જ્યારે કોરાને શરીફ પ્રસંગ મુજબ સમજી વિચારી બેઉમાંથી જે વાજબી જણાય તે રીતે અમલ

કરવાની વચલી રાહ એખત્યાર કરવાની તાકીદ ફરમાવે છે જેમકે ખુદાએતઆલા ફરમાવે છે **વ કઝાલેકા જઅલના-કુમ ઉમ્મતવ વસત** (૨ : ૧૩૭) એટલે "એ રીતે અમોએ તમોને વચલી રાહે અમલ કરનારા બનાવ્યા છે અને તમોને વચલી રાહની તાલીમ આપવામાં આવી છે." મુબારક છે તેઓ જે વચલી રાહે ચાલે છે. અરબીમાં કહેવત છે જે "સૌથી ઉતમ વચલી રાહ છે."

## ઇનસાનની રૂહાની હાલતો.

ત્રીજો સવાલ એ છે કે રૂહાની હાલતો શું છે? તે વીષે જાણવું કે અમો એ આગમજ બયાન કરી ચુકા છૈયે કે કોરાને શરીફની હીદાયત મુજબ રૂહાની હાલતોની ઉત્પતીનો ઝરો **નફસે મુતમઇન્ના** છે જે ઇનસાનને બા અખલાક મરતબાથી વધારીને બા ખુદા મરતબા સુધી પોંહચાડે છે જે વીષે તે મહા પ્રતાપી ખુદા ફરમાવે છે **યા અય્યતોહન નફસુલ મુત મઈન્નતુર જેઇ એલા રબ્બેકે રાઝેયતમ મર ઝીય્યહ ફદ ખોલી ફી એબાદી વદ ખોલી જન્નતી** (૮૯ : ૨૮ થી ૩૦) એટલે "ઓ આરામ પામેલા નફસ જે ખુદાથી આરામ પામ્યો છે તારા ખુદા તરફ પાછો ફર, તું તેનાથી રાઝી અને તે તારાથી રાઝી, માટે મારા બંદાઓમાં દાખલ થા અને મારા બહેશતમાં દાખલ થા."

રૂહાની હાલતો વીષે અમો વધુ બયાન કરયે તે આગમજ બહેતર છે કે આ મહાન આયત વીષે અત્રે કાંઇક ખુલાસાવાર વર્ણન કરયે. યાદ રાખવું જોઇએ કે સરસ દરજાની રૂહાની હાલત જે ઇનસાન આ દુન્યાઇ ઝીંદગીમાં હાસલ કરી શકે તે એ છે કે તે ખુદાએતઆલા સાથે આરામ પામી જાએ અને તેનુ તમામ સુખ ચેન અને સંતોષ ફક્ત ખુદામાંજ સમાયલું હોય. એ તે હાલત છે કે જેને બીજા શબ્દોમાં બહેસ્તી ઝીંદગી કહેવામાં આવે છે આ હાલતમાં ઇનસાન પોતાની ખરી નીખાલસ પવીત્રતાઈના બદલામાં ખરેખર એક બહેસ્ત હાંસલ કરે છે. જયારે બીજા લોકો ભવિષમાં બહેસ્ત મલશે તે ખ્યાલમાં રહે છે ત્યારે એ તો આ ઝીંદગીમાંજ બહેસ્તમાં દાખલ થઈ જાય છે. એ તે સ્થિતિ છે કે જ્યાં પોંહચ્યાથી ઇનસાન સમજી શકે છે કે જે ઇબાદતને તે પેહલે પોતા ઉપર મુકાયલો એક બોજો યા ભાર સમજતો હતો તે તો હકીકતમાં તેના માટે એક આશીરવાદકારક ખોરાક છે અને તેનીજ ઉપર તેના રૂહનુ પાલનપોષણુ થાય છે અને તેની રૂહાની ઝીંદગીનો સરવે આધાર તેપરજ લટકેલો છે. બીજું તે એ બી સમજી જાય છે કે તેને પોતાના અમલોના બદલા માટે બીજી જેહાન સુધી થોભવું ન પડશે બલકે તેનુ પરીણુામ આ જેહાનથીજ શરૂ થઇ જાય છે. ઇનસાનને એની આગમજની

સ્થિતિમાં નફ્સે લવ્વામા તેની નાપાક ઝીંદગી માટે ઠપકો આપતો રહે છે છતાં તે પોતાની નેક ઇચ્છાઓ મુજબ પુરેપુરી રીતે અમલ કરવાને અશક્ત હોય છે તેમજ ન તે પોતાની બદ ઇચ્છાઓને ખરા દીલથી ધીકારી શકે છે તેમજ ન તે નેકી ઉપર દ્રઢતાથી કાયમ રહી શકે છે જે સરવે એ પાક હાલતના પ્રતાપે ફેરવાઇ જાય છે એવા એ નફ્સે મુતમઇન્નાની ઉત્પતીના ચીન્હ છે અને આ સ્થિતિ પર પોંહચતાં ઈનસાન માટે તે વખત આવી લાગે છે કે જયારે તે ઉતમ સુખ હાંસલ કરી શકે. એના મનોવીકારી જુસ્સા ઓ હવે પોતાની મેળે દબાતા જાય છે અને એના રૂહને એક એવી શકિત હાંસલ થતી જાય છે કે જેથી તેને પોતાની આગલી નબલાઇના યાદ થતાં તે પોતેજ શરમીંદા થઇ જાય છે અને પોતાની આગલી ખોટી વલણો હાબી દઈ શકે છે અને તેની આદતોમાં જબરો ફેરફાર ઉત્પન થવા પામે છે જેથી તે પોતાની આગલી હાલતથી બહુજ છેટે થઈ જાય છે તેની નાપાકીઓ ધોવાઈ જાય છે અને તેને સ્વચ્છ બનાવવામાં આવે છે. ખુદાએતઆલા પોતાના હાથોથી નેકીની મોહબત તેના દીલમાં લખી મુકે છે અને તેની બદીઓની નાપાકી પોતાના હાથોથી તેના દીલમાંથી બાહેર ફેંકી દે છે સચાઇનુ તમામ લશકર તેના દીલના મુકામ ઉપર આવી ઉતરે છે અને પવીત્રતાઈ તેના અંતરકરણના તમામ બુરજો ઉપર કબજો હાંસલ કરે છે

જેથી સત્યની ફતેહ થાય છે અને બાતીલ પોતાના તમામ હથ્યારો ફેંકી દઇ નાહસી જાય છે એ શખસના દીલ ઉપર ખુદાનો હાથ હોય છે અને તે દરેક પગલો ખુદાના આશરા હેઠલ ઉઠાવતો જાય છે. એજ ભાવાર્થ ખુદાએતઆલાની નીચલી આયતોમાં સમાયલો છે જેમકે તે ફરમાવે છે **ઓલાએકા કતબા ફી કોલૂ બેહેમુલ ઈમા ન વ અય્ય દહુમ બેરૂહિમ મિન્હો** (૫૮ : ૨૨) એટલે "ખુદાએતઆલાએ એવા ઈમાનદારોના દીલમાં પોતાના હાથે ઈમાન લખ્યુ છે અને તેઓને રૂહુલ કુદદુસ (પાક રૂહ) થી મઝબુત બનાવ્યા છે." **હબ્બબા એલયકોમુલ ઇમાન વ ઝય્યનહૂ ફીકોલૂ બેકુમ વકર રહ એલયકોમુલ કુફરા વલ્ ફોસૂકા વલ ઇસ્યાના ઓલાએકા હોમુર રાશેદૂન, ફઝલમ મેનલ્લાહે વ નેઅમતન વલ્લાહો અલીમુન હકીમ** (૪૯ : ૭-૮) એટલે "ઈમાનદારો ખુદાએ તમોને ઇમાન મોહબતવંતુ કરયું તથા તેની ખુબીઓ અને ઉતમતા તમારા દીલોપર ઠસાવી તથા કુફર બદકારી અને નાફરમાની તમારા દીલોને અણગમતી બનાવી તથા બુરી રાહોની ખરાબીથી તમારા દીલોને જાણીતા કરયા. એ સરવે ખુદાના ફઝલ અને રહેમતથી થયું છે. તથા ખુદા તમામ બાબતોનો જાણનાર અને હીકમતવાલો છે." **જાઅલ હકકો વ ઝહકલ બાતેલો, ઈન્નલ બાતેલા**

કાના ઝહૂકા (૧૭ : ૮૩) એટલે "સત્ય આવ્યું અને બાતીલ નાઠું ખચીત બાતીલ સત્ય વીરૂધ ટકી શકે નહીં."

ટુંકમાં એ સરવે બાબતો રૂહાની હાલત માટે છે જે ઇનસાનને ત્રીજા દરજ્જા પર પોંહચતાં હાંસલ થાય છે અને કોઈ બી શખસ જ્યાંસુધી એ સ્થિતિ પર આવી પોંહચે નહી ત્યાંસુધી તેની ખરી નઝર હરગીઝ ઉઘડી શકતી નથી. બીજું ખુદાએતઆલાએ એ ફરમાવ્યું છે કે મેં એઓના દીલમાં મારા હાથે ઈમાન લખ્યું છે અને રૂહુલ કુદ્દુસથી એઓની મદદ કીધી છે તેમાં એ ભાવાર્થ સમાયલો છે કે ઇનસાનને ખરી પાકીઝગી તથા પવીત્રતાઈ કદી બી હાંસલ ન થઇ શકે જ્યાં સુધી આસમાની મદદ તેની સાથે શામેલ ન હોય. નફસે લવ્વામાંની બીજી સ્થીતિમાં ઈનસાનનો એવો હાલ હોય છે કે તે વારંવાર પસતાઇને તોબા કરે છે છતાં તે વારંવાર ખરાબીમાં પડતો રહે છે અને કેટલીકવાર તો પોતાની સુધરવાની આશા રાખવી ફોકટ સમજે છે. કારણ તે એમ ધારી બેસે છે કે એની હાલત સુધરવી અશકય છે અને તે સુધરી શકે એવો એકે ઇલાજ નથી અને એ ખ્યાલમાં તે કેટલીક મુદત સુધી પડયો રહે છે અને જ્યારે તેના મનમાં ચાલતી એ લડતનો નેમેલો વખત પુરો થવા આવે છે ત્યારે એકાએક રાતના યા દીવસના એક નુર એના દીલપર ઉતરે છે જેમાં ખુદાઈ

કુવ્વત હોય છે. આ નુરના નાઝીલ થતાંજ તેનામાં એક અજબ ફેરફાર ઉત્પન થવા પામે છે અને તેના દીલ ઉપર એક ગેબી હાથ મઝબુતીથી ફેરવવામાં આવતો હોય એમ તેને જણાય છે અને એક અજબ રચના તેની નઝરે પડે છે ત્યારેજ તે જાણે છે કે ખુદા ખરેખર છે. તેની આંખોમાં એક એવી કીસમનો નુર ઉત્પન થઈ જાય છે કે જેથી તે જે બાબતો આગળ જોઈ ન શકતો હતો તે હવે ખુલ્લી રીતે જોતો થાય છે. પણ તે રાહ આપણે કેવી રીતે હાંસલ કરી શકયે અને તે રોશની આપણે કેવી રીતે મેલવી શકયે ? એ વીષે જાણવું કે આ દુન્યા જે તમામ કારણોનો સ્થાન છે તેમાં દરેક કાર્યનુ કારણ હોય છે દરેક કોશેશનુ પરીણામ હોય છે તેવીજ રીતે દરેક ઇલમ હાંસલ કરવા માટે એક રાહ હોય છે જેને **સેરાતે મુસ્તકીમ** કહે છે ( એટલે ખરી અથવા સીધી રાહ ) આ જગતમાં કુદરતે દરેક ચીઝનુ નીયમ મુકરર કરી રાખ્યું છે તેથી કોઇબી ચીઝ એવી નથી જે તેને લગતા નીયમની બજાવણી વગર મલી શકે. એ કુદરતી નીયમ છે કે દરેક ચીઝ હાંસલ કરવા માટે એક સેરાતે મુસ્તકીમ છે અને તેનુ હાંસલ થવું તેજ નીયમના આધારે છે. દાખલા તરીકે આપણે એક અંધારા ઓરડામાં બેઠા હોઇયે અને આપણુને સુરજની રોશનીની ઝરૂર છે તો આપણા માટે સેરાતે મુસ્તકીમ એ છે કે

આપણને તે બારી ખોલવી જોઇયે કે જે સુરજની સાંમે છે એટલે રોશની પોતાની મેળે ઓરડામાં દાખલ થશે અને આપણને અજવાળામાં લાવી મુકશે. તેવીજ રીતે ખુદા તરફની ખરેખરી રહેમત હાંસલ કરવા માટે બી કોઈ બારીની જરૂર છે તથા પાક રૂહાન્યત હાંસલ કરવા માટે બી એવીજ રીતે સેરાતે મુસ્તકીમ શોધવી જોઇએ જેવી રીતે આપણે આ ઝીંદગીની આપણી દુન્યાદારી હાલતની ભલાઇ માટે રાત દાહડો સેરાતે મુસ્તકીમની શોધમાં વલગેલા છેયે. પણ શું આપણે ખુદાની રેહમતો હાંસલ કરવાની રીતી માત્ર આપણા મગઝની નબલી કોશેશો અને અટકળોથી શોધી શકીશું? શું માત્ર આપણી તરકો તથા ફીલસુફીથી આપણા માટે તે દરવાઝા ખોલવામાં આવશે કે જેના ખુલવાનો આધાર માત્ર ખુદાનાજ મજબુત હાથો ઉપર લટકેલો છે? ખાત્રીથી માનજો કે એ હરગીઝ ન બની શકે. તે જાવેદાન કાયમ રેહનારી મહાન હસ્તીના ભેદો આપણે માત્ર આપણીજ ચુકતીઓથી કદી બી પામી શકનાર નથી. પણ તે મેલવવાની રીતીની એ સેરાતે મુસ્તકીમ છે કે પેહલે આપણે આપણી ઝીંદગી આપણી તમામ શકિતઓ સાથે ખુદાએતઆલાની રાહમાં અર્પણ કરી દઈયે અને તેની રેહમત માટે હમેશાં દુઆમાં વલગેલા રહીયે ત્યારેજ ખુદાની રાહ ખુદાનીજ મારફતે મેલવી શકીશું.

એ બાબતને લગતી પ્રસંગોપાત અને સર્વેથી ઉતમ દુઆ જે ઇનસાનના અંતકરણને આબાદ લાગુ પડે અને તેના રૂહાની જોશનો ચીતાર રજુ કરે અને જેને ખુદાએ-તઆલાએ પોતાના પાક કલામોની કીતાબ કોરાને શરીફના પેહલા પ્રકરણ સુરે ફાતેહામાં શીખવી તે દુઆ એ છે:— **બિસમિલ્લા હિર રહમા નિર રહીમ** એટલે શરૂ કરૂં છું ખુદાના નામથી જે રહેમાન તથા રહીમ છે **અલ હમ્દો લિલ્લાહે રબબિલ આલમીન** એટલે સરવે પાક તારીફ જે થઈ શકે તે તે ખુદા માટે છે જે તમામ જેહાનોનો પેદા કરનાર અને કાયમ રાખનાર છે. **અર રહમા નિર રહીમ** એટલે તે ખુદા રહેમાન છે જે આપણે કશી સેવા બજાવ્યે તે આગમજ પોતાની રહેમતથી નવાજે છે અને તેને લગતો સામાન આગળથી તૈયાર કરી આપે છે તથા તે ખુદા રહીમ છે જે આપણી બજાવેલી સેવા પછી પોતાની રહેમતથી સરસ બદલો આપે છે **માલેકે યવમિદદીન** એટલે તે ખુદા જે ઈનસાફના દીવસનો એકલોજ માલેક છે અને એ કામ તે બીજા કોઈને સોંપતો નથી **ઈય્યાકા નઅબોદો વ ઇયાકા નસતઈન** એટલે તું જે એ સરવે તારીફોનો સંગ્રહ છે અમો તારીજ પરસ્તીશ કરયે છીએ અને અમો દરેક કામમાં તારાથીજ મદદ અને તોફીક ચાહીયે છીયે. અત્રે બહુવચન “ અમો ” એ કારણસર વાપરવામાં આવ્યો છે કે ઈનસાન સાથે તેની બાતેની શકિતઓ

જોડાયલી હોય છે તેથી તે એકલો નથી પણ એક વરગ સાથે છે અને તે તેની સરવે શકિતઓ સાથે એ એકરાર કરે છે કે અમો તારીજ પરસ્તીશમાં રોકાયલા રહીશું અને અમો તારીજ આજ્ઞાને શરણ થયલા રહીશું.એ મુજબ ઇનસાન તેની સરવે શકિતઓ સાથે ખુદાને સીજદો કરે અને શરણ થયલો રહે એજ ઈસલામ શબ્દનો ખરો અર્થ છે. **એહદેનસ સેરાતલ મુસ્તકીમ, સેરાતલ લઝીના અનઅમતા અલયહિમ** એટલે ઓ ખુદા તું અમોને તારી તરફનો સીધો રસ્તો દેખાડ અને તે પર અમને દ્રઢ કરી તે લોકોની રાહ દેખાડ જેઓ તારા ઈનામ અકરામ પામ્યા છે અને તારા ફઝલો કરમને લાયક થઈ ચુકા છે. **ગયરિલ મગઝુબે અલયહિમ વલઝ ઝાલ્લીન** એટલે ઓ ખુદા અમોને તે લોકોની રાહથી બચાવ જેઓપર તારો ગઝબ થયો છે તથા જેઓ તારા સુધી પોહચી શકયા નહી અને તારી ખરી રાહ ભુલી ગયા. **આમીન** એટલે ઓ ખુદા તું એમજ કર.

આ આયતોથી સમજી શકાય છે કે ખુદાએતઆલાના તરફથી ઈનામો અથવા આશીરવાદો તેઓજ ઉપર ઉતરે છે જેઓ પોતાની ઝીંદગી ખુદાની રાહમાં કુરબાન કરી પોતાના તમામ સંબંધો ખુદાની રાહમાં અર્પણ કરી તેની રઝામંદીમાં પોતાને શરણ કરી દે છે પછી દુઆઓમાં

વલગી રહે છે કે જેથી ઈનસાનને જે કાંઈ રૂહાની નેઅમતો, ખુદાની નઝદીકી અને મેલાપ તથા તેની સાથે વાતો કરવી તથા તેની વાતો સાંભળવી વગેરેમાંથી હાંસલ થાય છે તે સરવે તેઓ મેલવવા પામે. તેઓ દોઆ કરવા ઉપરાંત પોતાની તમામ શકતીઓ સાથે ઈબાદતો બજાવે છે, ગુનાહોથી પરહેઝ કરે છે અને ખુદાની દરગાહમાં નમતા તથા શરણુ થયલા પડી રહે છે તેઓ બની શકે ત્યાંસુધી દરેક બદીથી પોતાને બચાવે છે અને ખુદાની ખફગી તથા ગઝગની રાહોથી દુર રહે છે તેઓ ખુદાએતઆલાને શેષ્ટ હીમતથી તથા નિખાલસ નીયતથી શોધે છે તેથી તેમાં તેઓ ફતેહ પામે છે અને તેઓને ખુદાની પાક મારેફતના જામો નોશ કરાવવામાં આવે છે. બીજું આ આયતમાં ખુદાએતઆલાની રાહમાં દ્રઢ રહેવાની ઝીકર છે જેમાં એ ભાવાર્થ સમાયલો છે કે ખુદાની ખરી અને પરીપુર્ણ નેઅમત જે ઈનસાનને રૂહાની આલમ સુધી પોંહચાડે છે તે સંપુર્ણ દ્રઢતાના લીધે જ હોય છે અને સંપુરણ દ્રઢતાથી એ મતલબ છે કે તે એવી નીખાલસ અને વફાદાર હાલત હોય છે કે જેને કોઈ બી સખત અઝમાએશ કશી બી ઈઝા ન પોંહચાડી શકે. એટલે ઈનસાનનો ખુદા સાથેનો સંબંધ એવો દ્રઢ હોવો જોઇએ કે જેને ન તલવાર કાપી શકે, ન આગ બાળી શકે, ન કોઈ આફત નુકસાન પોંહચવી શકે, વાહલાઓના મરણથી તે નીરાશ ન થઇ શકે, પ્યારાઓની જુદાઇથી તે કશી અલ-

વલમાં ન આવી શકે, આબરૂ ખોહવાની ખોફથી તે ફીકર મંદ ન થઈ શકે, ત્રાસદાયક દુઃખોથી માર્યા જવાના ભયથી તે હેબતાઇ ન શકે. ખચીત એ દરવાજો બહુ સાંકડો છે. અને એ રાહ પસાર કરવી બહુ કઠણ છે. આહ ! ખરેજ એક પાહાડ ચઢવું છે ! :જેમકે એ વીષે તે મહા પ્રતાપી ખુદા નીચલી આયતોમાં ફરમાવે છેઃ—કુલ ઇન કાના આબાઓકુમ વ અબનાઓકુમ વ ઇખ્વાનોકુમ વ અઝવાજોકુમ વ અશીરતોકુમ વ અમવાલો નિક ત રફતોમુહા વ તેજારતુન તખ્શવના કસાદહા વ મસાકેનો તરઝવ નહા અહબ્બ એલયકુમ મેનલલાહે વ રસૂલેહી વ જેહાદિન ફી સબીલેહી ફ ત રબ્બસૂ હત્તા યઅતેયલ્લાહો બે અમરેહી, વલ્લાહો લા યહદિલ કવ મલ ફાસેકીન (૯ : ૨૪) એટલે એઓને કેહ કે અગર તમારા પીતાઓ તથા તમારા પુત્રો તથા તમારા ભાઇઓ તથા તમારી સ્રીઓ તથા તમારા સગાઓ તથા તમારો માલ જે તમો મહેનત કરી કમાયા છો તથા તમારો વેપાર જેના બંધ થવાનો તમોને ખોફ છે તથા તમારા મેહલો જે તમારા દીલપસંદ છે તે તમોને ખુદા કરતા અને તેના પેગમ્બર કરતા અને ખુદાની રાહમાં વાપરવા કરતા વધારે પ્યારાં છે તો તમો તે વખત સુધી રાહ જુઓ કે જયારે ખુદા પોતાનો હુકમ ઝાહેર કરે; અને ખુદા કદી બી બદકારોને પોતાની રાહ ન દેખાડશે.” આ આયતોથી

ખુલ્લું જણાય છે કે જે લોકો ખુદાની રઝામંદી છોડી દઈ પોતાના ખ્યાલોને તથા પોતાની ખાસ મીલકતને પસંદ કરે છે તેઓ ખુદાની નઝરમાં બદકાર છે અને તેઓ બચીત હલાક થશે. કારણ કે તેઓએ ખુદા કરતાં તેઓને ચહડયાતા સમજ્યા.

એ ત્રીજો મરતબો છે જ્યાં તે ઈનસાન બાખુદા ઈનસાન બને છે કારણ તે ખુદાના ખાતર હઝારો આફતો ખુશીથી ખમે છે અને ખુદાને એવા ખરા એખલાસથી શરણ થઇ જાય છે કે જાણે ખુદા સીવાય એનો બીજો કોઇ હોયજ નાહી ગોયા સરવે મરી ગયા પણ ખરી વાત તો એ છે જ્યાં સુધી ખુદ આપણે પોતે ન મરયે એટલે જ્યાં સુધી આપણા જુસ્સાઓ તથા ખાહેશો પર મોત ન આવે ત્યાં સુધી આપણે તે સદાના હયાત ખુદાને જોઇ ન શકયે. ખુદામા દરશન પામવાનો તેજ દીવસ છે કે જ્યારે આપણી શારીરીક જીંદગી પર મોત આવે. આપણે આંધલાં છૈએ જ્યાં સુધી કે આપણે પારકાઓ પર નઝર નાંખતાં આંધલા ન થઇ જઇએ. આપણે મુરદા છૈએ જ્યાં સુધી કે આપણે ખુદાના હાથમાં મુરદાંની માફક ન થઈ જઈએ. જ્યારે આપણે આપણું મોહડું એ મુજબ ખુદાની સાંમે રજુ કરીશું ત્યારેજ આપણને તે ખરી દ્રઢતા હાસલ થશે જે તમામ નફસાની જુસ્સાઓ ઉપર ફાવી જાય છે. તે આગમજ નહીજ. અને

એજ તે દ્રઢતા છે જેથી નફસાની ઝીંદગી પર મોત આવી જાય છે. આપણી દ્રઢતા કેવી હોવી જોઇએ તે વીસે ખુદા ફરમાવે છે **બલ્લામન અસલમા વજહહૂ લિલ્લાહે વ હોવા મોહસેનુન** ( ૨ : ૧૦૬ ) એટલે "હા. ખરો શખસ તેજ છે જે કુરબાનીની તરેહ પોતાની ગરદન ખુદાની સાંએ મુકી દે " આ પરથી જણાશે કે આપણે દ્રઢતાનો દરજ્જો ત્યારેજ હાંસલ કરી શકીશુ જ્યારે આપણા શરીરના સરવે અવયવો તથા આપણા નફસની સરવે શકતીઓ પુરેપુરી રીતે ખુદાને શરણ થવાના કામમાં વલગી જાય અને આપણા જીવવાની તથા મરવાની નેમ ખુદાએતઆલાની રઝામંદી હાંસલ કરવા સીવાય બીજી કશીએ ન હોય જેમકે એ વીષે ફરમાવવામાં આવ્યું છે કે **કુલ ઇન્ન સલાતી વ નોસોકી વ મહયાયા વ મમાતીલિલ્લાહે રબબિલ આલમીન** ( ૬:૧૬૩ ) એટલે " કહે મારી નમાઝ તથા મારી કુરબાની તથા મારૂ જીવવું તથા મારૂ મરવું સરવે ખુદાનાજ માટે છે" એ મુજબ જ્યારે ઇનસાનની મોહબત ખુદા માટે એ હદ સુધી પોહચી જાય કે એનુ મરવું જીવવું પોતા માટે નહી પણ ખુદાનાજ માટે થઈ જાય ત્યારે ખુદા જે હમેશાંથી તેને ચાહનારાઓને ચાહતો આવ્યો છે પોતાની મોહબત તેના ઉપર ઉતારે છે અને એ બેઉ મોહબતોના મેલાપથી ઈનસાનની અંદર એક નુર ઉત્પન થાય છે જેને દુન્યાદાર લોકો ઓળખી યા

સમજી નથી શકતા. હઝારો ખરા અને પવીત્ર સખસોના ખુનો એજ સબબસર થયા કે તેઓને દુન્યાદાર લોકો ઓલખી ન શકયા. બલકે તેઓને દગાબાઝ અને આપ મતલબ્યા સમજયા કારણ દુન્યાની મોહેનીમાં પડેલાઓ તે ખુદાઈ નુર ધરાવનારાઓના નુરાની ચેહરા જોઈ ન શકયા. જેમકે એવા રૂહાની આંધલાઓ વીષે કોરાને શરીફ ફરમાવે છે યનનુ ઝોરૂના એલયકા વહુમ લા યુબ સેરૂન ( ૭ : ૧૯૭ ) એટલે " તે ઈનકાર કરનારાઓ જો કે તારી તરફ નઝર કરે છે છતાં તેઓ તને જોઈ નથી શકતા."

ટુંકમાં ઇનસાન તે નુર ઉત્પન થવાના દીનથી ઝમીની હાલતમાંથી આસમાની હાલતમાં ફેરવાઈ જાય છે. તે તમામ હસ્તીઓનો માલેક તેની સાથે બાતેનમાં વાતો કરે છે અને તેને પોતાની ખુદાઇ ઝલકાટ દેખાડે છે તેનો દીલ જે ખુદાની પાક મોહબતથી ભરપુર હોય છે તેમાં પોતાની તખતગાહ બનાવે છે અને જ્યારથી તે નુરાની ફેરફાર પામી એક નવોજ શખસ બની જાય છે ત્યારથી ખુદા બી તેના માટે નવોજ થઈ જાય છે કારણ ખુદાનો તેની સાથેનો વેહવાર તદન નવોજ થઈ જાય છે એની એ મતલબ નથી કે તે નવો ખુદા છે યા તેનો વેહવાર નવો છે પણ ખુદાની સામાન્ય લોકો તરફની વર્તણુક કરતાં તેના માટેની વર્તણુક જુદાજ પ્રકારની હોય છે જે દુન્યાદારી દાહયાઓ

જાણુતા નથી એવી રહેમત પામનારાઓ વીસે ખુદાએત-આલા ફરમાવે છે **વમેનન્નાસે મય્યશરી નફસહુબ્તે ગાઅ મરઝાતિલ્લાહે વલ્લાહો રઊફુનબિલ એ બાદ** ( ૨ : ૨૦૩ ) એટલે " ઈનસાનોમાંથી તેઓજ ઉતમ દરજાના છે જેઓ ખુદાની રઝામંદીમાં પોતાને ખોહી દે છે. તેઓ પોતાના જાનો વેચે છે અને ખુદાની રઝામંદી ખરી દે છે. એજ તે લોકો છે જેઓ ઉપર ખુદાની રેહમત ઉતરે છે. "

એ પ્રમાણે જે શખસ એવા રૂહાની મરતબા સુધી પોંહચે તે ખુદાની રાહમાં ફીદા થઈ જાય છે. ખુદાએતઆલા આ આયતમાં ફરમાવે છે કે તમામ દુખોથી તેજ શખસ નજાત પામે છે જે મારી રાહમાં તથા મારી રઝામંદીની રાહમાં પોતાનો જાન વેચી નાખે છે અને ખરી જાનફેશાની સાથે પોતાની એ હાલતની સાબેતી આપે છે કે તે ખુદાનોજ છે. તે પોતાની ઝીંદગીને એક એવી ચીઝ સમજે છે કે જે ખાસ એજ માટે ઉત્પન કરવામાં આવી છે કે તે પોતાના ખાલેકની તાબેદારી બજાવે તથા તેની પેદા કરેલી મખલુક સાથે ભલાઈ કરે. જયારે ઈનસાન એવી રીતે ખુદાને આધીન થઇ જાય છે ત્યારે તેની દરેક શકતી તેની સાથેના સંબંધ મુજબ ઘણા ઉત્સાહથી, નીખાલસ નેમથી અને અંત કરણના ખરા જોશ સાથે બજાવતી રહે છે કે જેથી ઇન-

સાન ગોયા પોતાના ખરા માહબુબને તેની તાબેદારીની આરસીમાં જોઇ રહયો છે, ત્યારે એની ઇચ્છા તે ખુદાની ઇચ્છાને અનુસરતી થઇ જાય છે અને પોતાની દરેક નેમ તથા ઇજ્જત ખુદાની તાબેદારીમાંજ સમાયલી સમજે છે. બીજુ જે નેક કાર્યો તે બજાવતો રહે છે તે માત્ર ફરજ સમજીનેજ નહી પણ કુદરતી તેનું દીલ તે માટે ખેંચાયલુંજ રહે છે અને તે પોતાનું તમામ સુખચેન તેમાંજ સમાયલું સમજે છે. એ રોકડું બહેસ્ત છે જે રૂહાની ઇનસાનને આ ઝીંદગીમાં મલે છે તથા બીજો ભવીષ્યના વાયદાનો બહેસ્ત જે હકીકતમાં અત્રેના તમામ રૂહાની સુખોનો દેખાવ યા ચીતાર હોય છે જે બીજી જેહાનમાં તે મહાન કુદરતવાલો ખુદા શારીરીક સ્થીતીમાં ખુલ્લા કરી દેખાડી આપશે. જેમકે તે માટે ફરમાવવામાં આવ્યું છે કે **વલે મન ખાફા મકામા રબ્બેહી જન્નતાના (૫૫ : ૪૬) વ સકાહુમ રબ્બોહુમ શરાબન તહૂરા (૭૬ : ૨૧)** એટલે "જે શખસ ખુદાએતઆલાનો ખોફ રાખે છે અને તેની અઝમત તથા દબદબાથી ધ્રુજતો ઉભો રહે છે તેના માટે બે બેહસ્ત છે એક આ દુન્યામાં તથા બીજી આખેરતમાં". "અને એવા લોકો જેઓ ખુદામાંજ ફીદા થઇ જાય છે તેઓને ખુદા તે શરબત પીવડાવે છે જે તેઓના દીલ તથા વીચારોને પવીત્ર કરી દે છે." ફરી ખુદા ફરમાવે છે **ઇન્નલ અબરારા યશ્રબુના મિન કઅસિન કાના મેઝાજોહા કાફુરા**

અયનંય યશ રબો બેહા એબાદુલ્લાહે યોફેજ જરૂ-નહા તફજીરા એટલે "ખચીત નેક બંદાઓ તે શરબત ના પ્યાલાઓ પીએ છે જેનું મીશ્ર કપુરથી છે અને એ તે ચશમો (ઝરો) છે કે જે તેઓએ પોતેજ જારી કરયો છે" (૭૬ : ૫) આ આયતમાં કપુર (કાફુર)નો શબ્દ આવ્યો છે જે વીષે હું એ આગમજ બયાન કરી ચુકો છું જે એ અરબી શબ્દ કફ્રમાંથી નીકલ્યો છે જેનુ અર્થ દાબવું અથવા ઢાંકવું થાય છે જે એ દેખાડે છે કે ખુદાના નેક બંદાઓ બુરા સંબંધો તોડી નાખી ખુદાને નીખાલસ રીતે આધીન થઈ જવાના એવા પ્યાલા પીધા છે કે જેથી તેઓના દીલોમાંથી દુન્યાની મોહબત ઠંડી થઇ ગઈ. એ તો કાનુની નીયમ છે કે મનોવીકારના જુસ્સાઓ દીલમાં ઉત્પન થતા ખ્યાલોના લીધે હોય છે અને જ્યારે દીલમાંથી તે બુરા વીચારો દુર થઈ જાય અને તે સાથે કશો સંબંધ ન રહે તો તે મનોવીકારના જુસ્સાઓ બી રફતે રફતે ઘટતા જાય છે અને અંતે નાબુદ થઇ જાય છે. આ આયતમાં ખુદા-એતઆલા એ દેખાડવા માગે છે કે જેઓ એને સંપુરણ રીતે આધીન થઇ ગયા તેઓના નફસાની જુસ્સા બી સદં-તર દુર થઈ ગયા. બીજું એવી રીતે તેઓ ખુદાને આધીન થઇ જવાથી તેઓના દીલમાં દુન્યાદારી ઉસકેરાટના શો-હલા ઉત્પન થતા હતા તે ઠંડા થઇ ગયા. તેઓના મનો-વીકારી જુસ્સાઓં એવી રીતે દબાઇ ગયા જેવી રીતે કે

કપુર ઝહેરીલા તત્વોને દાબી દે છે. તે પછી ફરમાવે છે **યુસ કવ ન ફીહા કઅસન કાના મેઝા જોહા ઝન જબીલા અયનન ફીહા તોસમ્મા સલ સબીલા** ( ૭૬: ૧૭ ) ખુદાએતઆલા ફરમાવે છે કે તે લેકો કાફુરના મીશ્રના પ્યાલા પીધા પછી "તે પ્યાલા પીએ છે જેનું મીશ્ર ઝન જબીલથી છે એ તે ચશમો છે જેનું નામ સલ સબીલ છે" આ આયતમાં "ઝન જબીલ" શબ્દ આવ્યું છે જે બે શબ્દો "ઝના" અને "જબલ" નો બનેલો છે. અરબીમાં 'ઝના' નો અર્થ "ઉપર ચહડવું" તથા "જબલ" નો અર્થ "પાહાડ" થાય છે એ બેઉના જોડાણથી "ઝનજબીલ" એટલે "પહાડ પર ચહડવું" થાય છે. જે વીસે કાંઇક ખુલાસો કરવાની ઝરૂર છે. ઇનસાન જયારે કોઈ ઝહેરીલી બીમારીથી પટકાય છે ત્યારે સારો થઈ અસલી હાલત પર પાછો આવતાં તેને બે સ્થીતીઓ પસાર કરવી પડે છે. પહેલી સ્થીતીમાં ઝહેરીલા જંતુઓનો નાશ થાય છે જેથી હુમલાનું જોર નરમ પડે છે જેથી તેના વીષે ઉતપન થયલો ગભરાટ દબાતો જાય છે છતાં તેના અવયવોમાં નબલાઇ રહી જાય છે તેનાથી કોઈ શકતીનું કામ થઈ નથી શકતું. અને તેનું હાલવું ચાલવું બી મુરદાર જેવું લથડતુ થઇ જાય છે. એ પછી બીજી સ્થીતિ એ છે કે જેમાં તે પોતાની ખોહેલી શકતી પાછી મેલવે છે જેથી તે પાછો અસલ મુજબ તંદરોસ્ત

થઇ જાય છે જેથી તે એટલો હીમતવાન થઈ જાય છે કે અગર એને પહાડ ઉપર ચડવું હોય છે તો તે કશા બી ભય વગર કુદકે ભુસકે ચહડી જાય છે. એ મુજબ રૂહાની સ્થીતીમાં ઈનસાન જ્યારે ત્રીજો મરતબો હાંસલ કરે છે ત્યારે તેની એવીજ હાલત હોય છે. એજ ભાવાર્થ ખુદા-એતઆલા મઝકુર આયતમાં ફરમાવે છે કે જેઓ ખરાજ પવીત્ર લોકો હોય છે તેઓ ઝન જબીલના મીશ્રના પ્યાલા પીએ છીએ એટલે તેઓ એવી રૂહાની શકતી હાંસલ કરે છે કે જેથી ઉંચી પાહાડ જેવી રાહ આસાનીથી પસાર કરે છે તેઓના હાથોથી ભારે મુશકેલ કામો ફતેહમંદીથી પાર ઉતરે છે. અને તેઓ ખુદાએતઆલાની રાહમાં હેરત ભરયા કાર્યો જાનફેશાની સાથે કરયાં જાય છે.

અત્રે એ બી જાણવું જોઇએ કે તબીબી વીધ્યાની રૂએ ઝન જબીલ તે દવા છે જેને સુંઠ કહે છે. જે શરીરમાં ગરમી વધારે છે તથા ઝાડા થતા બંધ કરે છે. એનું નામ ઝન જબીલ એ કારણ સર રાખવામાં આવ્યું છે કે તે અશક્તને શક્તીવાન બનાવે છે અને તેનામાં એવો જોશ ઉતપન કરે છે કે જેથી તે પાહાડ જેવા ઉંચાણો ચહડી શકે. ઉપલી બે આયતોમાં એક ઠેકાણે કાફુરનું ઝીકર છે અને બીજે ઠેકાણે ઝનજબીલનું. જેથી ખુદાએતઆલા પોતાના બંદાઓને એ સમજાવવા માગે છે કે જ્યારે ઈનસાન

નફસાની જુસ્સાઓ તરફ ક ! નેકી તરફ વધે છે તો તેનામાં પહેલે એ હાલત ઉતપન થાય છે કે તેના ઝહેરીલા તત્વોને નીચે દાબી દેવામાં આવે છે જેથી તેના નફસાની જુસ્સાઓનો અંત આવી રહે છે. જેવી રીતે કપુર ઝહેરીલા તત્વોનો અંત આણે છે. તેથીજ તે કાલેરા ઝહેરી તાપ, પીત, વગેરે માટે ગુણકારક છે અને જયારે ઝેરીલા તત્વોના જોશોનો અંત આવી રહે છે ત્યારે તે ઝઇફ જેવી અશક્ત હાલતમાંથી નીકળી શક્તીવાન થવા માટે ઝનજબીલનું શરબત પીએ છે. ઝનજબીલનું રૂહાની શરબત ખરેજ ખુદાઇ ખુબી અને શાન દેખાડે છે કે તે રૂહના માટે કેવો શકતી બખશનારો ખોરાક છે કે જે શાનદાર શકતી હાંસલ કરવાથી ઇનસાફ આ ઝીંદગીમાં ખુદાની રાહમાં અનેક સખતીઓની બીકટ રાહો હેરત પમાડનારી રીતે પસાર કરતો આગળ વધ્યોજ જાય છે જયારે બીજો કોઇ બી શખસ જેનુ દીલ આવી ફીદા થઇ જનારી ગરમીથી ખાલી હોય તે આવા ભોગો આપવા કદી બી તૈયાર થઈ શકેજ નહી. માટે ખુદાએતઆલાએ આ ઠેકાણે બેઉ હાલતોની સમજ આપવા માટે અરબી ભાષાના મઝકુર બે શબ્દોથી કામ લીધું છે એક કાફુર એટલે નીચે દાબી દેનાર તથા બીજો ઝનજબીલ એટલે ઉપર ચહડાવનાર.

બીજું એ ફરમાવવામાં આવ્યું છે કે **ઇન્ના અ અ તદનાલિલ કાફેરીન સલાસેલા વ અગલા લંવ વ સઇરા** ( ૭૬ : ૪ ) એટલે "અમોએ સત્યનો ઇનકાર કરનારાઓ માટે બેડીઓ તથા ગળાની તોક તથા બલતી આગના શોહલા તૈયાર કરયાં છે." આ આયતનો એ ભાવાર્થ છે કે જેઓ ખુદાએતઆલાને ખરા અંતકરણથી શોધતા નથી તેઓ ખુદાઈ કાનુન મુજબ તેને અનુસરતો બદલો પામે છે. તેઓ દુન્યાના સકંજામાં એવા ફસાયલા હોય છે કે ગોયા તેઓના પગો બેડીઓથી જકડાયલા હોય છે. તેઓ આ ઝમીની ( દુન્યાદારી ) કામોમાં એવા ચકચુર હોય છે કે ગોયા તેઓના ગળામાં તોક નાખવામાં આવી હોય છે કે જેથી તેઓ ઉંચે આસમાન તરફ નઝર કરવા અશકત હોય. તેઓના દીલો લોભ તથા નફસાની જુસ્સાઓના લીધે બલતાં રહે છે સબબ તેઓ દોલત કમાવવા, મીલકતો તથા રાજ્યો હાંસલ કરવા, હરીફો ઉપર ફાવી જવા વગેરેની મોટી મોટી ઈચ્છાઓ રાખે છે એ મુજબ જ્યારે ખુદાએતઆલા તેઓને પવીત્ર કામો માટે નાલાયક બલકે નીચ કામોમાં રોકાઈ ગયલાં જોય છે ત્યારે એ તેઓને ત્રણ તરેહના દુખોનો ભોગ બનાવે છે ( પગોમાં બેડીઓ, ગલામાં તોક તથા દીલમાં આગ ) આમાં બીજો એ બી ભાવાર્થ છે કે જ્યારે ઈનસાન કોઇ કાર્ય કરે છે તો તે મુજબ ખુદાએતઆલા

તરફથી બી તેને અનુસરતું પરીણામ નીપજાવનારૂ કાર્ય જાહેર થાય છે. દાખલા તરીકે અગર ઇનસાન પોતાના ઓરડાના સરવે બારી બારણુ બંધ કરી મુકે તો તેને અનુસરતુ પરીણામ એ થાય કે તેના ઓરડામાં અંધારૂં ઉત્પન થઈ જાય. જે કાર્ય ખુદાએતઆલા તરફનું છે. કારણ આપણા કામોને અનુસરતા ઘટતા પરીણામો નીપજાવાનું ખુદાઈ કાનુન શરૂઆતથીજ નીરમાણ થઇ ચુકયું છે અને તેને આપણે કુદરતી પરીણામો નામ આપ્યે છીએ જે હકીકતમાં ખુદાએતઆલાનાજ કાર્યો છે કારણ તે પોતેજ સરવે કારણોનો મુળ કારણ છે. દાખલા તરીકે કોઇ શખસ કાતીલ ઝેર ખાવાનું કાર્ય કરે તો તેને અનુસરતુ કાર્ય ખુદાએતઆલા તરફથી એ જાહેર થાય કે તેને મોતનો ભોગ કરે. એ પ્રમાણે જેવી રીતે આપણે આ ઝીંદગીમાં ખુલ્લી રીતે જોઇએ છીએ કે આપણા દરેક દુન્યાદારી કામના બદલામાં તેને અનુસરતો પરીણામ નીપજે છે કે જે ખુદાએતઆલા તરફનો કાર્ય હોય છે તેવીજ રીતે દીનને લગતા રૂહાની કાર્યોમાં બી એજ ખુદાઈ કાનુન જારી છે. જેમકે ખુદાએતઆલા એ બે બાબતો સંબંધી ફરમાવે છે અલ્લઝીના જાહેદુ ફીના લનહદે યન્નહુમ સોબોલના (૨૯ : ૬૯) એટલે "જે લોકો અમારી રઝામંદી શોધવા માટે પુરેપુરી કોશેશ કરી છે તેઓને તે કાર્યના પરીણામ તરીકે બેશક અમો અમારી રાહ દેખાડીશું."

બીજું એ બી ચેતવી આપે છે કે **ફલમ્મા ઝાગૂ અઝા ગલ્લાહો કોલૂબહુમ** એટલે "જેઓ આડો માર્ગ એખત્યાર કરે છે અને ખરી રાહે ચાલવા ચાહતા નથી તેઓના એ કાર્યના પરીણામ તરીકે અમો બી તેઓના દીલોને આડે માર્ગે ભટકતા મુકીશું." એ વીષે વધુ સમજણ માટે ફરમાવે છે **મન કાના ફી હાઝે હી અઅમા ફ્ હોવા ફિલ આખેરતે અઅમા વ અઝલ્લો સબીલા** (૧૭: ૭૪) એટલે જે શખસ આ દુન્યામાં આંધલો રહયો તે આખેરતમાં બી આંધલો રહેશે બલકે આંધલાથી બી બદતર" આ આયતનો ભાવાર્થ એ છે કે નેક બંદાઓને ખુદાનો દીદાર એજ દુન્યામાં થાય છે અને તેઓ એજ દુન્યામાં પોતાના પ્યારા માલેકના દરશન કરે છે જેના માટે તેઓ પોતાને તન મન અને ધનથી તેની રાહમાં ખોહી દે છે. ટુંકમાં આ આયતની એ મતલબ છે કે બેહસ્તી ઝીંદગીની બુન્યાદ એજ જેહાનથી શરૂ થાય છે તેમજ જહનમી ઝીંદગીની જડ બી બુરાં કરતુકો તથા રૂહાની અંધાપાના લીધે એજ જેહાનથી ઉત્પન થાય છે.

ખુદાએતઆલા ફરમાવે છે **વ બશ્શેરિલ લઝીના આમનૂ વ અમેલુસ્સાલેહાતે અન્નલહુમ જન્નાતિન તજરીમિન તહતેહલ અનહાર** ( ૨ : ૨૩ ) એટલે "ખુશ ખબરી આપ તેઓને જેઓ ઈમાન લાવે છે

અને નેક અમલ કરે છે કે તેઓ તે બાગોના વારસ થશે જેની નીચે નેહરો વહે છે" આ આયતમાં ખુદાએતઆલા ઇમાનને બાગ જેની નીચે નેહરો વહે છે તે સાથે સરખાવે છે જેમાં એ ઉતમ ફીલસુફી સમાયલી છે કે જે સંબંધ બાગને નેહર સાથે હોય છે તેજ સંબંધ અમલને ઇમાન સાથે હોય છે જેવી રીતે બાગ પાણી વગર લીલો ન રહે બલકે સુકાઈ જાય તેવીજ રીતે ઇમાન નેક આમાલ વગર તાઝો ન રહે બલકે મુરદું થઈ જાય અગર ઈમાન હોય અને આમાલ ન હોય તો તેવો ઈમાન નકામો છે. અગર આમાલ હોય અને ઈમાન ન હોય તો તે આમાલ રીયાકારી એટલે લોકોમાં સારા દેખાવા માટેનાજ કામો છે. ઇસલામી બેહસ્તની ખરી હકીકત એ છે કે તે એ દુન્યામાં મેલવેલો ઈમાન તથા નેક આમાલનો એક સુંદર દેખાવ છે. બહેસ્ત કોઇ નવી ચીઝ નથી જે બાહેરથી લાવી ઇનસાનને આપવામાં આવશે બલકે ઈનસાનનું બહેસ્ત ખુદ ઇનસાનની અંદરથીજ ઉત્પન થાય છે. દરેક ઇનસાનનું બેહસ્ત ખુદ તેનાજ ઈમાન તથા તેનાજ નેક આમાલથી તયાર થાય છે જેનું સુખ તે આ ઝીંદગીમાંજ ચાખવું શરૂ કરે છે. તેને આ જેહાનમાંજ ઈમાન તથા નેક આમાલના બાગો તથા નેહરો ગુપ્ત રીતે દીઠામાં આવે છે અને એજ તેને આખેરતમાં ખુલ્લી રીતે હાંસલ થયલું નઝરે આવશે. ખુદાએતઆલાની

પાક તાલીમ આપણને એજ દેખાડે છે કે ખરો, પાક, દ્રઢ તથા સંપુરણ ઇમાન જે ખુદા તથા તેની રઝામંદી સંબંધી હોય તે ફળદરૂપ ઝાડોનો ખુશનુમા બાગે બહેસ્ત છે તથા ઇનસાનના નેક આમાલ તે એ બાગની નેહરો છે. એ વીષે ફરમાવવામાં આવ્યું છે કે ઝરબલ્લાહો **મ સલન કલેમતન તય્યેબતન ક શજરતિન તય્યે બતિન અસ્લ લોહા સાબેતુંવ વ ફરઓહા ફીસ્સમા અ તુઅતી ઓકો લહા કુલ્લ હિનિમ** (૧૪ : ૨૯) એટલે "ખુદાએતઆલા દાખલો બયાન કરે છે કે ઇમાનનો પાક કલમો જે ઈફ્રા તફ્રી, ખોડ ખાપણ, અસત્યતા તથા મજાક મશકેરીથી પાક હોય છે તેની સરખામણી તે ઝાડ જેવી છે જે દરેક એબથી પાક છે. જેનું મુળ ઝમીનમાં મઝબુત રીતે કાયમ થાય છે તથા જેની ડાંખલીઓ આસમાન પર હોય છે અને તે હરેક વખત ફળ આપતું રહે છે. કોઇ વખત એવો હોયજ નહી કે તે ફળ વીનાનો હોય" આ બયાનમાં ખુદાએતઆલા ઇમાની કલમાને એવા ઝાડ સાથે સરખાવે છે જે સદા ફળદરૂપ હોય અને તેને લગતી ત્રણ નીશાનીઓ ફરમાવી છે.

(૧) પહેલી નીશાની એ કે ઇમાની કલમાનું મુળ જે તેનું અસલ ભાવાર્થ છે તે ઝમીનમાં મઝબુતીથી કાયમ થઇ ગયું હોય. અત્રે

ઝમીનથી મુરાદ ઇનસાનનું દીલ એટલે ઈનસાનનુ દીલ અથવા તેનુ કાનશીઅન્સ ઇમાનની અસલયત તથા સત્યતા ખરા એકીનથી કબુલ કરી ચુકું હોય.

( ૨ ) બીજી નીશાની એ કે ઈમાની કલમાની ડાંખલીઓ આસમાન પર હોય. એટલે અકલ તેનું વાજબી પણું સ્વીકારે અને આસમાની કુદરતી કાનુન જે ખુદાનું કાર્ય હોય છે તે તેના અનુસરતું હોય. મતલબ એ કે ઇમાની કલમાની સચાઇની દલીલો કુદરતી કાનુનને અનુસરતી હોય અને તે દલીલો એવી ઉતમ અને એવી ઉંચી હોય કે ગોયા તે આસમાન પર હોય જેથી કોઇ વાંધો તેને અડકી શકેજ નહી.

( ૩ ) ત્રીજી નીશાની એ કે તે હમેશા સ્વાદીસ્ટ ફળો આપ્યા કરે જેમાં કદી અટકાવ ન થાય. એટલે એવા ઇમાની આમાલના પ્રતાપથી ઇનસાન હમેશા ચમતકારીક નવાજેશો જોતો તથા હાંસલ કરતો રહે પછી તે કોઈ બી ઝમાનો યા કોઇબી ઠેકાણો હોય. એમ કદી ન બનશે કે અમુક મુદત પછી બંધ થઇ જાય.

હવે ખુદાએતઆલાએ પછી કુફ્ર અથવા નાપાક કલમાનો દાખલો બયાન ફરમાવે છે **કે મસલો કલે મતિત ખબી સતિન કે શજરતિન ખબી સતેનિજ તુસ્સત મિન ફવ કિલ અરઝે માલહા મિન કરાર (૧૪:૩૦)** એટલે "નાપાક કલમાનો દાખલો તે એબીઅલ ઝાડ જેવો છે કે જેને ઝમીનથી ઉખેડી દીધો હોય એટલે ઇનસાનનો દીલ તેને કબુલ ન કરે અને તે કોઈ રીતે કરાર ન પામે ન દલીલોની રૂએ ન કુદરતી કાનુનની રૂએ માત્ર તે નકામા કીસ્સા રૂપી હોય છે" બીજું કોરાને શરીફે જેવી રીતે ઈમાનના પાક ઝાડને દરાખ દાડમ વગેરે ઉમદા ફળોના સાથે સરખાવ્યા છે અને આખેરતમાં એજ ફળોના આકારમાં દીઠામાં આવશે તેવીજ રીતે વગર ઇમાનના નાપાક ઝાડનું નામ આખેરતમાં ઝકૂમ રાખવામાં આવ્યું છે જેમકે તે ફરમાવે છે **અ ઝાલેકા ખયરૂન નોઝોલન અમ શજરતુઝ ઝકુ કૂમ ઇન્ના જઅલ્નાહા ફિત્નતલ લિઝ ઝાલેમીન ઇન્નહા શજરતુન તખરોજો ફી અસલિલ જહીમ તલઓહાકા અન્નહુ રૂઊસુશ શયાતીન (૩૭ : ૬૩)** એટલે શું તે બહેસ્તનો બાગ સારો છે કે ઝકૂમનું ઝાડ ? ખચીત અમોએ તેને બદકારો માટે દુખદાયક બનાવ્યું છે ખચીત તે એક ઝાડ છે જે જહનમના મુળમાંથી નીકળે છે એટલે જે મગરૂરી તથા

અભીમાનથી ઉત્પન થાય છે અને તેજ દોઝખનુ મુળ છે. અને તેના ફળો એવા છે કે જેવા શેતાનના માથાં ” શૈતાન એટલે હલાક થનાર એ શબ્દ શએતથી નીકલ્યું છે જેનો અર્થ હલાક થવું છે મતલબ એ કે એનો ખાનાર હલાક થશે. વલી ફરમાવે છે કે **ઇન્ન શજરતઝ ઝક્કૂમ તઆમુલ અસીમ કલ મુહલે, યગલીફિલ બોતૂન ક ગલયિલ હમીમ.......ઝુક ઇન્નકે અન્તલ અઝીઝુલ કરીમ** (૪૪:૪૩-૪૯) ખચીત ઝકૂમનો ઝાડ તે દોઝખીઓને ખોરાક છે જે જાણી બુજીને ગુનાહની રાહ એખત્યાર કરે છે. તે ખોરાક એવો છે જેવો કે પીગલેલું ત્રાંબુ જે ઉકળતા ગરમ પાણીની માફક પેટમાં જોશ કરે છે. છેલ્લે તે દોઝખીને ફરમાવે છે કે આ ઝાડને ચાખ કારણ તું તારા ગુમાનમાં ઇઝતદાર તથા બુઝરગ છે.” એ શબ્દો અતીસે ગઝબનાક છે જે એ દેખાડે છે કે ખુદાએતઆલા દોઝખીને ફરમાવશે કે અગર તુ મગરૂરી ન કરતે અને પોતાની નામના તથા ઇઝત ખાતર સત્યનો ઇનકાર ન કરતે તો આજે તું એ દુખદાયક અઝાબનો ભોગ ન થતે. આ આયતમાં ઝકૂમ શબ્દમાં બીજો એ ભાવાર્થ છે કે એ શબ્દ ઝુક તથા અમનો બનેલો છે. ઝુક એટલે તું ચાખ તથા અમ ટુંકમાં ઇન્નક અનતલ અઝીઝુલ કરીમ માટે વપરાયો છે જેમાં આ વાકયને પેહલો તથા છેલ્લો હરફ

લેવામાં આવ્યો છે આમાં ઝાલ અક્ષર બહુ વપરાસથી ઝેમાં બદલાઇ ગયો છે.

ટુંકમાં ખુદાએતઆલાએ આ દુન્યાના ઇમાની કલમાને બાગે બેહસ્ત સાથે સરખાવ્યું છે તથા બેઇમાનની કલમા અથવા કુફ્રને ઝકુમ સાથે સરખાવ્યું છે. અને તેને દોઝખનું ઝાડ ઠેરવ્યું છે અને ઝાહેર કરી આપ્યું કે બહેસ્ત તથા દોઝખના મુળની ઉત્પતી આ દુન્યામાંજ શરૂ થાય છે. દોઝખ વીષે ફરી એક ઠેકાણે ફરમાવે છે કે નારૂલ્લાહિલ મૂકદતુલલતી તત્તલેઓ અલલ અફ્એદહ (૧૦૪ : ૬) એટલે "દોઝખ તે આગ છે જેની ઉત્પતી ખુદાના ગઝબથી છે જે ગુનાહોથી ભડકતી જાય છે અને પેહલે તે દીલો ઉપર ચહડી આવે છે" એનો ભાવાર્થ એ છે કે ગમ, પસ્તાવો, દુખ જે દીલને બાળે છે તે દોઝખની આગનુ મુળ છે કારણ તમામ રૂહાની અઝાબોની ઉંત્પતી દીલમાંથીજ શરૂ થાય છે અને તે પછી આખું બદન ખવાતું જાય છે. વળી એક ઠેકાણે એ બી ફરમાવ્યું છે કે વકુદો હન્નાસો વલ હેજારતો (૨ : ૨૨) એટલે જહંનમની આગનુ બળતણ જેથી આગ હમેશા સલગતી રહે છે તે બે ચીઝો છે (૧) તે લોકો જેઓ ખરા ખુદાને છોડી બીજી ચીઝોની પરસ્તીશ કરે છે અથવા જેઓની રઝામંદીથી તેઓની પરસ્તીશ થાય છે. જેમકે એ વીષે ફરમાવવામાં આ-

વ્યું છે કે ઇન્નકુમ વમા તઅબોદુના મિન દુનેલ્લાહે હસબો જહંનમ એટલે ખચીત તમો તથા તમારા ખોટા પુજયો જેઓ ઇનસાન હોવા છતાં ખુદા ક- હેવાડતા હતા દોઝખમાં નખાશો " (૨) જહનમનુ બીજું બળતણ મુરતીઓ છે મતલબ એ કે અગર એ ચીઝોની હસ્તી ન હતે તો જહંનમ બી નહતે " આ તમામ આય- તોથી સાફ જણાય છે કે ખુદાએતઆલાના કલામો પ્રમાણે બહેસ્ત તથા દોઝખ આ શારીરીક દુન્યાની માફક નથી બલકે તેઓની ઉત્પતી તથા હસ્તી રૂહાની બાબતોથી છે. હા. એ સુખ તથા દુખની હાલતો આખેરતમાં શારીરીક આકારમાં દેખાશે છતાં તે આ દુન્યા જેવી શારીરિક ન હશે.

હવે અમો પાછા અસલ બાબત તરફ રજુ થઇ જ- ણાવ્યે છીએ કે કોરાને શરીફની તાલીમ મુજબ ખુદાએ- તઆલા સાથે રૂહાની તથા સંપુરણ સંબંધ ઉત્પન કરવાની બે રીતીઓ છે, એક તો એ કે પેહલે ઇસલામ એખત્યાર કરવું એટલે ખુદાને સદંતર આધીન થઈ જવું અને પોતાની આખી ઝીંદગી તેની રાહમાં અરપણ કરી દેવી. પછી દુઆએ ફાતેહા જે કોરાને શરીફના પેહલા પ્રકરણમાં શીખવવામાં આવેલી દુઆ જે ઇસલામનુ મગઝ છે તે પર મંડેલા રહેવું. એ બે મારગો ઈસલામ અને દુઆએ ફાતેહા એવા ઉતમ છે કે જેથી ઇનસાન આ દુન્યામાં ખુદા સુધી પોંહચી ખ-

રેખરી નજાતની લીઝત ચાખી શકે છે, બલકે માત્ર એજ માર્ગો છે જે કુદરતી કાનુને ઈનસાનની ઉંચામાં ઉંચી ઉન્નતી તથા ખુદાઈ મેલાપ માટે નીરમાણ કરયું છે. તેજ લોકો ખુદાને શોધી શકે છે જેઓ ઇસલામના ખરા ભાવાર્થ મુજગની રૂહાની આગમાં દાખલ થાય છે અને હમેશાં દુ-આએ ફાતેહામાં વલગેલાં રહે છે. ઇસલામ શું ચીઝ છે? એ તે સલગતી આગ છે જે આપણી મનોવીકાર ઝીંદગીને ભસમ કરી આપણા ખોટા પુજ્યોને બાળી નાખી તે ખરા અને પવીત્ર પુજ્ય સાંએ આપણો જાન આપણો માલ તથા આપણી ઈજ્જતની કુરબાની અર્પણ કરે છે. એવી નેહેરમાં દાખલ થતાં આપણે નવીજ ઝીંદગીનું પાણી પીએ છીએ. આપણી રૂહાની શકતીઓનુ જોડાણ ખુદાએતઆલા સાથે એવી મજબુત રીતે જોડાય છે જેવી રીતે એક બીજા સાથે અરસપરસ સગપણનુ જોડાણ થાય છે. વીજલી જેવી એક આગ આપણી માંહેથી ચમકી નીકલે છે. તથા બીજી એક આગ ઉપરથી આપણી પર ઉતરે છે. એ રીતે બેઉ શોલ-લાઓના જોડાણથી આપણી તમામ ખોટી ખાહેશો, મનો-વીકાર તથા ખુદા સીવાય બાકી તમામ ખોટા પુજ્યોની મોહબત બલીને ભસમ થઈ જાય છે. ગોયા આપણી પેહલી ઝીંદગી પર એક મોત આવે છે. એ હાલતનુ નામ કોરાને શરીફના રૂએ ઇસલામ છે. ઇસલામથી આપણા નફસાની જુસ્સાઓ ઉપર એક મોત આવે છે અને તે પછી દુઆથી

આપણે નવેસરથી જીવતા થઈએ છીએ. એજ ખરી ઝીંદગી છે અને એ માટે ઈલ્હામે ઈલાહી અથવા ઇશ્વરી પ્રેરણા ની ઝરૂરત છે. એજ મરતબે પોહચવાનુ નામ લિકાએ ઈ-લાહી અથવા ખુદાઈ મુલાકાત એટલે તે સ્થીતી જ્યાં ખુદાના દીદાર યા દરશન થાય. આ સ્થીતિએ પોહચતાં ઇનસાનનો ખુદા સાથેનો સંબંધ એવો થઈ જાય છે કે ગોયા તે તેને પોતાની આંખોથી જુએ છે. તેને એક કીસમની શકતી અપાય છે જેથી તેની બાતેની કુવ્વતો રોશન કરવામાં આવે છે અને તેનામાં એક પવીત્ર ઝીંદગીની ચમતકારીક અસર જારી થઈ જાય છે. આ તેજ દરજ્જો છે જ્યાં પો-હચતાં ખુદા ઈનસાનની આંખ થઈ જાય છે જેથી તે જુએ છે, ઝબાન થઈ જાય છે જેથી તે બોલે છે, હાથ થઈ જાય છે જેથી તે હુમલો કરે છે, કાન થઈ જાય છે જેથી તે સાંભળે છે અને પગ થઇ જાય છે જેથી તે ચાલે છે. એ તેજ દરજ્જો છે કે જે વીષે ખુદાએતઆલા ફરમાવે તે કે, **યદુલ્લાહે ફૌકા અય્દીહિમ** ( ૪૮:૧૦ ) એટલે " તેનો હાથ તે ખુદાએતઆલાનો હાથ છે. જે તેઓના હાથો ઉપર છે." વલી ફરમાવે છે **વમા રમયતા ઈઝ રમયતા વ-લાકિન્નલ્લાહ રમા** ( ૮ : ૧૭) એટલે " જે તેં નાખ્યું તે તેં ન નાખ્યુ બલકે ખુદાએ નાખ્યું."

ટુંકમાં આ ઈનસાન્યતનો પરીપૂર્ણ દરજ્જો છે જ્યાં

ખુદાએતઆલા સાથે તેનો આવો ઉતમ સંબંધ જોડાય છે. બીજી કોઇ બી ખાહેશ કરતાં ખુદાએતઆલાની પાક રઝામંદી તેના રૂહની નસે નસમાં ઉછલતી રહે છે અને અખલાકી હાલત જે પેહલે અશકત હતી તે આ દરજ્જામાં પાહાડ જેવી મઝબુત થઈ જાય છે. આ પવીત્ર ફેરફારથી તેની અકલ તથા સમજશકતી ખીલી નીકળે છે. એ તેજ હાલત છે કે જે વીષે ખુદાએતઆલા ફરમાવે છે **વ અય્યદહુમ બેરૂહિમ મિન્હો** ( ૫૮ : ૨૨ ) એટલે "ખુદાએતઆલાએ પોતાના રૂહુલ કુદુસથી તેઓની મદદ કરી." આ સ્થીતિમાં ઇનસાનના દીલમાં પોતાના પરવરદીગાર માટેની મોહબત તથા ચાહેનાની નેહેરો એવા જોશથી ઉછાલા મારે છે કે જેથી તેના ખાતર મરવું યા તેના ખાતર હઝારો દુઃખો ભોગવવા યા તેના ખાતર ઈઝત ખોહવી ગોયા કાંઈ બીશાદમાં ન હોય. તે ખુદાએતઆલા તરફ ખેંચાતો જાય છે પણ તે ખુદ નથી જાણતો કે કોણ તેને ખેંચી રહયો છે. તે એક ગેબી હાથના રક્ષણ હેઠલ હોય છે. ખુદાએતઆની રઝામંદીના કામો બજાવતા રેહવું એજ તેની ઝીંદગીનો મુળ હેતુ થઈ રહે છે. આ સ્થીતિમાં ખુદા તેની બહુજ નઝદીક જણાય છે. જેના ટેકામાં તે ફરમાવે છે **નહનો અકરબો એલયહે મિન હબલિલ વરીદ** ( ૫૦ : ૧૫ ) " અમો તેના ગરદનની નસ કરતાં તેની વધારે નઝદીક છૈએ. " એવી હાલતમાં એ દરજ્જે પોંહચેલો ઇનસાન એવો હોય છે કે

જેવો એક ફળ પાકીને ઝાડપરથી વગર મહેનતે નીકલી પડે તેવી રીતે એ સ્થિતીમાં પોહચેલા ઇનસાનના ખોટા સંબંધો વગર મહેનતે પોતાની મેળે દુર થઇ જાય છે એ તો પોતાના ખુદાએતઆલા સાથેનાજ ઘાડા સંબંધમાં આવતો રહે છે જેથી મખલુક સાથેનો તેનો સંબંધ દુર થતો જાય છે. તે ખુદા સાથે વાત કરે અને ખુદા તેની સાથે વાત કરે એ મરતબો તે પામે છે. હમણાંબી એવો મરતબો હાંસલ કરવા માટે દરવાઝા ખુલ્લા છે જેવી રીતે તે આગળ ખુલ્લા હતા. ખુદાએતઆલા પોતાના ફઝલથી એ નેઅમત તેના શોધનારાઓને હમણાં બી બક્ષતો રહે છે જેવી રીતે તે આગળ બક્ષતો હતો. પણ એ રાહ કાંઈ ઝબાનની ઠાલી પનરાજીથી હાંસલ થતી નથી. વજુદ વગરની વાતો અથવા મોટી મોટી દફાંસોથી એનો દરવાઝો ખુલતો નથી. એની ખાહેશ રાખનારાઓ તો ઘણા છે પણ મેલવનારા જુજ છે. કારણ એનુ એ છે કે એ મરતબો ખરી કોશેશ તથા ખરી જાનફેશાની વગર મલતો નથી. વાતોના તડાકા કયામત સુધી માર્યા કરો પણ તેમાં કાંઈ વળે નહીં એ રાહ મુશકીલ છે. એ રાહમાં સખતીઓ છે. અને તમો તે પસાર કરી શકશો નહી જ્યાં સુધી તમો ખરા દીલથી તે આગ ઉપર કદમ મુકો નહી જેને જોતાંજ બીજાઓ બીહીને નાસી જાય છે. એ રાહની પેહલી શરત એજ છે. માટે ખરી કોશેશ અને ખરા અમલ વગર માત્ર વાતોના તડાકા મારવામાં

કાંઈ હાંસલ નહી. ખુદા ફરમાવે છે વ એઝા સઅ લકો **એબાદી અન્ની ફઈન્ની કરીબુન, ઓજીબો દઅવતદ દાએ એઝા દઆને ફલ યસ તજીબૂલી વલ યોઅ- મેનૂબી લઅલ્લહુમ યરશોદૂન** (૨ : ૧૮૨) એટલે "અગર મારા બંદા મારા વીષે પુછે કે તે કહાં છે તો તે- ઓને કહે કે હું તેઓની બહુજ પાસે છું હું દુઆ કર- નારની દુઆ સાંભલું છું માટે તેઓને જોઇએ કે તેઓ દુઆ ઓથી મારો મેળાપ માંગે અને એ વીષે મારા ઉપર ઇમા- ન રાખે તો તેઓ ફતેહ પામશે."

## મોત પછી ઇનસાનની શું હાલત હોય છે?

એ સવાલના જવાબમાં જાણવું કે મોત પછી ઇનસા- નની જે હાલત હોય છે તે હકીકતમાં કોઈ નવી પ્રકારની હાલત નથી હોતી બલકે તે એજ દુન્યાઇ ઝીંદગીની રૂહાની હાલતોનો દેખાવ હોય છે જે ત્યાં ઘણા ખુલ્લા આકારમાં પ્રગટ થાય છે. ઇનસાનની માન્યતાઓ તથા આમાલોની કેફીયત પછી તે નેક હોય કે બદ આ જેહાંનમાં તો તેના પોતામાં છુપાયલી હોય છે, અને જેના પ્રતાપથી ઇનસાંન ઉપર જે ભલી યા ભુંડી અસર ઉત્પન થવા પામે છે તે બી છુપીજ હોય છે. પણ આવતી જેહાનમાં તેને લગતી સરવે બાબતો તદન ખુલ્લે ખુલ્લી રીતે જાહેર થઈ જશે. એનો

નમુનો આલમે ખાબ અથવા સ્વપનાની સ્થિતિ ઉપરથી સમજી શકાશે કે ઇનસાનના શરીર ઉપર જેવી તરેહનો ગલબો થાય છે તેવીજ તરેહનો શારીરીક ચીતાર તે સ્વપનામાં જુએ છે. અગર ઇનસાનના શરીર ઉપર સખત તાપનો હુમલો થાય છે તો તેને સ્વપનામાં અકસર આગ અને આગના શોહળાના દેખાવો નઝરે પડે છે અને અગર શરીર ઉપર સરદીને લગતો ગલબો હોય છે તો તેને પોતાની આસપાસ પાણી ફરી વળેલો નઝરે પડે છે. ટુંકમાં ઇનસાનનો શરીર જે બીમારીઓમાં ગીરફતાર થયો હોય છે તેનેજ મળતા ચીતારો તે સ્વપનામાં જુએ છે એ મુજબ જેવી રીતે ઇનસાન પોતાના શરીરની બાતેની હાલતોને મલતા ચિતારો સ્વપનામાં ખુલ્લી રીતે જુએ છે તેવીજ રીતે તે પોતાની રૂહાની હાલતોને મલતા ચીતારો બીજી જેહાનમાં ખુલ્લી રીતે જોઈ શકશે. એ ઉપરથી દરેક ઇનસાન એ ખુદાઇ કાનુનની હકીકત હવે સમજી શકશે. આપણી આ જેહાનની કારકીર્દી ખતમ થયા પછી આપણને તે જેહાનમાં પોહચાડવામાં આવશે જ્યાં આપણા આમાલ તથા આમાલના પરીણામોનો શારીરીક આકાર નઝર આવશે અને જે કાંઈ આ જેહાનમાંથી આપણે છુપી રીતે સાથે લઈ જઇશું તે સરવે ત્યાં આપણી નઝરની સાંબે ખુલ્લાં મુકાયલા જોઇશું અને જેવી રીતે ઇનસાન સ્વપનામાં તરેહવાર કીસમના દેખાવો જુએ છે અને જો કે સ્વપનુ લાંબીવાર ટકી નથી રેહતું

છતાં તેના મનમાં તે વખતે એ વિચાર કદી ઉત્પન થતો નથી કે તે માત્ર દેખાવોજ જુએ છે બલકે તે તેઓને ખરે-ખરા બનાવો યા સત્ય વસ્તુ તરીકે ખરા એકીનથી માને છે તેવીજ રીતે તે જેહાંનમાંબી થશે પણ તે સ્થીતિ સ્વપના માફક જુજ વખતમાં ખતમ ન થઈ જશે બલકે ખુદાએતઆલા તે દેખાવો મારફતે પોતાની અજબ કુદરતો દેખાડતો રેહશે કારણ તે અપાર કુદરતો ધરાવનારો છે. ખુદાએતઆલાની એ કુદરતોને દેખાવોનુ નામ ન આપતાં એ કહીએ કે તે પોતાની મહાન કુદરતોની રૂએ નવીજ ઉત્પતી ઉત્પન કરશે તો એ કહેવું તદન ખરૂ અને વાજબીજ લેખાશે. એ વીષે ખુદાએતઆલા ફરમાવે છે **ફલા તઅ લમો નફસુમ્મા ઉખફે ય લહુમ મિન કુર, રતે અઅયોનિન** ( ૩૨ : ૧૭ ) એટલે "કોઈ નેકી કરનાર નફસ એ નથી જાણતો કે તેના માટે કેવી કેવી ઉતમ **નેઅમ**તો છુપી રાખવામાં આવી છે" ખુદાએતઆલાએ તે તમામ નેઅમતોને છુપી એ માટે કહી કે તેવી નેઅમતોનો નમુનો આ જેહાનમાં નથી. આ તો જાહેર છે કે આ જેહાનની નેઅમતોથી આપણે અજાણ નથી. જેમાં દુધ દાડમ દરાખ વગેરેથી આપણે જાણીતા છૈએ એ-ટલુંજ નહીં પણ આપણે અવારનવાર તેનો ઉપયોગ બી કરતા રહીએ છીએ તેટલા માટે એ ચીઝો કાંઇ છુપી ચીઝો ન કહેવાય તેથી જણાયું કે બહેસ્તની ચીઝો તદનજ જુદા પ્રકારની છે. તેઓને દુન્યાદારી ચીઝો સાથે ફક્ત નામના

મલતાપણા સીવાય બીજા કશા પ્રકારનો સંબંધ નથી. તે શખસ કોરાને શરીફથી સદંતર અજ્ઞાન લેખાશે જે બહેસ્તને આ દુન્યાની ચીઝોનો માત્ર એક મોટો સંગ્રહસ્થાન સમજી બેસે છે. આ આયત જેની મેં હમણા ઝીકર કરી તેની તફસીરમાં આપણા મહાન પેગમ્બર સાહેબ જેઓ ઉપર ખુદાએતઆલાના બેશુમાર આશીરવાદ હોજો ફરમાવે છે કે "બહેસ્ત અને તેની નેઅમતો એવી ચીઝો છે કે જેને ન કદી કોઇ આંખે દીઠી છે ન કદી કોઇ કાને સાંભળી છે અને ન કદી કોઈના દીલમાં તેની કલ્પના પસાર થઇ છે." જ્યારે આ દુન્યાની નેઅમતો આપણે આંખોથી જોઇએ છીએ અને કાનોથી સાંભળ્યે છીએ અને દીલમાં બી તે વીષ[illegible]ા ખ્યાલો પસાર થતા રહે છે. આ પ્રમાણે જ્યારે ખુદાએતઆલા તથા તેના રસુલ (સ.) બહેસ્તી ચીઝોને તદન જ ની[illegible]ાળી ચીઝો ઠેડવે છે ત્યારે આપણે તકસીરવાર ઠરીશું અગર આપણે કોરાને શરીફ વીરૂધ એ ધારયે કે બહેસ્તમાં બી એજ દુન્યાનો દુધ છે જે ગાયો તથા ભેંસોને નીચવીને મેલવવામાં આવે છે. ગોયા ત્યાં દુધ આપનારા જાનવરો ટોળાબંધ રાખવામાં આવ્યા હોય તથા ત્યાંના ઝાડો ઉપર મધમાખીઓએ ઘણા બધા મધપુડા બનાવ્યા હોય અને ફીરશેતાઓ દુધ નીચવી તથા મધ શોધી કાહડી ત્યાંની નેહરો માં નાખી તે જારી રાખવાના કામપર મંડયા હોય! શું એવા ખ્યાલો એ તઅલીમ સાથે કશી બી નીસબત ધરાવે છે

કે જે આયતોમાં એ ખુલ્લુ ફરમાવેલુ છે કે તે એવી ચીઝો છે કે જે દુન્યાએ કદી દીઠીજ નથી. તથા તે ચીઝો રૂહને રોશન કરે છે તથા ખુદાની મારેફત વધારે છે તથા તે રૂહાની ખોરાક છે? જો કે એ રૂહાની ખોરાકનો ચીતાર શારીરીક રંગપર દરશાવવામાં આવ્યો છે પણ તેજ વખતે એ બી ચેતવી આપવામાં આવ્યું છે કે તેની ઉત્પતીનુ મુઝ ફક્ત રૂહ અને પવીત્રતાઇ છે. કોરાને કરીમની નીચલી આયતથી કોઈ એ ન સમજે કે જે નેઅમતો બહેસ્તમાં આપવામાં આવશે તે જોઇને બહેસ્તના રહેવાસીઓ તે ઓ-લખી કાહડી કેહશે કે એ તેજ નેઅમતો છે જે અમોને પેહલાં બી મલી હતી જેમકે ખુદાએતઆલા ફરમાવે છે **વબશ શેરિલ લઝીના આ મનૂ વ અમે લુસ્સાલેહાતે અન્ન લહુમ જન્નાતિન તજરી મિન તહતે હલ અન હાર; કુલ્લમા રોઝેકુ મિન્હા મિન સમરતિન રિઝકન કાલૂ હાઝલ્લઝી રોઝિકના મિન કબલો વ ઓતૂ બેહી મોતશાબેહા.** ( ૨ : ૨૩ ) એટલે "જે લોક ઈમાન લા-વનારા તથા નેક કામ કરનારા છે અને જેઓમાં કશો બી ફેસાદ નથી તેઓને ખુશ ખબરી આપ કે તેઓ તે બહેસ્ત ના વારસ છે જેની નીચે નેહરો જારી છે જ્યારે બી તેઓ ફળો ખાશે ત્યારે કેહશે કે એ તો તે ફળો છે જે અમોને પેહલેજ આપવામાં આવ્યા હતા કારણ કે ત્યાંના ફળો તેઓને અતરેના ફળો જેવાજ લાગશે." આ ઉપરથી જ-

ણાશે કે એ ખ્યાલ તદન ખોટો છે કે નેક લોકો જેઓ આ દુન્યામાં જે ફળો ખાતા હતા તેથી મુરાદ અતરેના ઝાડો ઉપરના ફળો હતા કારણ આ આયતમાં ખુદાએતઆલા ફરમાવે છે કે જે લોકો ઈમાન લાવે અને નેક આમાલ બજાવે તેઓ પોતાના હાથે એક બહેસ્ત તૈયાર કરે છે. તેના ઝાડોથી મુરાદ ઈમાન છે તથા નેહેરોથી મુરાદ નેક આમાલ છે. અને એજ બેહસ્તના ફળો તેઓ રૂહાની રીતે અતરે ખાય છે અને એજ તેઓ ભવીષ્યની ઝીંદગીમાં બી ખાશે પણ ત્યાં એ ફળો આકાર ધારણ કરશે અને તે ખુલ્લી રીતે દીઠામાં આવશે અને તે બહુજ સ્વાદીષ્ટ હશે જેની લીઝત તેઓએ આ જેહાનમાં ચાખેલી હોવાથી બીજી જેહાનમાં તેઓ તે ફળોને તરત ઓળખી લેશે અને કહેશે કે એ તો તેજ ફળો દેખાય છે જેની લીઝત અમે પેહલે ચાખી ચુકા છૈએ. આ આયતથી સાફ જણાય છે કે જે લોકો આ જેહાનમાં ખુદાની મોહબતનો ખોરાક રૂહાની રીતે ખાએ છે તેઓને એજ ખોરાક શારીરીક આકારમાં તે જેહાનમાં બી મલશે, જેના પ્રતાપથી તેઓ આ ઝીંદગીની તેઓનો ખુદાએતઆલા તરફની મોહબત અને જાનફેશાની યાદ આવશે કે કેવી રીતે તેઓ એકાંત હાલતમાં તથા રાત્રીના અંધારામાં એકલા બેસી પોતાના પ્રીમ પુજ્યની યાદમાં ચકચુર રેહતા હતા અને તેની રૂહાની લીઝત ચાખતા હતા.

ટુંકમાં આ આયતમાં શારીરીક ખોરાકની કશીએ ઝીકર નથી. કદાચ કોઇના મનમાં એ વીચાર ઉત્પન થાય કે જ્યારે નેક લોકોને રૂહાની રીતે એ ખોરાક આ દુન્યામાં મલી જાય છે ત્યારે એ કહેવું કેવી રીતે ખરૂં ઠડી શકે કે એ એવી નેઅમતો છે કે ન દુન્યાએ તે દીઠી છે ન તે વીષે કોઇના દીલમાં ખ્યાલ વટીક પસાર થયો છે એ મુજબ તો એ બાબત એક બીજાથી ઉલટી લેખાય તેનો જવાબ એ છે કે એ બાબત એક બીજાથી ઉલટી ત્યારેજ લેખાય કે જ્યારે આપણે આ આયતમાં જણાવેલી નેઅમતોથી મુરાદ આ દુન્યાની નેઅમતો સમજયે જે અતરે સારા નરસા સરવે લોકોને એક સરખી રીતે મળી શકે છે પણ જ્યારે આ આયતમાં દુન્યાની નેઅમતો મુરાદ છેજ નહી ત્યારે કશું બો એકબીજાથી ઉલટુ થયુંજ નહીં. કારણ નેક લોકો અતરે જે નેઅમતો રૂહાની રીતે મેલવે છે તે હકીકતમાં બીજીજ જે હાનની નેઅમતો હોય છે જે તેઓને માત્ર નમુના તરીકે અતરે ચખાડવામાં આવે છે કે આવી ઉતમ નેઅમતોનો અખુટ ભંડાર તેઓ માટે ત્યાં મોજુદ છે કે જેથી તેઓના દીલમાં નેક કાર્યો બંજાબવાનો ઉમંગ વધુ અને વધુ ઉત્પન થતોજ જાય એ યાદ રાખવું જોઇએ કે બાખુદા શખસ યાને ખરો પવીત્ર શખસ આ દુન્યાનો હોતોજ નથી તેથીજ તો દુન્યા તેને ધીકારે છે બલકે તે આસમાનનો હોય છે તેથી તે આસમાની નેઅમતો હાંસલ કરતો રહે છે જેવી રીતે

દુન્યાદારી શખસ દુન્યાઈ મોજમજાહ હાંસલ કરતો રહે છે તેથી એ કહેવું તદન ખરૂં છે કે તે નેઅમતો દુન્યાની આંખોથી તથા કાનોથી તથા દીલોથી છુપી હોય છે પણ જે શખસપર તેની દુન્યાઈ ખાહેશોવાલી ઝીંદગી ઉપર મોત આવે છે તે એવી રૂહાની નેઅમતોના પ્યાલા ચાખે છે કે જે ભવીષ્યમાં શારીરીક આકારમાં પીશે ત્યારે તેને આ વખતનુ ચાખવું તે વખતે યાદ આવી જશે જયારે કે તેને એજ પ્યાલા ત્યાં શારીરીક આકારમાં આપવામાં આવશે. પણ તે એણો ખુલ્લી રીતે જાણી લેશે કે એવી નેઅમતોથી દુન્યાઇ આંખો તથા કાનો તથા દીલોને કશીએ માહેતી ન હતી. જો કે એ પોતે બી દુન્યામાં હતો છતાં તે દુન્યાનો ન હતો તેથી એ પોતે બી શાક્ષી આપશે કે તે નેઅમતો દુન્યાઈ નેઅમતો માંહેલી ન હતી અને દુન્યામાં ન. તેની શારીરીક આંખોએ એવી નેઅમતો દીઠી હતી ન કાનોએ સાંભળી હતી ન દીલમાં એનો ખ્યાલ વટીક પસાર થયો હતો પણ બીજીજ ઝીંદગીમાં એના નમુના જોયા જે વીષે પેહલી જેહાનમાં એને ખબર આપવામા આવી હતી તથા સંબંધ સ્થાપવામાં આવ્યો હતો જે સાથે દુન્યાદારોને કશોએ સંબંધ ન હતો.

મોત પછી જે હાલતોમાંથી ઈનસાનને પસાર થવું પડે છે તે વીષે કોરાને શરીફે ત્રણ વીભાગો કરયા છે. ભવીષ્યની

ઝીંદગી વીષે કોરાની મારેફતનુ જ્ઞાન યાદ રાખવાજોગ છે જેનુ અમો અતરે જુદું જુદું વર્ણન કરીશું.

**પેહેલી મારેફત** એ છે કે કોરાને શરીફ વારંવાર એજ ફરમાવે છે કે મુઆ પછીની ઝીંદગી કોઈ નવી ચીઝ નથી બલકે તેના તમામ દેખાવો આપણી એજ દુન્યાની ઝીંદગીના ચીતાર તથા આસાર છે જેમકે તે ફરમાવે છે **વ કુલ્લો ઇનસાનિન અલ્ઝમનાહોતાએ રહુ ફી ઓનો-કેહી, વ નુખરેજો લહૂ યવ મલ્ કેયામતે કેતાબંય્ય હકાહો મન્શૂરા** (૧૭ : ૧૩) એટલે "અમોએ આ દુન્યામાં દરેક ઇનસાનના આમાલની તાસીર તેના ગરદન સાથે બાંધી છે અને એ છુપી તાસીરો કયામતના દીને અમો ઝાહેરમાં લાવીશું જે ખુલ્લાં આમાલનામાના આકારમાં દેખાશે." આ આયતમાં તાએર શબ્દ આવેલું છે તે વીષે જાણવું કે એનો અસલ અર્થ 'પક્ષી' થાય છે જે અલંકારીક રીતે અતરે આમાલ માટે વાપરવામાં આવ્યો છે કારણ દરેક અમલ પછી તે નેક હોય યા બદ પુરૂં થયા પછી પક્ષીની માફક ઉડી જાય છે કારણુ કે ઇનસાન કોઈ બી કામ કરે છે તો તે કરતી વખતે તેને જે મજાહ અથવા તકલીફ જેવું લાગે છે તે જતું રહે છે પણ તેના દીલ ઉપર તેની સારી યા નરસી અસરનો છાપ જરૂર પડે છે. એ કોરાને શરીફનુ એક અગત્યંનુ શીક્ષણુ છે કે દરેક અમલની તાસીરનો એક ગુપ્ત છાપ ઇનસાનના

દીલ ઉપર સ્થાપાઈ જાય છે ઈનસાન તરફથી જે તરેહનો કાર્ય થાય છે તેને અનુસરતો ખુદાએતઆલા તરફથી બી એક કાર્ય પ્રગટ થાય છે, જે કાર્ય ઈનસાનના કરેલા નેક યા બદ અમલને નાબુદ થવા નથી દેતો બલકે તેનો છાપ દીલપર મોંહપર આંખોપર કાનોપર હાથોપર સ્થાપે છે અને એજ તે ગુપત આમાલનામુ છે જે બીજી જેહાંનમાં ખુલ્લી રીતે ઝાહેર થશે. ખુદાએતઆલા બહેસ્તી લોકો વીષે ફરમાવે છે કે **યવમા તરલ મોઅમેનીન વલ મોઅમેનાતે યસ્આ નૂરોહુમ બએન અયદીહિમ વબે અયમાનેહિમ** (૫૭ : ૧૨) એટલે "તે દીવસે ઇમાની નુર જે ગુપત રીતે ઈમાનદાર મરદો તથા ઓરતોને અતરે મલે છે તે ખુલ્લે ખુલ્લી રીતે તેઓની આંખે અને તેઓના જમણા હાથ તરફ દોડતું દેખાશે" હવે ખુદાએતઆલા બદકારો વીસે ફરમાવે છે કે **અલ્હાકો મુત્તકાસોરો, હત્તા ઝુર તોમુલ્મકાબેર કલ્લા સવફા તઅલમૂના, સુમ્મ કલ્લા સવફા તઅલ-મૂન. કલ્લા લવ તઅલમૂના ઈલ્મલ યકીન લતરવુન્નલ જહીમા, સુમ્મ લતરવુન્નહા :અયનલ યકીન, સુમ્મ લતુસ અલુન્ન યવ મએઝિન અનિન નઈમ** (૧૦૨ : ૧ થી ૮) એટલે "દુન્યાની મોટી ઇચ્છાઓ તથા મનો-વીકારે તમોને આખેરતની શોધથી અટકાવ્યા એટલે સુધી કે તમો કબરોમાં જઇ પડયા. દુન્યાપર હરગીઝ દીલ ન લ-ગાડવું જોઇએ તમો સેહેજ વારમાં જાણી લેશો કે દુન્યાપર

દીલ લગાડવાનુ પરીણામ સારૂ નથી ફરી હું તમોને કહું છું કે તમો સેહેજવારમાં જાણી લેશો કે દુન્યાપર દીલ લગાડવું સારૂં નથી. અગર તમો એકીની ( ખાત્રી ભરેલું ) ઇલમ ધરાવતે તો જરૂર તમે દોઝખને એજ દુન્યામાં જોઈ શકતે ફરી આલમે બરઝખમાં એકીની આંખથી તેને જોશો ફરી આખેરતની આલમમાં તમારી બરાબર પકડ થશે અને તે અઝાબ પુરેપુરી રીતે તમારી ઉપર આવી પડશે એટલે તે વખતે દોઝખને લગતો ઇલમ માત્ર વાતોથી નહી બલકે ઝાતી અનુભવથી જાણશો” આ આયતોમાં ખુદાએતઆલાએ સાફ ફરમાવી દીધું છે કે બદકારો માટે જેહાંનમી ઝીંદગી ગુપત રીતે એજ જેહાનમાં શરૂ થઈ જાય છે અને એ વીષે ગંભીરાઈથી ધ્યાન કરયે તો એજ દુન્યામાં દોઝખને જોઈ શકયે. અતરે ખુદાએતઆલાએ ઈલમના ત્રણ દરજા કરયા છે જેમકે ઇલ્મુલ એકીન, અયનુલ એકીન, હક્કુલ એકીન એ ત્રણે દરજાના ઇલમની હકીકત તમામ લોકો આસાનીથી સમજી શકે એવો સાદો દાખલો એ છે કે અગર કોઈ શખસ દુરથી કેઠે ઘણો બધો ધુમાડો નીકલતો જુએ અને તે ઉપરથી ત્યાં આગની હસ્તી હોવાનુ અનુમાન કરે કારણ કે જયાં ધુમાડો હોય ત્યાં આગ બી જરૂર હોવીજ જોઇએ તો એ રીતનુ અનુમાન કરી એકીન યા ખાત્રી રાખવાના જ્ઞાનનુ નામ ઇલ્મુલ એકીન છે. પણ અગર તે શખસ જયાં ધુમાડો નીકલતો હોય ત્યાં જાય અને પોતાની

આંખોથી આગને જુએ ત્યારે તેની ખાત્રી થાય તો તે ઇલમનું નામ અયનુલ એકીન છે. અને પુરેપુરી ખાત્રી કરવા અગર તે પોતે તેમાં દાખલ થાય તો તે ઇલમનુ નામ હકકુલ એકીન છે. એજ ત્રણ પ્રકારના ઇલમથી દોઝખ વીષેની બી ખાત્રી થાય છે. જેમકે આ આયતોમાં ખુદાએતઆલા ફરમાવે છે કે દોઝખની હસ્તીનું ઇલમ એજ દુન્યામાં ઇલ્મુલ એકીનથી મલી શકે છે તે પછી આલમે બરઝખમાં ( મોત તથા કયામત વચેની સ્થીતિમાં ) બીજુ ઇલમ અયનુલ એકીનથી હાંસલ થાય છે તે પછી ત્રીજુ ઇલમ આખેરતમાં ઇનસાન પોતે દોઝખમાં દાખલ થઈ પોતાની પુરેપુરી ખાત્રી કરી મેલવે છે જેનું નામ હકકુલ એકીન છે.

આ ઉપરથી જાણવું જોઇએ કે કોરાને શરીફની તઅલીમની રૂએ ઇનસાન ત્રણ પ્રકારની દુનયાનો અનુભવ મેલવશે. પેહેલી દુનયા એ છે જે જ્યાં આપણે અમલ કરયે છીએ. અને એ પેહેલી ઉત્પતી છે. એજ દુનયામાં ઇનસાન નેક યા બદ અમલ કરી તેને લાયક બદલો મેલવતો થાય છે જો કે નેક લોકો માટે બીજી જેહાનમાં ચહડતા દરજા છે પણ તે માટે તેઓને કશી કોશેશ કરવી ન પડશે તે દરજા ખુદાએતઆલા માત્ર પોતાના ફઝલથીજ નવાજશે. આ દુન્યા પછીની પછીની બીજી દુન્યાનુ નામ આલમે બરઝખ છે. અરબીમાં બરઝખનો અસલ અર્થ એ છે કે બે

હાલતોની દરમ્યાનની સ્થીતી. એ મુજબ એ તે દુન્યા છે જે આ પેહલી ઉત્પતીની તથા આખેતરની દુન્યાની દરમ્યાનમાં છે જેથી તેનુ નામ બરઝખ છે પણ એ શબ્દ જયારથી દુન્યાથી ઉત્પતી થઈ છે ત્યારથી વચલી આલમ માટેજ વપરાતો આવ્યો છે જેથી એ બીજી દુન્યાની હસ્તી વીષે છુપી પણું મહાન સાબેતી પુરી પાડે છે. અમો મેનનુર રહમાન કીતાબમાં સાબીત કરી ચુકા છીએ કે અરબી શબ્દો તે શબ્દો છે જે ખુદાના મોહડામાંથી નીકલ્યા છે અને દુન્યામાં માત્ર એજ તે પાકઝાતની કદીમી ભાષા છે જે તમામ ભાષાઓની ઉત્પતી તથા તમામ ભાષાઓની માતા છે. અને ખુદાની પેહલી તથા છેલ્લી વહી ( ઇશવરી પ્રેરણા ) નો ઝરો બી એજ ભાષાથી વહેતો થયો છે. એ પેહલો ઝરો એ કારણથી છે કે અરબી ખુદાની ભાષા હતી જે કદીમથી ખુદાએતઆલાએ નીરમાણ કરી હતી અને એજ ભાષા તેણે દુન્યામાં ઉતારી અને એમાંથીજ દુન્યાની કોમોએ પોત પોતાની ભાષાઓ બનાવી લીધી. એ છેલ્લો ઝરો એ કારણથી છે જે કોરાને શરીફ જે ખુદાએતઆલાની છેલ્લી કીતાબ છે તે અરબી ભાષામાં નાઝીલ થઈ. બરઝખ જે અરબી શબ્દ બર અને ઝખથી બનેલો છે એનો એ અર્થ થાય છે કે આમાલ બજાવવાનો વખત ખતમ થયો અને ગુપત હાલતમાં જઈ પડયો. બરઝખની સ્થીતી એ સ્થીતી છે જયાં ઈનસાની ના

પાયદાર ઝીંદગીમાં ફેરફાર થઈ જાય છે. તેની રૂહ તેના શરીર સાથેનો સંબંધ છોડી જુદી થઈ જાય છે. બીજુ આપણે જોઇએ છીએ કે શરીરને કોઈ ખાડામાં નાખી દેવામાં આવે છે તેવીજ રીતે રૂહ બી એક કીસમના ખાડામાં જઈ પડે છે જે બીના ઝખ શબ્દથી પુરવાર થાય છે કારણ જયારે રૂહનો શરીર સાથેનો સંબંધ બંધ થઈ જાય છે તો તે પછી તેનામાં નેક યા બદ કામો કરવાની શક્તી મુદલ રહેતી નથી. એ તો જાણીતી વાત છે કે રૂહની સારી હાલતનો આધાર શરીરની સારી તંદરોસ્તી ઉપર હોય છે. દાખલા તરીકે ભેજાના ચોક્સ ભાગ ઉપર ફટકો પડયાથી ઈનસાનની યાદદાસ્ત શકતી ગુમ થઈ જાય છે તો તેની સમજ સમજ શકતી જતી રહે છે અને તે બેહોશ થઈ પડે છે અગર ભેજામાં આંકડી આવે યા સોજો ચડે અથવા ભેજાની બીજી કોઈ બી બીમારીથી લોહીનુ ફરવું બંધ થઈ જાય તો તરત તેનુ એ પરીણામ નીપજે છે કે તે બેહોશી, ફીકરૂ, સકતો યા લકવાનો ભોગ થાય છે.

આવા સદાના ખુલ્લા અનુભવથી આપણે ખાત્રી પુર્વક જોઈ શકીએ છીએ કે આપણી રૂહ શરીર સાથેના સંબંધ વગર તદન નકામી થઈ પડે છે. આ ઉપરથી જણાશે કે એ ખ્યાલ સદંતર ખોટો છે કે આપણી રૂહ શરીરના સંબંધ વગર કોઈ બી વખત કાંઈ બી સુખ હાંસલ કરી

શકે. આપણે કાહાણી કીસ્સા તરીકે ગમે તો તેવી કલ્પના કરયા કરયે પણ હકીકતમાં તે અનુભવ વીરૂધ તથા દલીલ વગરની બાબત છે. અમો બીલકુલ સમજી નથી શકતા કે જ્યારે આપણે એ હમેશા જોઇએ છીએ કે શરીરને સેહેજ બી ઇજા થતા આપણી રૂહ નકામી જેવી થઇ પડે છે ત્યારે તે બીજી જેહાનમાં કેવી રીતે સંપુરણ હાલતમાં રહી શકે જ્યારે તેને ત્યાં શરીર સાથે કશો બી સંબંધ ન હશે. શું એ આપણો હમેશાનો અનુભવ નથી કે રૂહની સારી હાલત માટે શરીરને સારી તંદરોસ્તીની જરૂર છે. જ્યારે ઈનસાન ઝઇફીના લીધે અશક્ત થઈ જાય છે ત્યારે સાથે તેની રૂહ બી ઝઇફ થઇ જાય છે જેના પરીણામમાં તેણે મેલવેલો તમામ ઇલમનો સંગ્રહ ઝઈફીનો ચોર ચોરતો જાય છે જેમકે ખુદાએતઆલા ફરમાવે છે લેકુયલા યઅલમ મિન બઅદે ઇલમિન શયઅન ( ૨૨ : ૫ ) એટલે ઇનસાન ઝઇફ થવાથી એ હાલત સુધી પોહચે છે કે તેનું મેલવેલુ તમામ ઇલમ પાછુ જતું રહે છે" આ દેખીતી બીના એ દલીલ માટે પુરતી સાબેતી છે કે શરીર સાથે સંબંધ ધરાવવા વગર રૂહ કોઈ ચીજ નથી. અગર એવા સંબંધ વગર રૂહ કોઇ ચીજ હતે તો ખુદાએતઆલાએ એવા ફના થનાર શરીર સાથે રૂહનુ કરેલુ જોડાણ એક વ્યર્થ કાર્ય લેખાતે. બીજી એ બાબત બી વીચારવા જોગ છે કે ખુદાએતઆલાએ ઇનસાનને એવો બનાવ્યો છે

કે જેથી તે સદા પોતા માટે તરક્કી ( સુધારા વધારાની ) ખાહેશ રાખે છે અને તેની બી કશી ચોકસ હદ હોતી નથી. હવે જ્યારે ઈનસાન આ ટુંક જીંદગીમાં પોતાના શરીર સાથે સંબંધ ધરાવવા વગર પોતામાં કશી બી તરક્કી કરવા અશક્ત હોય છે ત્યારે એ આશા કેવી રીતે રાખી શકાય કે તે ભવીષ્યની જીંદગીમાં એવી હદ વગરની તરક્કી તે પોતાની મેળે શરીર સાથે કશો બી સંબંધ ધરાવવા વગર કરી શકશે?

ટુંકમાં આ સરવે હલીલોથી એ બાબત સાબીત થાય છે કે ઇસલામી ઉસુલ મુજબ રૂહના કાર્યો સંપૂરણ રીતે પ્રગટ થવા માટે તેને શરીર સાથે જાથુકનો કાયમ સંબંધ રેહવો જોઇએ. જો કે મોત પછી આ ફાની શરીર રૂહથી જુદો થઈ જાય છે પણ તે પછી આલમે બરઝખમાં દરેક રૂહને તેના કરેલા અમલો મુજબનો કાંઈક સ્વાદ ચાખવા માટે એક હંગામી શરીર મલે છે. તે શરીર આ ખાકી શરીર જેવો નથી હોતો પણ તે એક નુર જેવો ચકચકીત યા અંધકાર જેવું કાળું હોય છે કે જે આ જીંદગીમાં કરેલા નેક યા બદ અમલો મુજબનો તૈયાર થાય છે. ખુદાએતઆલાએ પોતાના કલામે શરીફમાં અનેકવાર ફરમાવ્યા મુજબ ઇનસાન આ જીંદગીમાં જેવા કર્મો કરે છે તે મુજબનો શરીર તે આલમે બરઝખમાં મેલવવા પામે છે.

તેથીજ કેટલાકો માટે નેક અમલની રોશનીના પ્રતાપે ચક-ચકીત શરીરો તૈયાર થાય છે જ્યારે બીજાઓ માટે તે-ઓના બદ કરતુકના અંધકારના પ્રતાપે કાળાં શરીરો તૈયાર થાય છે. જો કે એ ભેદ એક અતી બારીક ભેદ છે છતાં તેમાં ગેર દાહપણ જેવું કશું એ નથી. એક પરીપુર્ણ શ-ખસ આ ઝીંદગીમાંજ પોતા માટે એક એવો નુરાની શ-રીર સંપાદન કરી શકે છે અને તેને એવા ઘણા દાખલા આલમે કશફમાં દીઠામાં આવે છે કે જે તદન જાગૃત હા-લતમાં નઝરે પડતા દેખાવો હોય છે. એ બાબત તે શખ-સને સમજાવી મુશકેલ છે જેની સમજ શક્તી ટુંક હદમાં સમાયલી હોય છે પણ જેઓ આલમે કશફની બીનાથી કાંઈક બી વાકેફગાર હશે તેમને એમાં કશું બી અજબ થવા જોગ યા અસંભવીત ન લાગશે કે એવી કીસમના શરીરો કે જે ઇનસાનની આ જીંદગીમાં થયલા અમલો મુજબ તૈયાર થઇ તેના મરણ બાદ તેને આલમે બરઝ-ખમાં મલી શકે બલકે તેઓને આ હકીકત જાણ્યાથી એક કીસમની લીઝત મલશે. ટુંકમાં એવા શરીરોના લીધે કે જે અત્રે થયલા અમલો મુજબ તૈયાર થાય છે આલમે બર-ઝખમાં નેકી તથા બદીનો બદલો ભોગવી શકાય છે. હું હું એ વીષે જાતી અનુભવ ધરાવું છું. મે તદન જાગૃત હાલતમાં એવા કશફો દીઠાં છે કે જેથી મને કેટલાક મ-રણ પામેલા લોકો સાથે અનેકવાર મુલાકાત થઇ છે. મેં

કેટલાક બદકારો અને ગુમરાહીની રાહ એખત્યાર કરનારાઓના શરીરો એવા કાળાં દીઠાં છે કે ગોયા તે ધુમાડાથી બનાવવામાં આવ્યાં હોય. ટુંકમાં એ બાબે હું જાતી અનુભવ ધરાવું છું તેથી ઘણા ભાર સાથે જણાવું છું કે જેવી રીતે ખુદાએતઆલાએ ફરમાવ્યું છે તેવીજ રીતે મરણ પછી દરેકને એવો શરીર જરૂર મલે છે પછી તે શરીર ચકચકીત હોય યા કાળું. એ ઈનસાનની ભુલ છે અગર તે એવી અતી બારીક મારેફત ભરેલી વાતો માત્ર અકલથી સાબીત કરવા ચાહે, બલકે એ જાણવું જોઇએ કે જેવી રીતે આપણે આંખથી કોઈ ચીજ ચાખી શકીશું નહી તેમ ન જીભથી કોઇ ચીજ જોઇ શકીશું તેવીજ રીતે તે ભવીષ્યના જેહાનને લગતા ઉંડા જ્ઞાન આપણે અકલના રૂએ નહી પણ ફક્ત કશફના પાક દેખાવોની રોશનીથીંજ હાંસલ કરી શકીશું. ખુદાએતઆલાએ આ દુન્યામાં ચોકસ જુદી જુદી બાબતો વિષેનો જ્ઞાન ચોકસ જુદી જુદી રીતીઓની રૂએ હાંસલ કરવાનો નીયમ રચ્યો છે માટે તે મુજબ આપણે દરેક ચીજને તેની ખરી રીતી મુજબ શોધીશું તોજ તે ચીજ પામી શકીશું.

બીજી એ એક વાત યાદ રાખવા જોગ છે કે ખુદાએ પોતાના પાક કલામોમાં તે લોકો જેઓ બદકારી તથા ગુમરાહીમાં પડેલાં છે તેઓને મુરદાનુ નામ આપ્યું છે અને

નેક અમલ કરનારાઓને જીવતાં ઠેકાણ્યાં છે તેમાં એ ભેદ છે કે જે લોકો ખુદાતઆલાથી બેદરકાર થઇ માત્ર ખાવા પીવા તથા હવસી કામોમાં પોતાની જીંદગી પુરી કરે છે તેઓનો સંબંધ મુઆ બાદ સદંતર કપાઇ જાય છે. રૂહાની ખોરાકમાં તેઓનો કશો હીસ્સો હોતો નથી તેઓ ખરેખર મુઆ. તેઓ માત્ર અઝાબ ભોગવવા માટેજ જીવતા થશે. તે સર્વ શકતીમાન સાહેબ એજ ભેદના ભાવાર્થમાં ફરમાવે છે કે **વસય્ય અને રબ્બ હૂ મુજરેમન ફઈન્ન લહૂ જહન્નમા લા યમૂતો ફીહા વલા યહયા.** (૨૦ : ૭૬) એટલે જે શખસ ગુન્હેગાર બનીને ખુદાની પાસે આવશે તેનુ ઠેકાણુ જંહનમ છે જેમાં તે ન મરશે ન જીવશે.” પણુ જે લોકો ખુદાએતઆલાના પ્યારા છે તેઓ મોતથી ન મરશે કારણ કે તેઓનું ખરૂં ખાવું પીવું તેઓની સાથેજ રહે છે.

આલમે બરઝખ પછી તે ઝમાનો આવે છે કે જેનું નામ કયામત છે. તે ઝમાનામાં દરેક રૂહ પછી તે નેક હોય યા બદ, ભલો હોય યા ભુંડો એક ખુલ્લે ખુલ્લો શરીર હાંસલ કરશે. એ દીવસ ખુદાની તે તમામ શાનો શોકત જાહેર થવા માટે મુકરર કરવામાં આવ્યો છે કે જયારે દરેક ઇનસાન પોતાના પરવરદીગારની હસ્તીથી પુરેપુરી રીતે વાકેફ થઇ જશે. તે દીને દરેક શખસ પોતાના અમલોનો પુરેપુરો અને ખુલ્લે ખુલ્લો બદલો પામશે. એ સરવે કેવી

રીતે બનશે તે વીસે અજબ ન થવું જોઇએ કારણ તે સર્વ શક્તીમાન સાહેબ અપાર કુદરત ધરાવે છે જે ચાહે તે કરી શકે છે જેમકે તે ફરમાવે છે અવલમ યરલ ઇનસાનો અન્ના ખલકનાહો મિન નુત ફતિન ફએઝાહો વ ખસીમુમ મોબીન. વઝરબલના મસલંવ વ નસેય ખલકહૂ; કાલા મંય્યોહીલ એઝામા વહેય રમીમ. કુલ યોહયી હલ્લઝી અન શઅહા અવ્વલા મર રતિન વહોવા બેકુલ્લે ખલકિન અલીમ. અ વ લયસલ્લઝી ખલકસ્સમાવાતે વલ અરઝા બેકાદેરિન અલા અંય્યખલોકા મિસ્લહુમ; બલા, વહોવલ ખલ્લાકુલ અલીમ ઇન્નમા અમરોહુ એઝા અરાદા શયઅન અય્યકૂલા લહૂ કુન ફયેકૂન. ફસુબહાનલ્લઝી બે યદેહી મલકૂતો કુલ્લે શઈન વએલયહે તુર જઊન. ( ૩૬ : ૭૮–૮૩) એટલે "શું ઈનસાને જોયું નથી કે અમોએ તેને એક પાણીના ટીપાથી પેદા કરયો છે કે જે ગરભસ્થાનમાં નાંખવામાં આવ્યું હતું પછી તે ખુલ્લે ખુલ્લો કજીયાખોર બની ગયો અને અમારી ઉપર વાતો જોડવા લાગ્યો અને પોતાની પેદાયશ ભુલી ગયો અને કહેવા લાગ્યો કે કોણની તાકાત છે કે ઇનસાનને નવેસરથી જીવતો કરી શકે જયારે તેના હાડકાઓ વટીક સડીને ગળી ગયા હશે ?' તેને તું કહે કે તેજ સજીવન કરશે કે જેણે તેને પેહલી વખત પેદા કરયો હતો અને તે ઉત્પન કરવાની હરેક રાહ અને રીતીથી વાકેફગાર

છે. શું તે કે જેણે આસમાનો ઝમીન પેદા કીધાં તે તમ મારા જેવાને પેદા કરવા અશકત છે? બેશક તે તમામ ચીજોનો સરજનહાર છે. એના હુકમનો એ દબદબો છે કે જ્યારે તે કોઈ ચીજનો ઈરાદો કરે છે તો માત્ર આટલુજ કેહે છે કે થા તો તરતજ તે ચીજ હસ્તીમાં આવી જાયછે. સરવે તારીફ તે પાક ઝાત માટે છે જેની બાદશાહી દરેક ચીજ ઉપરે છે. અને તમો સરવેને તેની તરફ પાછું ફરવું છે".

અત્રે એક બીજો સવાલ નાવાકેફ લોકો તરફથી થઈ શકે છે અને તે એ છે કે જ્યારે ત્રીજી જેહાંન એ ટલે કયામત લાંબી મુદત પછી આવશે તેટલાં દરેક નેક તથા બદ ઈનસાનને બીજી જેહાંન એટલે બરઝખમાં પડી રેહવું છે તો શું એ એક નકામું નઝરકેદ જેવું નથી? એનો જવાબ એ છે કે એમ ધારવું સરાસર ભુલ ભરેલું છે જે ફકત એ બાએની અજ્ઞાતાનુ પરીણામ છે, કારણ કે ખુદાએ તઆલાની કીતાબ મુજબ નેક તથા બદ લોકોના બદલા માટે બે જગ્યાઓ નેમાયલી છે. એક આલમે બરઝખ જ્યાં દરેક શખસ પોતાના અમલો મુજબનો બદલો પામશે જો કે તે તદન ખુલ્લું દેખાશે નહી, બદકાર લોકો મરણ પામતાંજ જહનમમાં દાખલ થશે તેવીજ રીતે નેક લોકો મરણ પામતાંજ બહેસ્તમાં આરામ પામશે જેમકે એ વીષે

કોરાને શરીફની અનેક આયતોમાં ફરમાવવામાં આવ્યું છે કે દરેક ઈનસાન વફાત પામતાંજ પોતાના અમલો મુજબ નો બદલો પામે છે. જેમકે ખુદાએતઆલા એક બહેસ્તી વીષે ખબર આપી ફરમાવે છે **કીલહ ખોલિલ્લ જન્નતા** ( ૩૬ : ૨૫ ) એટલે તેને કહેવામાં આવ્યું કે તું બહેસ્તમાં દાખલ થા તેવીજ રીતે એક દોઝખી વીષે ખબર આપી ફરમાવે છે **ફ રઆહો ફી સવાઇલ જહીમ** ( ૩૭ : ૫૩ ) એનો ખુલાસો એ છે કે એક બહેસ્તીનો એક દોસ્ત હતો જે દોઝખી હતો જ્યારે તેઓ બેઉ મરણ પામ્યા ત્યારે તે બહેસ્તી વીચારમાં પડયો કે મારો દોસ્ત કયાં છે ત્યારે "તેને દેખાડવામાં આવ્યું કે તે દોઝખની દરમ્યાનમાં છે." એ મુજબ સઝા તથા ઈનામ આપવાનુ કામ તાબડતોબ જારી થઇ જાય છે. દોઝખી દોઝખમાં તથા બહેસ્તી બહેસ્તમાં રવાના થઇ જાય છે. એ પછી બીજો એક દીવસ છે કે જે ખુદાની અપાર દાનાઇના રૂએ નીરમાણ થઇ ચુકો છે તે ભારે દબદબા સાથે આખરે જાહેરમાં આવશે. કારણ કે ખુદા એતઆલાએ ઇનસાનને એટલા માટે પેદા કરયો છે કે ખુદા જે એવી મહાન સૃષ્ટીનો સરજનહાર છે તેની પીછાન તેવીજ રીતે કરવામાં આવે. છેલ્લે તે તમામ ખલકતનો નાશ કરશે જેથી તેની એ શકતી બી ઓલખવામાં આવે. એ પછી તે ફરી એક દીન સરવેને સંપુરણ જીંદગી બખશી તે તમામ ખલકતને એક મહા મોટા મેદાનમાં

ભેગી કરશે કે જેથી તેની તે કુદરત બી ઓલખવામાં આવે. એ જાણવુ જોઇએ કે એ સરવે બીના જે બયાન કરવામાં આવી છે તે મારેફતનો પહેલો પ્રકરણુ છે.

મારેફતના બીજા પ્રકરણુમાં કોરાન શરીફે હવે પછીની જીંદગીને લગતી બીના દરશાવી છે. હવે પછીની જીંદગીમાં પછી તે ઝમાનો બરઝખનો હોય યા કયામતનો તે તમામ કામો જે આ જેહાંનમાં રૂહાની હતા તે શારીરીક આકારમાં દેખાવ દેશે. એ વીષે ખુદાએતઆલા શું ફરમાવે છે તે નીચલી આયતોથી જણાશે મન કાના ફી હાઝેહી અઅમા ફહોવા ફિલ આખેરતે અઅમા (૧૭ : ૭૦) એટલે "જે શખસ આ જેહાનમાં આંધલો હશે તે હવે પછીની જેહાનમાં બી આંધલો રહેશે". આ આયતની મકસદ એ છે કે આ જેહાંનમાં જે શખસ રૂહાન્યતમાં આંધલો હશે તે આવતી જેહાંનમાં શારીરીક રીતે એટલે ખુલ્લે ખુલ્લી રીતે આંધલા તરીકે દેખાવ દેશે. એવીજ રીતે બીજી એક આયતમાં ફરમાવ્યું છે ખોઝુહો ફગુલ્લુહો સુમ્મલ જહીમા સલ્લુહો સુમ્મ ફી સિલસે લતિન ઝર ઓહા સબઊના ઝેરાઅન ફસ્લોકુહ (૬૯ : ૩૦) એટલે 'તે જહનમીને પકડો પછી તેની ગરદનમાં તોક નાખો પછી તેને બલતી દોઝખમાં દાખલ કરો પછી તેને એવી સાંકલમાં જકડી નાંખો જેની લંબાઇ ૭૦ ગજ છે."

જાણવું જોઇએ કે આ આયતથી બી જાહેર થાય છે કે દુન્યાનો રૂહાની અઝાબ આવતી જેહાંનમાં શારીરીક આકારમાં દેખાશે. દાખલા તરીકે ગરદનમાં તોક નાખવાનુ એ કારણુ કે ઈનસાને દુન્યાઇ ખાહેશોથી પોતાનુ માથું ઝમીનમાં જુકાવી દીધું હતું જેથી એ માટે આવતી જેહાનમાં તે તોકના સબબથી પોતાની ગરદન ખુલ્લે ખુલ્લી રીતે નીચે જુકાયલી જોશે. તેવીજ રીતે દુન્યાદારીમાં ગીરફતાર રેહવાથી ઇનસાન પોતાના પગો સાંકલોથી જકડાયલા જોશે. તેવીજ રીતે દુન્યાની ખાહેશો માટે મનમાં ઉપજતો બલાપો આવતી જેહાનમાં ખુલ્લી રીતે આગના શોહલાઓના આકારમાં દેખાવ દેશે. બદ ઈનસાન આ દુન્યાની ઝીંદગીમાં મનોવીકાર તથા મોટી મોટી ખાહેશોનો એક જંહનમ પોતામાં ભરી રાખે છે તેથી દરેક વખતે જયારે તે નીષ્ફળતા પામે છે ત્યારે તે જંહનમના લીધે પોતાના મનમાં બલાપો કરી બલ્યા કરે છે એ મુજબ જયારે એ પોતાની ફના થનારી ખાહેશોથી દુર ફેંકાઈ જશે અને તે માટે તે સદા પોતાને નાસીપાસીમાં ગરક થયલો જોશે ત્યારે તેનો એ બલાપો ખુદાએતઆલા શારીરીક આગના આકારમાં તેના ઉપર જાહેર કરશે. જેમકે તે ફરમાવે છે વહીલા બએનહુમ વ બએ નમા યશતહૂન (૩૪ : ૫૩) એટલે "એઓ દરમ્યાન તથા એઓની ખાહેશોની ચીજો દરમ્યાન જુદાઈ નાખવામાં આવશે". અને એજ તેઓ માટે અઝા-

અની ઉત્પતીનુ મુળ થશે. બીજું એ ફરમાવવામાં આવ્યું કે તેને ૭૦ ગજની સાંકલમાં દાખલ કરો તેનો ભાવાર્થ એ છે કે ઘણી વખત બદકાર શખસ ૭૦ વરસ સુધીની જીંદગી હાંસલ કરે છે બલકે કેટલીક વખત તેને એવા ચોખ્ખા ૭૦ વરસો મલે છે કે જે બચપણ તથા ઝઈ-ફીની મુદત ઉપરાંત હોય. એ ઉમરમાં ઇનસાન પોતાની જીંદગી સમજદારી સાથે મહેનત કરી નેક કામોમાં ગુજારી શકે છે પણ તે અભાગ્યો જીંદગીના એવા કીંમતી ૭૦ વ-રસો દુન્યાની ગીરફતારીઓમાં બરબાદ કરી નાંખે છે અને તેવી ખાહેશોવાલી સાંકલોથી તે છુટો થવા નથી ચાહતો તેથીજ ખુદાએતઆલા ઉપલી આયતમાં ફરમાવે છે કે જે ૭૦ વરસો તેણે દુન્યાની ગીરફતારીમાં બરબાદ કરયાં તેજ આવતી જેહાનમાં ૭૦ ગજ લાંબી સાંકલના આકારમાં જોશે. એટલે દર વરસ દીઠ એક ગજની સાંકલમાં તે જક-ડાશે. અત્રે એ બાબદ યાદ રાખવી જોઇએ કે ખુદાએત-આલા પોતાના તરફથી હરગીઝ પોતાના બંદાઓ ઉપર કોઈ મુસીબત નથી નાખતો પણ ઇનસાનના પોતાનાજ હાથે થયલા બદ કરતુકો તે તેની સાંમે લાવી મુકે છે. પોતાનો એ કાયદો જાહેર કરતાં તે ફરમાવે છે ઇન તલેકુ એલા-ઝિલ લીન ઝી સલાસે શોઅબ બીલ લા ઝલી લીંવ વલા યુગની મેનલ લહબ એટલે ઓ બદકારો તથા ગુમરાહો જાઓ તે ત્રણ ડાંખલીઓના સાયા તરફ કે જેનો

સાયો ન ગરમીથી બચાવશે ન આગના શોહલાઓ સાંએ તે કાંઈ કામ આવશે. આ આયતમાં ત્રણ ડાંખલીઓથી મુરાદ ઈનસાનની વહેશી, અણુઘડ તથા વહેમી શકતીઓ છે. જે લોકો પોતાની એ ત્રણે શકતીઓને સુધારી અખલાકી રંગમાં ન ફેરવશે તેઓની એ શકતીઓ આવતી જેહાંનમાં નગર પાતરાંની ત્રણ ડાંખલીઓ ઉભી હોય તેમ તેઓને દેખાશે. જેથી તેઓ ગરમીના તાપથી બલતાં રહેશે.

એવોજ કાયદો બહેસ્તીઓના માટે જાહેર કરતાં ખુદાએતઆલા ફરમાવે છે **યવમા તરલ મોઅમેનીના વલ મોઅમેનાતે યસઆ નૂરો હુમ બએના અએદીહીમ વબે અયમાનેહિમ ( ૫૭ : ૧૨ )** એટલે

"તે દીવસે તું જોશે કે ઈમાનદાર મરદો તથા ઓરતોનો નુર જે આ દુન્યામાં ગુપત હતો તે આવતી જેહાનમાં તેઓની સાંએ તથા તેઓની જમણી તરફ પ્રકાશતો રેહશે. વલી એક બીજી આયતમાં તે ફરમાવે છે **યવમા તબ યઝઝો વોજૂ હુંવ વ તસ વદદો વોજૂ હુન ( ૩ : ૧૦૬ )** એટલે "તે દીવસે કેટલાકોના ચહેરા સફેદ નુરાની થઈ જશે તથા કેટલાકોના સીયાહ ( કાળાં ) થઈ જશે". વલી એક બીજી આયતમાં ફરમાવે છે **મસલુલ જન્નતિલલતી વોએદલ મુત્તકૂન. ફીહા અનહારૂમ મિમ**

માહન ગયરે આસેનિન, વ અનહારૂમ મિલ લબ-નિન લમ યતગય્યર તઅમોહૂ, વ અનહારૂમ મિન ખમરિન લઝ ઝતિલ લિશ શારેબીન, વ અનહારૂમ મિન અસલિમ મોસફ્ફેન (૩૭ : ૧૬) એટલે "તે બહેસ્ત જે પરહેઝગારોને આપવાનો વાયદો છે તેનો એવો દાખલો છે જેમકે એક બાગ છે તેમાં એવા પાણીની નેહરો છે જે કદી બગડતી નથી તથા તેમાં એવા દુધની નેહરો છે જેની લીઝત કદી બદલતી નથી તથા તેમાં એવી શરાબની નેહરો છે જે પીનારને હમેશા સ્વાદીસ્ટ લાગે છે અને જેથી કદી બેહોશી થતી નથી તથા તેમાં એવા મધની નેહરો છે જે અત્યંત સ્વચ્છ અને નીરમલ છે." આ પરથી સાફ જણાય છે કે જે બહેસ્તનો વાયદો આપવામાં આવ્યો છે તેનો એવો ચીતાર છે કે તે એ સરવે ચીજોનો એક મહાસાગર છે. જીંદગીનુ તે પાણી જે એક મારેફત ધરાવનાર નેક શખસ આ જેહાનમાં રૂહાની રીતે પીએ છે તેના માટે તેવા પાણીની જાહેરી નેહરો ત્યાં તૈયાર છે. તેવીજ રીતે તે રૂહાની દુધ જે તે એક દુધમલ બાલક તરીકે આ જેહાનમાં પીને પરવરીશ પામે છે તેવી નહેરો જાહેરી રીતે તે પોતાને બહેસ્તમાં મલેલી જોશે. તેવીજ રીતે ખુદાની મોહબ્બતનુ તે શરાબ જે તે આ જેહાનમાં રૂહાની રીતે પીને સદા ખુશાલીથી મસ્ત રહે છે તે બહેસ્તમાં ખુલ્લે ખુલ્લી રીતે નેહરોના આકારમાં તેની નજરે પડશે તેવી જ

રીતે ઇમાનનુ તે મધ કે જેનુ મીઠાસ તે અત્રે રૂહાની રીતે ચાખે છે તે બહેસ્તમાં જાહેરી નેહરો મુજબ વેહતી જોશે. દરેક બહેસ્તીને ત્યાં જે નેહેરો તથા બાગો જાહેરમાં ખુલ્લી રીતે મલશે તે પરથી તેની રૂહાની હાલતનુ પ્રમાણ જાહેર થઇ જશે. અને બહેસ્તીઓ માટે ખુદાએતઆલા બી પોતાના દબદબા સાથે જાહેરમાં દેખાવ દેશે ટુંકમાં રૂહાની હાલતો આવતી જેહાંનમાં ગુપત ન રહેશે બલકે શારીરીક આકારમાં તદન ખુલ્લી રીતે દીઠામાં આવશે.

મારેફતનો ત્રીજો પ્રકરણ એ છે કે આવતી જેહાનમાં તરકયાત ( ચહડતા દરજ્જા ) હદ વગરના હશે. જેમકે ખુદાએતઆલા ફરમાવે છે **વલ લઝીના આમનૂ મઅહુ નૂરો હુમ યસઆ બએન અયદીહિમ વબે અયમાનેહિમ યકૂલૂના રબ્બના અતમિમ લના નુ રના વગફિર લના, ઈન્નકા અલા કુલ્લે શયઈન કદીર** (૬૬:૮) એટલે “ તે લોકો જેઓ ઈમાનનુ નુર રાખે છે તેઓનુ નુર કયામતમાં તેઓની સાંબે તથા તેઓની જમણી તરફ દોડતું હશે. અને તેઓ હમેશાં એજ કહેતા રહેશે કે ઓ અમારા પરવરદીગાર અમારૂં નુર તેના કમાલ સુધી પુગાડ અને તું અમોને તારી મગફેરતમાં લે ખચીત તું દરેક ચીજ ઉપર કુદરત ધરાવે છે.” આ આયતમાં એ ફરમાવવામાં આવ્યું છે કે તેઓ હમેશાં એ કહેતા રહેશે કે અમારા

નુરને તેના કમાલ સુધી પુગાડ તેનો ભાવાર્થ એજ છે કે ત્યાંની તરક્કીની કોઈ હદ નથી. એટલે જ્યારે તેઓ નુરાન્યતનો એક કમાલ હાસલ કરી લેશે કે ફરી બીજો તેથી ઉતમ તેમની નઝરે આવશે. જેથી તેઓને પેહલો કમાલ ઉતરતો લાગશે અને બીજા કમાલની આરજુ કરશે. અને જ્યારે તે તેઓને નવાજવામાં આવશે કે ફરી ત્રીજા કમાલનો મરતબો તેઓ ઉપર જાહેર કરવામાં આવશે જેથી તેઓને પોતાનો બીજો કમાલ બી અપુર્ણ લાગશે અને તેની ખાહેશ કરશે. એ મુજબ એક પછી એક તેઓની ખાહેશો પુરી થતી રહેશે. આ આયતમાં આવેલા અરબી શબ્દ **અતમિમ**નો એજ અર્થ છે. ટુંકમાં એવી રીતે છેડા વગરના ચહડતા દરજ્જાઓ હાંસલ કરવાનો સીલસીલો સદા જારી રેહશે. તેઓને બક્ષેલા દરજ્જા પરથી કદી બી તેઓને ઉતારી પાડવામાં આવશે નહી તેમ કદી બી તેઓને બેહસ્તમાંથી કાહડી નાંખવામાં આવશે નહી ત્યાં તો દીન પર દીન નવી નવી નવાજેશોનો વધારોજ થતો રેહશે. ઘટાડો તો કોઈ કીસમનો નહી.

બીજું એ જે ફરમાવવામાં આવ્યું છે કે તેઓ હમેશાં **મગફેરત** ચાહતા રેહશે તે પરથી કદાચ અત્રે એ સવાલ થાય કે જ્યારે બેહસ્તમાં દાખલ થઈ ગયા ત્યારે મગફેરત માંગવાની શી જરૂર ? જ્યારે ગુનાહો બખશાઇ ગયા ત્યારે

ઇસતીગફાર શા માટે જોઇએ? એનો જવાબ એ છે કે મગફેરતનો ખરો અર્થ એ છે કે ખામી ભરેલી હાલતને નીચે દાબવી તથા ઢાંકવી. બહેસ્તી લોકો સદા એ ચાહતા રેહશે કે તેઓ ચહડતામાં ચહડતી સંપુરણ ઉતમતા હાસલ કરે અને સરાસર નુરમાં ગરક થઈ જાય. જેવો તેઓએ એક દરજ્જો હાંસલ કરયો કે એથી સરસ બીજા દરજ્જા પર નઝર પડશે જેથી તેઓને પેહલો દરજ્જો ઉતરતો જણાશે એ કારણસર તેઓ ચાહશે કે તેઓની પેહલી હાલત દબાઇ જાય, એ પછી જ્યારે ત્રીજા દરજ્જા પર નઝર પડશે ત્યારે તેઓ ચાહશે કે તેઓની બીજી હાલત મગફેરત થઈ જાય એટલે તે ઉતરતો દરજ્જો દબાઇ જાય તથા તેને ઢાંકી નાખવામાં આવે એ મુજબ તેઓ બેહદ વખત મગફેરત ચાહતા રેહશે આ પરથી મગફેરત તથા ઇસતગફારનો ખરો ભાવાર્થ શું છે તે સાફ જાહેર થઈ જાય છે. ઇસલામના પાક પેગમ્બર જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો મગફેરત ચાહતા હતા પણ કેટલાક અજ્ઞાનો તેનો ખરો ભાવાર્થ ન સમજવાથી એ વીષે બેહુદા વાંધા કાહડે છે જ્યારે ખરેખર તો એ ઇનસાન માટે એક મગફુબી છે કે જેની રૂએ તે એક પછી એક સરસ હાલત હાંસલ કરતો જાય છે. તે ઇનસાન જે એક સ્ત્રીના પેટે જનમ પામી ઇસ્તીગફારની આદત નથી કરતો તે કીડો છે ન કે ઇનસાન. તે આંધલો છે ન કે દેખતો. તે નાપાક છે ના કે પવીત્ર.

ટુંકમાં કોરાને શરીફની રૂએ બહેસ્ત તથા દોઝખ હકીકતમાં ઇનસાનની આ ઝીંદગીનો અમલોનો છાપ તથા ચીતાર છે. તે કોઈ એવી નવી શારીરીક ચીજ નથી કે જે બીજે ઠેકાણેથી આવે. એ ખરૂં છે કે તે બેઉનો દેખાવ શારીરીક આકારમાં ખુલ્લી રીતે જણુાશ છતાં તે હકીકતમાં આ ઝીંદગીની રૂહાની હાલતોનો છાપ તથા ચીતાર છે. બહેસ્ત વીષે અમારી હરગીઝ એ માન્યતા નથી કે તે માત્ર શારીરીક આકારમાં ઝમીન પર લગાડેલા ઝાડોનો એક વીશાળ બાગ હશે. ન દોઝખ વીષે અમારી એ માન્યતા છે કે તેમાં ખરેખર ગંધકના પથરા હશે પણ ઇસલામી માન્યતા મુજબ બહેસ્ત તથા દોઝખ ઇનસાનના આ જીંદગીમાં કરેલા અમલોનો ચીતાર છે.

---

# ત્રીજો સવાલ.

## આ દુન્યામાં ઇનસાનની ઝીંદગીની મુળ મતલબ અને તે કેવી રીતે બર આવે?

આ કાનફરેંસ તરફથી મુકવામાં આવેલા આ ત્રીજા સવાલના જવાબમાં જાણવું કે દુન્યામાં તરેહવાર કીસમના

ઇનસાનો પોતાના સ્વભાવ તથા ટુંક સમજસકતીના લીધે તરે-
હવાર કીસમની નેમો પોતાની ઝીંદગી માટે ઠેડવે છે અને
તે સરવે નેમો માત્ર દુન્યાઇ મતલબો તથા ઇચ્છાઓ હાંસલ
કરવામાંજ સમાઈ જાય છે. પણ તે નેમ જે ખુદાએતઆલા
પોતાના પાક કલામમાં ફરમાવે છે તે એ છે કે મા ખલક
તુલ જીન વલ ઇન સ ઇલ્લા લેયઅબો દૂન (૫૧:૫૬)
એટલે "મેં જીન તથા ઇનસાનને એટલા માટે પેદા કીધાં
છે કે તેઓ મને ઓલખે અને મારી પરસ્તીશ કરે." એ
મુજબ કોરાને શરીફના રૂએ ઇનસાનની ઝીંદગીની ખરેખરી
નેમ ખુદાએતઆલાની મારેફત (એટલે તેને ઓળખવાનો
ખરો જ્ઞાન) તથા તેની પરસ્તીશ તથા તેની મરજીને સદંતર
આધીન થઈ જવું છે. એ તો દેખીતુંજ છે કે ઇનસાન એ-
ટલો મરતબો તો હરગીઝ નથી ધરાવતો કે તે પોતાની ઝીંદ-
ગીની નેમ પોતેજ પોતાના એખત્યાર મુજબ જે ગમે તે
ઠેડવી બેસે. કારણ કે ઇનસાન ન પોતાની મરજીથી દુન્યામાં
આવે છે અને ન પોતાની મરજીથી પાછો જાય છે. બલકે
તે તો માત્ર ખુદાની પેદા કરેલી એક મખલુક છે. અને તે
ખાલીક કે જેણે એને પેદા કીધો છે બીજા તમામ જાનવરો
કરતાં શ્રેષ્ટ તથા ઉતમ શક્તીઓની નવાજેશ કીધી છે તેણે
જ એની ઝીંદગીની નેમ બી ઠેડવી દીધી છે ગમે તો કોઇ
શખસ એ નેમ સમજે યા ન સમજે પણ કશા બી શક
વગર જે નીરમાણ થઈ ચુકુ છે તે એજ છે કે ઇનસાનની

પેદાયશનો હેતુ ખુદાને ઓળખવું, તેની પરસ્તીશ કરવી તથા તેના ખાતર પોતાને ફના કરી દેવું છે. જેમકે ખુદાએ-તઆલા કોરાને શરીફમાં બીજી એક જગોએ ફરમાવે છે ઈન નદ દીના ઈન્દલ લાહિલ ઈસલામો ( ૩ : ૧૭) આલેકદ દીનુલ કય્યેમો....ફિત રતલ લાહિલ્લતી ફત-રન નાસા અલયહા. ( ૩૦ : ૨૪ ) એટલે " ખચીત તે મઝહબ જેમાં ખુદાની મારેફત તથા સરસ રીતની પરસ્તીશ છે તે ઈસલામ છે. એ મઝહબ ઇનસાનના અંતકરણને બેસતો આવે છે. તથા ખુદાએતઆલાએ ઇનસાનને ઇસલામ પર તથા ઇસલામ માટે પેદા કરયો છે. એટલે ખુદાએતઆલાએ ચાહ્યું કે ઈનસાન પોતાની તમામ શકિતઓ સાથે તેની પરસ્તીશ, તાબેદારી તથા મોહબતમાં વલગેલો રહે. તેથીજ તે સર્વશક્તીમાન ખુદાએ ઇનસાનને તે તમામ શકતીઓ બક્ષી છે જે તેને ઇસલામમાં માફક આવે." આ આય-તોની તફસીર બહુ મોટી છે જેનો કેટલોક વર્ણન અમો પેહલા સવાલના ત્રીજા ભાગમાં કરી બી ચુકા છૈએ એટલે અત્રે અમો ટુંકમાં એ જાહેર કરવા ચાહીએ છીએ કે ઇ-નસાનને જે કાંઈ બાતેની તથા જાહેરી અન્યવો અપાયા છે તથા જે કાંઈ શકતીઓ બક્ષાઈ છે તેનું અસલ કારણ ખુદાની મારેફત, ખુદાની પરસતીશ તથા ખુદાની મોહબત છે. તેથીજ ઇનસાન પોતાની જીંદગી ખુશાલ બનાવવા ત-રેહવાર કીસમની કોશેશો કરતો રહે છે છતાં ખરી ખુશાલી

તથા અંતકરણનું ખરૂં સુખ ખુદા સીવાય બીજા કશામાં પામતું નથી. ઇનસાન ગમે તેવો મોટો દોલતમંદ હોય, યા મોટો ઓધેદાર હોય યા મોટો સોદાગર હોય યા મોટો પાદશાહ હોય યા મોટો ફીલસુફ હોય છતાં તેને એ દુન્યાઇ ગીરફતારીઓમાંથી આખરે મોટા અફસોસ સાથે મોતને શરણ થવું પડે છે. તે સદા દુન્યાદારીમાંજ ગરક રેહતો હોવાથી તેનું દીલ તેને ઠપકો આપે છે. તેણે રચેલા તરકટો, કાવાદાવા તથા અણઘટત કરતુકોના લીધે તેનું અંતકરણ તેને ડંખે છે.

એક દાનેશમંદ ઇનસાન આ બાબતને બીજી બી એક રીતે સમજી શકે છે. જેમકે એક ચીજ તેની શકતી મુજબ જે ઉતમમાં ઉતમ કામ કરી શકે અને તેથી વધુ તેનાથી બની ન શકે ત્યારે આપણે સમજી શકયે છીએ કે તે ચીજની પેદાયશની નેમ ઉપલા ઉતમ કામ માટેજ છે. દાખલા તરીકે એક બળદ હળ ફેરવવા અથવા પાણી ખેંચવા અથવા ભાર ઉંચકવાના કામો માટે વપરાય છે. એથી ઉતમ કામ કરવાની તેની બીજી કોઇ શકતી સાબેત થઈ નથી. તેથી બળદની ઝીંદગીની નેમ એ ત્રણ કાર્યો માટે ઠરે છે. હવે જ્યારે આપણે ઇનસાનની શકતીઓ વીષે તપાસ કરયે છીએ કે એનામાં ઉંચામાં ઉંચી શી શકતી છે તો એજ સાબેત થાય છે કે એનામાં ઉંચામાં ઊંચી એ શકતી

છે કે જેથી તે સર્વ શકતીમાન ખુદાની તલાશ માટે કોશેશ કરી શકે છે એટલે સુધી કે તે ઇચ્છે છે કે ખુદાની મોહબતમાં તે એવો ગરક થઈ જાય કે જે તેનુ છે તે સર્વે ખુદાનુંજ થઈ જાય અને તેનું પોતાનું કાંઈ બાકી રહેજ નહી. ઇનસાન ખાવા પીવા સુવાં વગેરે સ્વભાવીક કામોમાં બીજા હેવાનો કરતાં ચહડતો છે. તેમ વળી કેટલાક હુનરકળાના કામોમાં હેવાનોબી ઇનસાન કરતાં બહુ ચહડતા છે. બલકે જેવી ઉતમ કળાથી મધમાખીઓ ફુલોમાંથી રસ કાહડી મધ ઉત્પન કરે છે તેવી કળા હાંસલ કરવા આજદીન સુધી ગમે તેવો બાહોશ ઇનસાન વટીક ફતેહ પામ્યો નથી. આથી ખુલ્લુ દેખાય છે કે ઇનસાનની શ્રેષ્ટાઇ એવી બાબતોમાં નથી બલકે તે એવા ઉતમ કામમાં સમાયલી છે કે જેથી તેનો સંબંધ ખુદાએતઆલા સાથે ઘાડો થાય. તેથી ઇનસાનની ઝીંદગીની મુળ નેમ એજ ઠરે છે કે તેના દીલની બારી ખુદાએતઆલા તરફ ઉઘડે.

હવે ઉપલા સવાલોનો બીજો ભાગ એ છે કે ઝીંદગીની એ નેમ કેવી રીતે બર આવે અને તેના શા સાધનો છે? તો તે વીષે જાણવું કે

પેહલો અને સૌથી મુખ્ય સાધન કે જેથી આ ઝીંદગીની—ખરી નેમ બર આવે તે એ છે કે ખુદાએતઆલાને ખરી રીતે ઓળખવું અને ખરા ખુદા ઉપર

ઇમાન લાવવું કારણકે અગર પેહલોજ પગલો ખોટી રાહ ભણી ભરવામાં આવે જેમકે ઝાડ પથર સુરજ ચંદ્ર આતસ પાણી ઈનસાન હેવાન વગેરેને ખુદા ( પુજ્ય ) તરીકે સમજી લેવામાં આવે તો તે પછીના બીજા પગલાઓ તેને ખરી રાહ ભણી દોરવશે તેની શું ખાત્રી ? ખરો ખુદા તેના શોધનારાઓને મદદ કરે છે જ્યારે મુરદા પુજ્યો પોતાના મુરદા પૂજનારાઓને કેવી રીતે મદદ કરી શકે ? એ વીષે તે સર્વ શકતીમાન ખુદાએ એક સરસ દાખલો આપ્યો છે તે એ છે કે લહૂ દઅવતુલ હકકે, વલ લઝીના યદઊના મિન દૂનેહી લા યસ તજીબૂના લહૂમ બેશયઇન ઇલ્લા કબાસેતે કફ ફ્યહે એલલ માએ લેયબ્લોગા ફાહો વમા હો વ બેબાલેગેહી, વમા દોઆઉલ કાફેરીના ઇલ્લા ફી ઝલાલ ( ૧૩:૧૫ ) એટલે "દુઆ તેનેજ કરવી લાયક છે કે જે ખરો ખુદા છે અને તેજ દરેક બાબતપર શકતીવાન છે અને તે લોકો જે એના સીવાય બીજાઓને પુકારે છે તેઓ એઓને કશો જવાબ આપી શકતા નથી તેઓનો દાખલો એવો છે કે કોઇ પાણી તરફ હાથ લંબાવે કે ઓ પાણી તું મારા મોહડામાં આવી જા તો શું તે તેના મોંહડામાં જશે ? કદી નહી. તેથી જે લોકો ખરા ખુદાથી બેખબર છે તેઓની સરવે દોઆ રદ છે."

બીજો સાધન કે જેથી આ ઝીંદગીની ખરી નેમ બર

આવે તે એ છે કે ખુદાએતઆલાની તે ખુબસુરતી કે જે એમાં શ્રેષ્ઠ અને સંપુર્ણ રીતે સમાયલી છે તેથી વાકેફ થવું. કારણ ખુબસુરતી એક એવી ચીજ છે કે જેથી ઇનસાનનો દીલ ખેંચાય છે અને તે જોવાથી કુદરતી રીતે મોહબત ઉત્પન થાય છે. તો જાણવું કે ખુદાએતઆલાની ખુબસુરતી તે તેની એકતાઇની શાન તેનો દબદબો તથા તેની બીજી એવી અનેક શ્રેષ્ટ સીફતોમાં સમાયલી છે જેમકે કોરાને શરીફમાં ફરમાવવામાં આવ્યું છે કે કુલ હોવલ્લાહો અહદ; અલ્લાહુસ્સમદ; લમ યલિદ વલમ યુલદ; વલમ યકુન લહૂ કોફોવન અહદ. (૧ઃ૨.) એટલે "ખુદા એક છે જેની ઝાત, સીફાત, તથા શાનમાં તેનો કોઈ ભાગ્યો નથી. સરવે તેના મોહતાજ છે દરેકની ઝીંદગીનો આધાર એના ઉપર છે. સરવેને એજ નવાજનારો છે અને એવી બીજી કોઈ હસ્તી નથી જે એને નવાજી શકે. ન એ કોઇનો દીકરો છે તથા ન કોઇનો બાપ. કારણ એની ઝાત જેવું બીજું કશું છેજ નહી." કોરાને શરીફમાં અનેક વાર ખુદાએતઆલાની અસંખ્ય શ્રેષ્ટાઇઓ ઉત્તમ પ્રકારે દરશાવી એ બાએ ધ્યાન ખેંચ્યું છે કે એવોજ ખુદા હોય તોજ ઈનસાનનો દીલ ખેંચાય ન કે મુરદા અથવા નાનવાન અથવા નીરદય અથવા અશક્ત પુજ્યોથી.

ત્રીજો સાધન કે જેથી આ ઝીંદગીની ખરી નેમ બર

આવે તે ખુદાએતઆલાની અતી પરોપકારી અથવા એહ-સાનની સીફતથી વાકેફ થવું છે. કારણ કે મહોબત ખેંચ-વાની બે ચીજો છે એક તો ખુબસુરતી તથા બીજી ભલાઈ. હવે ખુદાએતઆલાની એ સીફતો કોરાને શરીફના પેહલા પ્રકરણ સુરે ફાતેહાથી જાહેર થઈ જાય છે જેમકે તેમાં ફરમાવ્યું છે અલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન. અર રહમાનિર રહીમ. માલેકે યવ મિદદીન. (એટલે સરવે પાક તારીફ તે ખુદા માટે છે જે તમામ જેહાનોનો પેદા કરનાર અને પાલનહાર છે. તે એવો રહેમાન છે કે આપણે કશી સેવા બજાવ્યે તે આગમજ ન ાઝે છે. તે એવો રહીમ છે જે આપણી બજાવેલી સેવાનો સરસ બદલો આપે છે. તે કયામતના દીને તમામનો ઇનસાફ કરનાર એકલો માલેક છે) કારણ કે એતો દેખીતું છે કે ખુદાએ-તઆલાનો સંપુરણ અહેસાન ત્યારેજ લેખાય જ્યારે તે પોતાના બંદાઓને સદંતર નાબુદ હાલતમાંથી હસ્તીમાં લાવે અને તે પછી દરેક હાલતમાં તેઓનુ સદા પાલણુ પોષણુ કરતોજ રહે. આખી સૃષ્ટીનો આધાર તેના એકલા ઉપરજ રહે. પોતાના બંદાઓ માટે અનેક પ્રકારની નેઅમતો હ-સ્તીમાં લાવતોજ રહે. છતાં તેના એવા અસંખ્ય અહેસા-નોનો છેડો કદી આવેજ નહી. કોરાને શરીફમાં ખુદાના એવા અખુટ પ્રકારના અહેસાનો વીષે અનેકવાર ફરમાવ-વામાં આવ્યું છે કે વઈન તઉદ્દૂ નેઅમતલ્લાહે લા

તોહસૂહા (૧૪ : ૩૭) એટલે "અગર તમો ખુદાની નેઅમતોને ગણવા ચાહશો તો હરગીઝ તેને ગણી યા વમાસી શકશો નહી."

**ચોથા** સાધન તરીકે ખુદાએતઆલાએ દુઆ મુકરર કરી છે કે જેથી ઈનસાન પોતાની ઝીંદગીની મુળ નેમ પામી શકે. જેમકે તે ફરમાવે છે **ઉદ ઊની અસ તજિબ લકુમ** (૪૦ : ૬૨) એટલે "તમો દુઆ કરો હું કબુલીશ" દુઆ હમેશાં માંગતા રેહવા વીસે ખુદાએતઆલાએ કોરાને શરીફમાં અનેક જગોએ શોખ અપાવ્યો છે કારણ ઇનસાન પોતાની ઝીંદગીની એ નેમ માત્ર પોતાનીજ શકતીથી નહી બલકે ખુદાની શકતી અને મદદથીજ બર લાવી શકશે.

**પાંચમા** સાધન તરીકે ખુદાએતઆલાએ મજાહેદા મુકરર કરયો છે કે જેથી ઈનસાન પોતાની ઝીંદગીની મુળ નેમ પામી શકે. મજાહેદા એટલે ખુદાનો સંબંધ શોધવા માટે પોતાનો માલ ખુદાએતઆલાની રાહમાં ખરચવું, પોતાની શકતીઓ ખુદાએતઆલાની રાહમાં ખરચવી, પોતાનો જાન ખુદાએતઆલાની રાહમાં ખરચવું, પોતાની બુદ્ધ ખુદાએતઆલાની રાહમાં ખરચવી. જેમકે તે ફરમાવે છે **જાહેદૂ બે અમવાલેકુમ વ અન્ફોસેકુમ ફી સબીલિલ્લાહે** (૯ : ૪૧) **વમિમ્મા રઝકનાહુમ યુનફેકૂન.** (૨ :૨) **વલ લઝીના જાહદૂ ફીના લનહદે યન નહુમ**

**સોબો લના ( ૨૯ : ૬૯ ) એટલે** "તમારા માલો તથા તમારા જાનો તથા તમારા નફસોને તેઓની શકતીઓ સાથે ખુદાની રાહમાં ખરચ કરો." "તથા જે કાંઈ અમોએ તમોને બુદ્ધી, જ્ઞાન, સમજ, હુનર વગેરે બક્ષ્યું છે તે સરવે ખુદાની રાહમાં વાપરો." "જે લોકો અમારી રાહમાં અનેક રીતે કોશેશ કરે છે તેઓને ખચીત અમો અમારી રાહ દેખાડયે છીયે."

**છઠા** સાધન તરીકે ઇસ્તેકામત અથવા દ્રઢતા મુકરર કરવામાં આવી છે કે જેથી ઇનસાન પોતાની ઝીંદગીની મુળ નેમ પામી શકે. એ તે રાહ છે કે જેમાં લાચારી યા નબલાઈ દેખાડવી ન જોઇએ અને થાકવું ન જોઇએ તેમ અજમાયશ ટાંકણે બીહવું ન જોઇએ જેમકે ખુદાએતઆલા ફરમાવે છે **ઇંન્નલ્લ લઝીના કાલૂ રબ્બો નલ્લાહો સુમ્મસ તકામૂ ન તનઝ્ઝલો અલયહેમુલ મલાએકતો અલ્લ લા તખાફૂ વલા તહઝનૂ વઅબશેરૂબિલ જન્નતિલ્લતી કુન્તુમ તુઅદૂન નહનો અવલ્યાઓ કુમ ફીલ હયાતિદ દુન્યા વફીલ આખેરતે ( ૪૧ : ૩૦ ) એટલે** "ખચીત જેઓ કહે કે અલ્લાહ અમારો પરવરદીગાર છે અને ખોટા પુજ્યો થી અલગ થઈ ગયા અને દ્રઢતા એખત્યાર કીધી એટલે અનેક પ્રકારની અજમાયશો તથા આફતો વેલા મક્કમ રહ્યા તેઓ ઉપર ફીરશતા ઉતરે છે અને કહે છે કે તમો બીહો

નહી અને ગમગીન થાઓ નહી પણ ખુશી થાઓ અને અત્યંત ખુશાલીથી ભરાઈ જાઓ કારણ તમો તે સુખના વારસ થયા છો જેનો તમોને વાયદો આપવામાં આવ્યો છે. અમો તમારા આ દુન્યાની તથા આખેરતની ઝીંદગીમાં દોસ્તો છૈએ." આ ખુદાઈ કલામોનો ભાવાર્થ એ છે કે ઈમાનમાં દ્રઢતા એખત્યાર કરવાથી ખુદાએતઆલાની રઝામંદી હાંસલ થાય છે. એ બાબત તદન ખરી છે કે દ્રઢતા એક મહાન કરામત છે અને ઉતમ દ્રઢતા એ છે કે જ્યારે ઈનસાન પોતાને ચારો તરફથી આફતોમાં ઘેરાયલો જુએ અને ખુદાની રાહમાં પોતાનો જાન માલ તથા આબરૂનો ભય જુએ અને તેને દીલાસા જેવી કોઈ ચીજ દીઠામાં ન આવે એટલે સુધી કે ખુદાએતઆલા બી તેની અજમાયશ લેવા માટે સધ્યારો આપનારા કશફ યા સ્વપના યા ઈલાહામોનો દરવાજો કેટલોક વખત સુધી બંધ રાખી તેને ભયભીત જોખમો વચ્ચે મુકી દે છતાં તે હીંમત ન હારે અને હીચકારાની માફક ગભરાઈ ન જાય અને દ્રઢતાની સીફતમા કશી ખામી ન આવવા દે. ગમે તેવા ભયના સમય સત્ય તથા વફાદારીમાં અલવલ આવવા ન દે પછી તેમાં પોતાની આબરૂ યા જાનનો ભોગ આપવો પડે છતાં તે ખુશીથી બરદાસ્ત કરે. મકમપણાને વળગી રેહવા માટે પોતાના કોઈ દોસ્ત તરફની મદદ માટે ઈતેજાર ન રહે, ન ખુદા તરફથી વધાઈના સમાચાર માટે તલખાગાર થઈ રહે.

એવા બારીક સમય તથા એવી સખ્તતર અશક્ત તથા ની-રાધાર હાલત છતાં તથા કોઈ તરેહના સહેયારાની ઉમેદ ન હોવા છતાં તેણે મક્કમપણે ઉભુ રહેવું જોઇએ, પછી તેનુ ગમે તે થાય તેણે પોતાની ગરદન જરાએ બડબડયા અથવા હાય અફસોસની વરાળ કાઢયા વીના કુદરતને તાબે થવા માટે શરણુ કરી દેવી જોઇએ. અને તેમ કરતાં હરગીઝ તેણે એવેની યા દગમગપણાની કોઇ નીશાની દેખાડવી ન જોઇએ જ્યાં સુધી કે તેની અજમાયશ અથવા કસોટીનો વખત પુરો થાય. એનુંજ નામ તે ઇસ્તકામત અથવા દ્રઢતા છે કે જેથી ખુદાએતઆલા સાથેનો મેલાપ હાંસલ થાય છે. એજ તે ચીજ છે કે જેથી ખુદાના રસુલો નબીયો સીદીકો શહીદો જેવા પવીત્ર શખસોની ખાકથી હજાુસુધી ખુશબો આવતી રહી છે. એજ માટે તે સર્વ શકતીમાન સાહેબે આ દુઆની તાલીમ આપી છે કે જેમાં ઉપલો ભાવાર્થ સમાયલો છે **એહદેનસ સેરાતલ મુસતકીમ સેરાતલ લઝીના અનઅમતા અલયહીમ.** એટલે ઓ ખુદા તું અમોને ઇસ્તકામતની રાહ દેખાડ કે જે ખરી રાહથી તારા ઇનામ અકરામની નવાજેશ તથા તારી રઝામંદી હાંસલ થાય છે. એને લગતી બીજી બી એક આયત છે **રબ્બના અફરિગ અલયના સબરન વ તવફ્ફના મુસ્લેમીન** (૭ : ૧૨૩) એટલે " ઓ ખુદા આ મુસીબતમાં અમારા દીલ ઉપર તે શાંતી નાઝીલ કર કે જેથી અમો સબર કરી

શકયે અને જેથી અમારી મોત ઇસલામ પર (એટલે તારી મરજીને સદંતર આધીન થવાની હાલત પર) થાય." એ જાણવું જોઇએ કે દુખ અને સંકટ સમય ખુદાએતઆલા પોતાના વફાદાર બંદાઓના દીલો ઉપર એક નુર નાઝીલ કરે છે કે જેથી તેઓ દ્રઢ બને છે અને બહુ ધીરજ તથા શાંત મને મુસીબતોની સાંબે થાય છે અને પોતાના ઇમાનના મીઠાસના લીધે તે સાંકલોને ચુંબન કરે છે કે જે ખુદાની રાહે ચાલતાં તેઓના પગો ઉપર આવી પડે છે. જ્યારે એવા પવીત્ર શખસો ઉપર આફતો વરસે છે અને મોત સાંબે આવી ઉભેલો દેખાય છે ત્યારે તેઓ પોતાના પરવરદીગારથી ખામુખા જગડવું શરૂ કરતા નથી કે તું આ આફતોથી અમોને બચાવ. કારણ તેઓ જાણે છે કે એવે વખતે દુઆ માટે આગ્રહ કરવું તે ખુદાની મરજી વીરૂધ લડવું તથા તેને સદંતર આધીન થઇ રહેવાના ફરમાનનુ ભંગ કરવા સમાન છે. બલકે ખુદાનો તે ચ્યારો બંદો એવે સંકટ સમય પાછલ હઠવાની બદલે સાંબો આગળ વધે છે. એવે વખતે તે પોતાની ઝીંદગીને તુચ્છ સમજે છે તેથી તે પોતાની ઝીંદગીની મોહબત ને રૂખસત આપી પોતાના પરવરદીગારની મરજીને સદંતર આધીન થવા દરેક ભોગ આપવા તૈયાર થઇ જાય છે. તે માત્ર ખુદાનીજ રઝામંદીનો તલબગાર હોય છે. એવાજ લોકો માટે ખુદાએતઆલા ફરમાવે છે વમેનન્નાસે મંય યશરી નફસહુબ્તેગાઅ મ-

**રઝાતિલ્લાહે વલ્લાહો રઊફુન બિલ એબાદ.** ( ૨:૨૦૨ )
એટલે " ખુદાનો પ્યારો બંદો પોતાની ઝીંદગી ખુદાની રાહમાં અર્પણ કરે છે અને તેની બદલે ખુદાની રઝામંદી ખરીદી લે છે એવાજ બંદાઓ ઉપર ખુદા ખાસ કરીને અતીષે મહેરબાન થાય છે." ટુંકમાં એજ ખરી ઈસ્તકામત અથવા દ્રઢતા છે કે જેથી ખુદાનો સંબંધ હાંસલ થાય છે જેને સમજવું હોય તે સમજે.

**સાતમો** સાધન કે જેથી આ ઝીંદગીની મુળ નેમ બર આવી શકે તે એ છે કે સત્ય રાહ એખત્યાર કરનારાઓની સોહબત હાંસલ કરવી તથા તેઓના સંપુરણ નમુનાઓની નકલ કરવી. જાણવું જોઈએ કે પેગમ્બરોની જે હેતુઓ માટે જરૂરત હોય છે તેમાંથી એવી એક સૌથી અગત્યનો હેતુ હોય છે. ઈનસાન કુદરતી રીતે સંપુરણ નમુનાઓનો મોહતાજ હોય છે તેથી જ્યારે તે શ્રેષ્ટાઈનો એવો સંપુરણ નમુનો જુએ છે ત્યારે તેનામાં તેની નકલ કરવાનો શોખ વધે છે અને તેવી લઢણો એખત્યાર કરવાથી તે દ્રઢ થતો જાય છે. પણ જે શખસ એવા નમુનાની નકલ કરતો નથી તે સુસ્ત થઈ જાય છે અને છેલ્લે ગુમરાહીમાં જઈ પડે છે. એ વીષે ખુદાએતઆલા ફરમાવે છે **કૂનૂ મઅસ સાદેકીન** ( ૯ : ૧૨૦ ) એટલે તે લોકોના સોહબતી થાઓ જેઓએ રાસ્તી એખત્યાર કરી છે " **સેરાતલ લઝીના અનઅમતા**

અલયહીમ એટલે " તે લોકોની રાહ એખત્યાર કરો જેઓ ઉપર તમારી આગમજ ખુદાના ફઝલની નવાઝેશ થઈ ચુકી છે."

**આઠમો** સાધન ખુદાએતઆલા તરફથી પાક કશફ, પાક સ્વપના, તથા પાક ઇલહામોની નવાજેશ છે. કારણકે ખુદાએતઆલા તરફની રૂહાની સફર એક અતી બારીક અને ગુપત રાહ છે અને તેની સાથે તરેહવાર કીસમના દુખો તથા સંકટોની વલગેલાં છે જેથી એ બનવાજોગ છે કે ઇનસાન એ વગર અનુભવેલી રાહમાં ગોતું ખાય અથવા નીરાશ થઈ જાય જેથી તે આગળ પગલાં ભરતાં અટકી પડે તેટલા માટે ખુદાએતઆલાની રહેમતે એ ચાહયું કે ઈનસાનની એ સફર દરમ્યાન તે તેની સાથે ને સાથે રહીને તેને દીલાસો આપતી રહે કે જેથી તે ઉતેજન પામી હીમત પકડે અને વધુ અને વધુ ઉમંગી બનતો જાય. તેથી ખુદા-એતઆલાએ શરૂઆતથી એ કાયદો નીરમાણ કરી રાખ્યો છે કે એ રાહના મુસાફરોને તે વખતો વખત પોતાના કલામ, ઈલહામ, સાચા સ્વપના મારફતે દીલાસો આપતો રહે તથા તેઓપર જાહેર કરતો રહે કે હું તમારી સાથેજ છું જેથી તેઓ રૂહાની કુવત પામી બહુજ દ્રઢ બને છે અને મોટા ઉમંગ સાથે એ સફર ખતમ કરે છે જેમકે એ વીષે ખુદાએતઆલા ફરમાવે છે **લહોમુલ બુશરા ફિલ**

હયાતિદ દુન્યા વફિલ આખેરહ. (૧૦ : ૬૫) એટલે "તેઓ માટે ખુશખબરી છે આ જેહાનમાં તથા આખેરતમાં" એ ઉપરાંત કોરાને શરીફે બીજા ઘણા સાધનો બયાન ફરમાવ્યા છે કે જેથી આ ઝીંદગીની મુળ નેમ બર આવી શકે પણ દલગીર છું કે લંબાણ થઈ જવાના અંદેશાથી હાલ હું અત્રે બયાન કરી શકતો નથી.

---

## ચોથો સવાલ.

### શરીઅત મુજબ અમલ કરયાથી ઝીંદગીમાં તથા ઝીંદગી બાદ શું અસર પડે છે?

આ સવાલનો જવાબ તે છે કે જે વીષે અમો એ આગમજ કેટલુંક બયાન કરી ચુકા છૈએ કે ખુદાની ખરી અને સંપુરણ શરીઅત મુજબ અમલ કરયાથી આ ઝીંદગીમાં ઇનસાનના દીલપર એ અસર થાય છે કે જેથી તે હેવાન જેવી વહેશી હાલતપરથી ઇનસાન બને છે અને ઇનસાન પરથી તે નીતીરીતીવાલો બા અખલાક ઇનસાન બને છે, અને બા અખલાક ઈનસાન પરથી તે બા ખુદા ઇનસાન બને છે. બીજું શરીઅતના ફરમાનો મુજબ બરાબર અમલ

કરવાથી તે રફ્તે રફ્તે બીજા ઇનસાનોના શા હકો છે તે જોઈ તથા જાણી શકે છે અને અદલ, અહેસાન તથા હમદરદીની શકતીઓનો ઘટતે ઠેકાણે સદ ઉપયોગ કરી શકે છે અને જે કાંઈ ખુદાએતઆલા તરફથી જ્ઞાન, મારેફત, માલ, આરામની નવાજેશ થઈ હોય તેમાંથી તે સરવેને તેઓની લાયકાત પ્રમાણે એ નેઅમતોમાં શામેલ કરે છે. તે સુરજ મુજબ તમામ ઉપર પોતાની રોશની નાખે છે અને ચંદ્ર મુજબ તે મહા પ્રતાપી પાસેથી નુર પામી તે નુર બીજાઓને પોંહચાડે છે અને તે દીવસ મુજમ રોશન થઈ નેકી તથા ભલાઈના રસ્તા લોકોને દેખાડે છે અને તે રાત મુજબ દરેકની ખામીઓ ઉપર પરદો ઢાંકે છે અને થાકેલા તથા કંટાલેલાને આરામ પોહચાડે છે તે આસમાન મુજબ દરેક હાજતમંદને પોતાના સાયા તલે આશરો આપે છે અને વખત પ્રમાણે પોતાના ફઝલનો વરસાદ વરસાવે છે, તે ઝમીન મુજબ સંપુરણ અંકસારીથી દરેક શખસના આસાયશ માટે બીછાના જેવો થઈ પડે છે અને પોતે પથરાઈ જઈ સરવે માટે તરેહ તરેહના રૂહાની ફળો આપે છે. એ સંપુરણ શરીઅતનો પ્રતાપ છે કે જેથી તે મુજબ બરાબર અમલ કરનાર ઈનસાન ખુદા તથા ખુદાના બંદાઓ તરફની ફરઝો સંપુરણ શ્રેષ્ટાઇથી અદા કરી શકે છે. તે ખુદાની રઝામંદીમાં ગરક થઈ જાય છે અને તેની પેદા કરેલી મખલુકની ખરી સેવા બજાવનારો ખરો સેવક

બની જાય છે. એ અસર શરીઅત મુજબ અમલ કરનારના દીલપર આ ઝીંદગીમાં થાય છે પણ ઝીંદગી પછીની અસર એ છે કે ખુદા સાથેનો રૂહાની સંબંધ તે દીને ખુલ્લે ખુલ્લી રીતે દીદારની તરેહ નજરે આવશે અને ખુદાની ખલકતની ખીદમત જે તેણે ઇમાન તથા નેક અમલોની ઇચ્છાના પ્રતાપે ખુદાની રઝામંદીમાં ગરક થઇ બજાવી હતી તે બહેસ્તના દરખતો તથા નેહેરોની માફક દેખાવ દેશે. ખુદાએતઆલા એ બાબે ફરમાવે છે વશ શમસે વઝોહાહા. વલ કમરે એઝા તલાહા. વન નહારે એઝા જલ્લાહા. વલ લયલે એઝા યગશાહા. વસ સમાએ વમા બનાહા. વલ અરઝે વમા તહાહા. વ નફસિંવ વમા સવ્વાહા. ફઅલ હ મહા ફોજુરહા વ તકવાહા. કદ અફ લહ મન ઝક્કાહા. વકદ ખાબા મન દસ્સાહા, કઝ ઝબત સમુદો બે તગવાહા. એઝિન બઅસ અશકાહા. ફકાલા લહુમ રસૂલુલ્લાહે ના કતલ લાહે વસુકયાહા. ૬ કઝ ઝબૂહો ફઅ કરૂહા ફદમ દમા અલયહિમ રબ્બોહુમ બેઝન બેહિમ ફસવ્વાહા. વલા યખાફો ઉકબાહા. (૯૧) એટલે કસમ છે સુરજની તથા તેની રોશનીની તથા કસમ છે ચંદ્રની જયારે તે સુરજની પાછલ તેની પેરવી કરે એટલે સુરજથી રોશની હાંસલ કરી ફરી તે સુરજ જેવી રીતે બીજાઓને રોશની પોંહચાડે. તથા કસમ છે દીવસની જયારે તે સુરજનુ ઝળકાટ દેખાડે તથા

પ્રકાશીત કરે તથા કસમ છે રાતની જયારે તે અંધારૂં કરે અને સરવેને પોતાના અંધકારમાં ઢાંકી દે તથા કસમ છે આસમાનની તથા તેના બનાવવાના મુળ કારણની તથા કસમ છે ઝમીનની તથા તેના બીછાવવાના મુળ કારણની તથા કસમ છે નફસની તથા નફસની તે શ્રેષ્ટાઇની કે જે આ સરવે ચીજોની સાથે પોતાને બરાબર કરયો. એટલે આ ચીજોમાં જુદી જુદી રીતે જે શ્રેષ્ટાઈ સમાયલી છે તે એક સંપુરણ ઇનસાન પોતાના નફસમાં સામટી રીતે એકંત્ર કરે છે તથા જેવી રીતે એ તમામ ચીજો જુદી જુદી રીતે ઇનસાન ઝાતની સેવા બજાવતી રહે છે તેવી રીતે એક સંપુરણ ઇનસાન એ તમામ સેવાઓ પોતે એકલો બજાવે છે. એજ આયતોમાં ખુદાએતઆલા ફરમાવે છે કે તે શખસ નજાત પામ્યો તથા મોતથી બચી ગયો જેણે એ રીતે નફસને પાક કરયો એટલે સુરજ, ચંદ્ર, ઝમીન વગેરે મુજબ ખુદાને સદંતર આધીન થઇ ખુદાની પેદા કરેલી મખલુકની ખીદમત બજાવનારો ખાદીમ થયો. અત્રે મોતથી બચી જવાથી મુરાદ અમ્મર ઝીંદગી છે જે ભવીષ્યમાં સંપુરણ ઈનસાનને મલશે આનો ભાવાર્થ એ છે કે શરીઅત મુજબ અમલ કરવાના ફળો ભવીષ્યમાં અમ્મર ઝીંદગીના રૂપે મલે છે અને તેને ખુદાના દીદારથી પુષ્ટી મલતી રહેવાથી તે સદા કાયમ રહેશે. તે સાથે એ બી ફરમાવ્યું છે કે

તે શખસ હલાક થયો તથા ઝીંદગીથી નાઉમેદ થયો જેણે પોતાના નફસને ખાકમાં મેલ્યો તથા તેને શ્રેષ્ટાઇ હાંસલ કરવાની જે શકતીઓ આપવામાં આવી હતી તેનો ઉપયોગ ન કરતાં ગંદી ઝીંદગી ગુજારી પાછો ફરયો અને તે પછી દાખલા રૂપી ફરમાવ્યું કે એવા બદબખતનો હાલ સમુદના કીસ્સા જેવો છે કે જેઓએ તે સાંઢણીને ઝખમી કરી જે ખુદાની સાંઢણી કહેવાતી હતી અને તેને પોતાના પાણીના ઝરામાંથી પાણી પીતા અટકાવી. એવી રીતે જે શખસ પોતાના નફસને પાક નથી કરતો તે ગોયા ખુદાની સાંઢણીને ઝખમી કરે છે અને તેને તે ઝરામાંથી પાણી પીતાં અટકાવે છે. એનો એ ભાવાર્થ છે કે ઇનસાનનો નફસ ખુદાની સાંઢણી છે જે પર તે સવારી કરે છે એટલે ઇનસાનનો દીલ ખુદાની શાન પ્રકાશીત કરનારી તખતગાહ છે અને સાંઢણીનુ પાણી ખુદાની મોહબત તથા મારેફત છે કે જે પર તે જીવે છે. પછી ફરમાવે છે કે સમુદે જયારે સાંઢણીને ઝખમી કીધી તથા તેને પાણી પીતાં અટકાવી તો તેઓ ઉપર અઝાબ નાઝીલ થયો અને ખુદાએતઆલાએ એ બી પરવા ન કરી કે તેઓના મુઆ બાદ તેઓની વીધવાઓ તથા બચાંઓનો શો હાલ થશે. એજ રીતે દરેક શખસ જે ખુદાની સાંઢણીને એટલે પોતાના નફસને ઝખમી કરે છે અને તેને શ્રેષ્ટાઇની હદ સુધી પોંહચાડવાની દરકાર નથી કરતો અને તેને પાણી પીતાં અટકાવે છે તેને

બી એજ રીતે હલાક કરવામાં આવશે.

અત્રે એ બાબત યાદ રાખવી જોઇયે કે ખુદાનુ સુરજ ચંદ્ર વગેરેનુ કસમ ખાવું એક ઉંડા ભેદ ધરાવે છે પણ ઇસલામના ઘણા ખરા વીરોધીઓ તે બાબે નાવાકેફ હોવાથી તરેહવાર ટીકા કરતા રહે છે કે ખુદાને કસમ ખાવાની શી જરૂર પડી અને તેણે પોતાની મખલુકની કસમો શા માટે ખાધી પણ તેઓની સમજશકતી ઝમીની હોય છે ન કે આસમાની તેથી તેમાં સમાયલો ખરો ભેદ સમજવાને તેઓ અશકત છે. માટે જાણવું જોઇએ કે કસમ ખાવાની અસલ નેમ એ હોય છે કે કસમ ખાનાર પોતાના દાવા માટે શાક્ષી રજુ કરવા ચાહે છે કારણ કે જે દાવાનો કોઈ શાક્ષી નથી હોતો ત્યારે શાક્ષીની બદલે તે ખુદાની કસમ ખાય છે કારણ કે ખુદા ગએબનો જાણનારો છે અને દરેક બાબતમાં તેજ પેહલો અને ખરો શાક્ષી હોય છે ગોયા તે ખુદાની શાક્ષી એવી રીતે રજુ કરે છે કે અગર તેના એ મુજબ કસમ ખાવા છતાં ખુદાએતઆલા તેના ઉપર કોઈ અઝાબ ન મોકલતાં ખામુશ રહયો તો સાબીત થયું કે તેનો બયાન ખરો હોવાથી ખુદાએતઆલાએ શાક્ષીની તરેહ તે પર મોહર કરી તેથીજ તેની મખલુકને મના ફરમાવવામાં આવી છે કે તે તેની બીજી કોઇ બી મખલુકની કસમ ન ખાય કારણકે તેની પેદા કરેલી કોઇબી મખલુક

ગએબ જાણુવા યા ખોટા કસમ ખાનારને સઝા કરવા અ-
શકત હોય છે. પણ ખુદાની કસમોનો ભાવાર્થ મખલુકની
કસમો જેવો નથી હોતો. ખુદાઈ કાનુનથી જાહેર છે કે
તેના બે તરેહના કારયો હોય છે એક ખુલ્લા કાર્યો તથા
બીજાં અનુમાનવાલાં કાર્યો. ખુલ્લાં કારયો દરેક શખસ આ-
સાનીથી સમજી શકે છે જેમાં કશો મતફેર હોતો નથી
જ્યારે બીજા કાર્યો વીષે લોકો ભુલાવામાં પડે છે તેથી
તેઓમાં તે વીષે ઘણો મતફેર હોય છે તેથી ખુદાએતઆ-
લાએ એ ચાહયું કે તે ખુલ્લાં કારયોની શાક્ષીથી અનુ-
માનવાલા કારયો લોકોની નઝરમાં સાબીત કરે. આ ઉપ-
રથી જણાશે કે સુરજ ચંદ્ર રાત દીવસ આસમાન ઝમીન
વગેરે ખુલ્લા કારયોમાં તે સરવે ગુણો જાહેર છે જેનો
ઝીકર અમો કરી ચુકા છેયે પણ તેજ કીસમના ગુણો ઈ-
નસાનના નફસમાં મોજુદ હોવા છતાં તે અનુમાનવાલા કાર્યો
હોવાથી દરેક શખસ તે વીષે માહીતગાર નથી હોતો તેથી
ખુદા પોતાના એવા અનુમાનવાલા કાર્યોના ગુણોની હકીકત
જાહેર કરવા પોતાના ખુલ્લા કાર્યોને શાક્ષી તરીકે રજુ કરે
છે ગોયા ફરમાવે છે કે અગર તમોને ઈનસાનના નફસમાં
આ ઉતમ ગુણો સમાયલા હોવાનો શક હોય તો સુરજ
ચંદ્ર વગેરે પર ગોર કરો કે જેમાં એ ગુણો ખુલ્લી રીતે
મોજુદ છે. ઇનસાન એક નાહના પ્રકારની આલમ છે જેના
નફસમાં તમામ આલમોનો ચીતાર નાહના પ્રમાણમાં સ-

માવવામાં આવ્યો છે. એ તો જાહેર છે કે ખુદાના મોટા મોટા ખુદ્દા કાર્યોમાં ભારે શકતી ધરાવનારા ગુણોનો સમાવેશ હોય છે કે જેથી મખલુકને સદા ફાયદો પોહચતો રહે છે તો ઇનસાન જે સરવે કરતાં મોટો દરજ્જો ધરાવે છે અને અશરફુલ મખલુકાત છે તે કેવી રીતે એ ગુણોથી ખાલી તથા બેનસીબ હોઈ શકે. નહી બલકે એનામાં બી સુરજની માફક એક રોશની હોય છે જે ઇલમ તથા અક્લમંદીની રોશની છે તેના પ્રતાપે તે તમામ દુન્યાને પ્રકાશીત કરી શકે છે. અને ચંદ્રની માફક તે મહા પ્રતાપી જે તમામ રોશનીઓનો મુળ હોય છે તેની તરફથી સાચા સ્વપના તથા જાગૃત હાલતોવાલા કશફ તથા ઇલહામ તથા વહી મારફતે નુર પામી બીજાઓ જેઓ ઇનસાની શ્રેષ્ટાઇ હજી સુધી હાંસલ કરી ન હોય તેઓને તે નુર પોંહચાડે છે ત્યારે શું એ તેઓની જહાલત નથી કે જેઓ નબુવત (પેગમ્બરી)ને એક બાતીલ ચીજ ઠડાવે છે તથા ખુદા તરફના સંદેશા તથા તેની શરીઅતો તથા કીતાબોને ઇનસાને પોતાના સ્વાર્થ અર્થે રચેલા કાવત્રાં કહે છે? તમો એ બી જુઓ છો કે કેવી રીતે દીવસ રોશન થતાંજ તમામ રાહો પ્રકાશીત થઈ જાય છે અને જે કાંઇ ઉધુ ચતું હોય છે તે ખુલ્લું થઈ જાય છે તેવીજ રીતે એક સંપુરણ શ્રેષ્ટ ઇનસાન રૂહાની રોશની ધરાવનારો દીવસ હોય છે જેના જાહેર થઈ જવાથી હરેક રાહ રોશન થઈ જાય છે. તે જે

ખરૂં યા ખોટું હોય છે તે ઉઘાડું પાડી હક રાહની રાહ-નુમાઈ કરે છે કારણકે એ રાસ્તી તથા સત્યતાનો ભંડાર ધરાવ-નાર રોશન દીવસ હોય છે. એજ પ્રમાણે તમો એ બી. જુઓ છો કે રાત્રી કેવી રીતે થાકેલા તથા કંટાલેલાને આ-રામ આપે છે. આખો દાહડો મહેનત કરનાર કામદારને માટે તે કેવી આવકારદાયક હોય છે કે જ્યારે તે પોતાની થાક ઉતારવા આરામથી સુએ છે. વલી રાત્રી દરેકના કાર્યો પર પરદો ઢાંકવાનું કામ બી બજાવે છે. તેવીજ રીતે ખુ-દાનો સંપુરણ બંદો દુન્યાને આરામ આપવા માટે આવે છે તે ખુદા તરફથી વહી તથા ઇલહામ પામી તમામ અ-કલમંદો માટે આશીરવાદ સમાન થઈ પડે છે જેના પ્રતાપે મોટી મોટી શોધખોળો સંબંધીના ગુંચવાડા આસાનીથી ખુલ્લા થઈ જાય છે. વલી ખુદાની વહીથી ઇનસાની અકલ-મંદીમાં જે કોતાઈ હોય છે તે ઢંકાઈ જાય છે જેથી તે પોતાનુ કમઝોરપણું દુન્યામાં ઝાહેર થવા નથી દેતો કારણકે એક દાનેશમંદ વહીની રોશની પામી પોતાની ભુલો બા-તેનમાંજ સુધારી શકે છે અને ખુદાના પાક ઇલહામના પ્રતાપે પોતાની એબો દુન્યાની નઝરથી ઢાંકી શકે છે. એજ સબબ છે કે ઇસલામી વીધવાનો અફલાતુન Plato નામના ગ્રીક ફીલોસોફર મુજબ મુરતી જેવી ચીજ ઉપર મરઘોની કુરબાનીની માનતા કદી ચહડાવી નથી કારણકે અફલાતુન ઇસલામની રોશનીથી બેનસીબ હતો તેથી તે ફીલોસોફર

કહેવાતો હોવા છતાં તેનાથી એવું બેવકુફી તથા નામોશી ભરેલું કાર્ય થવા પામ્યું જ્યારે ઇસલામી વીદ્વાનો એવા નાપાક તથા બેવકુફી ભરેલા કાર્યના ભોગ ન થયા કારણ કે તેઓ આપણા મહાન પેગમ્બર સાહેબ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજોની પેરવીના પ્રતાપે ખુદા તરફનો ખરો જ્ઞાન પામ્યા હતા. આ ઉપરથી સાબીત થાય છે કે ખુદાઈ ઈલહામ રાતની માફક અકલમંદોની ભુલો ઉપર પરદો ઢાંકે છે. બીજું એ બી જાહેર છે કે ખુદાનો સંપુરણ બંદો આસમાનની માફક હરેક થાકેલાને પોતાના સાયા હેઠલ લઈ લે છે ખાસ કરીને પેગમ્બરો તથા ઇલહામ પાનારાઓ સામાન્ય રીતે લોકો માટે આસમાન મુજબ આશીરવાદ વરસાવનારા થઈ પડે છે તેવીજ રીતે તેઓમાં ઝમીની ખાસ્યતો બી હોય છે તેઓના પાક નફ્સમાં તરેહતરેહના ઉંચા જ્ઞાનોના દરખતો ઉગી નીકલે છે જેના સાયા તથા ફલ તથા ફુલોથી લોકો લાભ પામતા રહે છે. એ મુજબ ખુદાની કુદરતના જાહેરી કાનુનો જે આપણે સદા ખુલ્લી રીતે નીહાળીએ છીએ તે તેના છુપા કાનુનોના શાક્ષી છે જેની સાબેતીઓને ખુદાએતઆલાએ ઉપલી આયતોમાં કસમો રૂપે રજુ કરયાં છે. જુઓ એ કેવા દાનાઈથી પુર કલામો છે જે કોરાને શરીફમાં મલી આવે છે! એ તેના મુખમાંથી નીકલ્યા છે જે એક વગર ભણેલો તથા બીઆબાનનો રહેવાસી હતો. અગર એ ક-

લામો ખુદા તરફના ન હતે તો તમામ દુન્યાદારી અકલ-મંદો તથા કેળવણીમાં પ્રવીણ હોવાનો ફાંકો રાખનારા એની ઊંડી મારેફત સમજવા એવી રીતે અશક્ત થઇ પડી તે પર ટીકા ન કરતે. એ ઇનસાનનો ધારો છે કે જ્યારે તે એક બાબત કોઈબી રીતે સમજી શકતો નથી ત્યારે તે બાબત ભીતરમાં ગમે તેવી દાનાઇથી પુર હોવા છતાં તેની વીરૂધ ટીકા કરે છે. પણ તેના તે ટીકા સાંભી એક શાહેદી થઈ પડે છે કે તેમાં સમાયલી ઊંડી મારેફત દુન્યાદાર અકલમંદો સમજી શકે તે કરતાં એક બુલંદતર બાબત હતી એજ કારણસર કોરાને શરીફના કસમો બાબે અકલ-મંદીનો ફાંકો રાખનારા તેની વીરૂધ ટીકા કરી પોતાની અકલમંદી દેખાડી આપી ! પણ હવે જ્યારે એનો ભેદ ખુલ્લો થવા પામ્યો છે તો દાનેશમંદ લોકો એની વીરૂધ ટીકા ન કરશે બલકે એનો ખરો ભાવાર્થ સમજી એક કીસમની લીઝત હાંસલ કરશે.

કોરાને શરીફ એક બીજી જગોએ વહી તથા ઈલ-હામ બાબે જે શરૂઆતથી ખુદાનો જારી રાખેલો કાનુન છે તેની અગત્યતા દરશાવવા જાહેરી કુદરતી કાનુનને શાક્ષી તરીકે રજુ કરી ફરી એજ કીસમના કસમો રૂપે ફરમાવે છે વસ સમાએ ઝાતિર રજએ. વલ અરઝે ઝાતિસ સદએ. ઇન્નાહૂ લ કવલુન ફેસલુંવ વમા હોવા બિલ

હુઝલ (૮૬ : ૧૧-૧૪) એટલે "તે આસમાનની કસમ છે જયાંથી વરસાદ વરસે છે તથા તે ઝમીનની કસમ છે જે ફાટી જઇ વરસાદથી તર થઇ વનસ્પતી તથા લીલોતરી બાહેર કાડડે છે કે બેશક કુરાન ખુદાનો કલામ છે અને તે હક તથા બાતીલનો ફેંસલો કરનાર છે અને તે નકામો અથવા બેહુદો નથી." એટલે તે કવખતે અને વગર જરૂરતે નથી આવ્યો પણ મોસમના વરસાદ મુજબ બરાબર ટાંકણેસર આવ્યો છે. અતરે ખુદાએતઆલા પોતાનો એક જાહેરી કુદરતી કાનુનને કસમ રૂપે રજુ કરી તેની રૂએ કોરાને શરીફની વહીની સત્યતા સાબીત કરે છે. આપણે ખુદાનો એ કુદરતી કાનુન હંમેશાં જોતા રહીએ છીએ કે કે તે જરૂરત ટાંકણે આસમાન પરથી વરસાદ વરસાવે છે અને એજ આસમાની પાણી ઉપર ઝમીનની વનસ્પતી તથા લીલોતરીનો સર્વે આધાર લટકેલો હોય છે. અગર એ આસમાની પાણી બંધ થઈ જાય તો રફતે રફતે કુવાઓ બી સુકાઈ જાય છે. એ મુજબ ઝમીની પાણીની હસ્તી આસમાની પાણીને આભારી છે અને એજ કારણસર જ્યારે બી આસમાની પાણીની પધરામણી થાય છે ત્યારે કુવાઓને ઝમીની પાણી બી ઉપર ચહડી આવે છે. એનું શું કારણ? એનુ એજ કારણ છે કે આસમાની પાણી ઝમીની પાણીને ઉપર ખેંચે છે. એવોજ સંબંધ ખુદાની વહી તથા ઇનસાનની અકલ સાથે છે. ખુદાની વહી આપણા ઇલહામ

આસમાની પાણી છે જ્યારે ઇનસાની અકલ ઝમીની પાણી છે જે આસમાની પાણીના પ્રતાપે તેઝ થઈ ખરી પાકી ઝગી તથા રૂહાન્યત હાંસલ કરે છે અગર એ આસમાની પાણી એટલે વહી અથવા ઇલહામ બંધ થઇ જાય તો ઝમીની પાણી એટલે ઇનસાની અકલ મંદ થઇ જઇ ખરી પાકીઝગી તથા રૂહાન્યત ખોહી બેસે છે. શું એ સત્યતા પુરવાર કરવા માટે એ સાબેતી પુરતી નથી કે જ્યારે લાં-બો ઝમાનો ગુજરી જાય છે અને ખુદા તરફથી ઇલહામ પામેલો કોઈ શખસ ઝમીનપર જાહેર નથી થતો તો અક-લમંદોની અકલની પાકીઝગી તથા રૂહાન્યત જતી રહેવાથી તે ખરાબ તથા ગંદી થઇ જાય છે એટલે એ ઝમીની પાણી મુજબ સુકાઇને સડી જાય છે.

આ બાબત ખુલ્લી રીતે સમજવા માટે એક નઝર તે ઝમાનાપર નાખવી પુરતી થશે કે જ્યારે આપણા મહાન પેગમ્બર સાહેબ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો પધાર્યા હતા તે આગમજ તમામ દુન્યાની હાલ-તનો શો રંગ હતો. કારણકે Jesus Christ તે હઝરત ઇસા (અ)ના ઝમાનાને ૬૦૦ વરસ ગુજરી ચુકા હતા અને તે લાંબા અરસા દરમ્યાન ખુદા તરફનો ઇલહામ પામનાર કોઇ શખસ જાહેર થયો ન હતો તેથી તમામ દુન્યા પો-તાની હાલત બગાડી બેઠી હતી. દરેક મુલકની તવારીખ

શાહેદ છે કે ઇસલામના પેગમ્બર જ્યારે જાહેર થયા હતા તે વખતે તથા તે આગમજ દુન્યા બહુ ભુંડા ખ્યાલોમાં વીટલાયલી હતી. એનું શું કારણ હતું? એનું એજ કારણ હતું કે ઇલહામોનો સીલસીલો લાંબી મુદત સુધી બંધ થઇ ગયો હતો આસમાની (દીની) સલતનત ઇલહામની બદલે માત્ર અકલની રૂએ ચાલતી હતી જે નાકેસ અકલના લીધે શું શું ખરાબીઓ ઉત્પન થઈ ગઈ તે જગજાહેર છે. જુઓ ઇલહામનો આસમાની પાણી લાંબી મુદત સુધી બંધ થઇ ગયો તો અકલનો ઝમીની પાણી કેવી રીતે સુકાઈ ગયો! આ મુજબ ખુદાએતઆલા એ કસમોની રૂએ પોતાનો એ કુદરતી કાનુન જાહેર કરે છે અને ફરમાવે છે કે તમો વીચારી જુઓ કે શું ખુદાનો એ હંમેશાનો કુદરતી કાનુન નથી કે ઝમીનની તમામ લીલોતરી તથા વનસપતીનો આધાર આસમાની પાણી ઉપર હોય છે તે મુજબ એનો છુપો કુદરતી કાનુન ઇલહામનો સીલસીલો છે જેની સાબેતી માટે ઉપલો ખુલ્લો કુદરતી કાનુન શાક્ષી છે. માટે એ સાક્ષીથી ફાયદો હાંસલ કરો અને માત્ર અકલનેજ પોતાનો રાહબર ન બનાવો કારણકે તે (અકલના) પાણીની હસ્તી એવી નથી કે જે (ઇલહામના) આસમાની પાણી વગર ટકી શકે. જેવી રીતે આસમાની પાણીમાં એ ખસુસ્યત હોય છે કે તેનુ પાણી કોઇ કુવામાં પડે યા ન પડે છતાં ઝમીન પર એવી અસર થાય છે કે

જેથી તમામ કુવાઓના પાણી ઉપર ચડવા માંડે છે. તેવીજ રીતે જ્યારે ખુદા તરફથી ઈલહામ પામનાર કોઇ શખસ દુન્યામાં જાહેર થાય છે તો કોઇ અકલમંદ તેની પેરવી કરે યા ન કરે પણ તે ઈલહામ પામનારના ઝમાનામાં સામાન્ય રીતે બધાઓની અકલ એવી તેઝ તથા રોશન થાય છે કે જેવી તેઓમાં એ આગમજ નથી હોતી. લોકો ખામુખા સત્યની તપાસ કરવા પાછલ મંડે છે અને કુદરતી રીતે તેઓના દીલોમાં એક કીસમનો જોશ તથા ઉલટ ઉત્પન થાય છે એ મુજબ સામાન્ય રીતે અકલની તરક્કી તથા દીલમાં કુદરતી જોશ ઉત્પન થવું ખુદા તરફથી ઈલહામ પામનાર શખસની પધરામણી જાહેર કરે છે અને એ સર્વે ચીન્હો તેના મુબારક પગલાને આભારી હોય છે. અને એ રીતે તે ઝમીની પાણીને ઉપર ચહડાવે છે માટે જ્યારે તમો બધાઓને સામાન્ય રીતે મઝહબી જુસ્તેજો પાછળ વળગેલા જુઓ અને ઝમીની પાણી (અકલ) માં કોઈ તરક્કી થઇ છે તો તેનો લાભ લેવા તમો ઉઠો અને ખબરદાર બનો અને નક્કી સમજો કે આસમાન પરથી ધોધમાર વરસાદ ઝમીન પર પડયો છે અને ખુદાઇ ઇલહામી વરસાદથી કોઇનો દીલ ફલફુપ બન્યો છે.

---

# પાંચમો સવાલ.

## ઇલમ તથા ખુદાની મઅરેફતના સાધનો શા છે?

એ સવાલના જવાબમાં જાણવું કે કોરાને શરીફે એ બાબે એટલી તો બોહલી રીતે વર્ણન ફરમાવ્યું છે કે જેનો ઝીકર કરવાનો અત્રે મુદલ સમયજ નથી. તેથી જેમ બને તેમ ટુંકામાં કાંઇક નમુના તરીકે બયાન કરૂં છું

કોરાને શરીફે ઇલમના ત્રણ પ્રકારના દરજ્જા ઠેરવ્યા છે જેમકે ઇલમુલ એકીન, અયનુલ એકીન, તથા હકકુલ એકીન. હું એ આગમજ કોરાને શરીફના સુરે તકાસુરની તફસીરમાં એ વીષે ઝીકર કરી બયાન કરી ચુકો છું કે ઇલમુલ એકીન તે છે કે જેથી કોઇ ચીજ વીષેનો ઇલમ આપણે સીધી રીતે નહી પણ આડકત્રી રીતે અનુમાનની રૂએ હાંસલ કરી શકયે છીએ જેમકે જયાંથી ધુમાડો નીકલતો હોય ત્યાં આગની હસ્તી હોવાનુ અટકલયે છીએ જો કે આપણે આપણી નઝરથી આગ જોઇ નથી પણ માત્ર ધુમાડોજ જોઇને આગની હસ્તી વીષે એકીન કરયું તો એ ઇલમનુ નામ ઇલમુલ એકીન છે પણ અગર આપણે આગને નઝરે જોઇ લઇએ તો કોરાને શરીફના સુરે તકાસુર મુજબ તે બીજા પ્રકારના ઇલમનુ નામ અયનુલ એકીન

છે. અને અગર આપણે તે આગમાં દાખલજ થઈ જઈએ તો એ ત્રીજા પ્રકારના ઇલમનુ નામ મઝકુર સુરાએ હક્કુલ એકીન રાખ્યું છે ( એ સુરાનુ વીગતવાર વર્ણન થઈ ચુકુ છે તે માટે જુઓ પાને ૧૬૦ ) પહેલા પ્રકારનો ઇલમ જે ઇલ્મુલ એકીન છે તેની ઉત્પતીનુ સાધન અકલ તથા બાતમી છે. ખુદાએતઆલા દોઝખીઓ વીષે ફરમાવે છે કે વકાલુ લવ કુન્ના નસ્મએ અવ નઅકેલો મા કુન્ના ફી અસહાબિસ સઈર ( ૬૭ : ૧૦ ) એટલે " તે દોઝખીઓ કહેશે કે અગર અમો દાના તથા સત્ય ચાહનારા લોકોના લખાણો યા વાતચીતો પર લક્ષ આપતે અને મઝહબ તથા તેની માન્યતાની વાજબી કસોટી કરતે તો આજે અમો દોઝખમાં ન નખાતે " એ આયતના ભાવાર્થને મલતી બીજી એક આયતમા ખુદાએતઆલા ફરમાવે છે લા યોકલ્લેફુલ્લાહો નફસન ઇલ્લા વુસ્અહા. ( ૨ : ૨૮૬ ) એટલે " ખુદાએતઆલા ઇનસાનના નફસને તેની સમજશકતી ઉપરાંતની કોઇ વાત કબુલવાની ફરજ પાડતો નથી" આ આયતથી સાબીત થાય છે કે ખુદા પોતાના પ્રતીનીધીઓ મારફતે જે માન્યતા કબુલ કરાવા માટે રજુ કરે છે તે ઇનસાનની સમજશકતી ઉપરાંતની નથી હોતી અને તે ન ખમી શકાય એવી કોઈ તકલીફ નથી આપતો. આ આયતોથી સાબીત થાય છે કે ઇનસાન કાનોથી સાંભળીને બી ઇલમુલ એકીન હાંસલ કરી શકે છે. દાખલા તરીકે

આપણે લંડન જોયું નથી માત્ર જેઓએ તે જોયું છે તે-ઓથી એ શહેરની હસ્તી વીષે સાંભલ્યું છે. પણ શું આપણને એવો શક ઉપજી શકે કે વખતે એ સરવે લોકો જુઠું કહેતા હશે ? અથવા એક બીજો દાખલો લેઓ કે આપણે ઓરંગઝીબની પાદશાહતનો ઝમાનો જોયો નથી તેમ કદી આપણે તેને દીઠો બી નથી છતાં શું એમાં કશોએ શક છે કે તે મોગલવંશના પાદશાહો માંહેલો એક પાદશાહ હતો ? જ્યારે એ બીના ખરી છે તો એવા એકીનનુ કારણ શું ? તેનો જવાબ એજ છે કે એક ચીજની હસ્તીનુ વરણન એક સરખી રીતે ચાલુ સાંભળતાં આવ્યાથી તે વીષેની આપણી ખાત્રી ઈલમુલ એકીનને દરજ્જે પોંહચી ગઈ. પેગમ્બરોની કીતાબો અગર વંસપરમપરાથી એક સરખી રીતે ઉતરી આવી હોય અને તેમાં કશી વધઘટ ન થઈ હોય તો તે બી એક ઇલમનુ સાધન છે. પણ અગર કોઇ કીતાબ આસમાની કહેવાતી હોય અને તેની ૫૦-૬૦ નકલો થઈ હોય જેમાંથી કેટલીક એક બીજાથી ઉલટી હોય અને અગર કોઈ પક્ષ એમ માને બી કે એમાંની માત્ર બે ચાર નકલો ખરી છે અને બાકીની ખોટી બનાવટ છે પણ એક સત્ય ચાહનાર તેની સચાઇની પાકી ખાત્રી વીના તે પર ઈતબાર રાખી શકેજ નહી જેનુ પરીણામ એજ થશે કે તે સરવે નકલોને એક બીજાથી ઉલટી હોવાના સબબે રદબાતલ ઠેડવવામાં આવશે અને એ હરગીઝ વાજબી ન

લેખાય કે એવા એક બીજાથી ઉલટા બયાનોને કોઇ ઇલમનુ સાધન ઠેડવવામાં આવે. કારણુ કે ઇલમ તે છે કે જેથી એકીની મારેફત હાંસલ થાય પણુ જ્યાં એક બીજાથી ઉલટી બાબત હોય ત્યાં એકીની મારેફતનો સંભવ સદંતર અશકયછે.

અત્રે યાદ રાખવું જોઇએ કે કોરાને શરીફની સત્યતા વંસપરંપરાથી ઉતરી આવતી હકીકત પરજ લટકેલી નથી બલકે એમાં ઇનસાનને સમજાવવા માટે ભારે વીદ્વતા ભરેલી દલીલો બી આપવામાં આવી છે અને એના અકાયદો નીયમો ફરમાનોમાં કોઇબી બાબત એવી નથી કે જે ફરઝયાત માનવી પડે તેથીજ કોરાને શરીફમાં ફરમાવવામાં આવ્યું છે કે એ સરવે નીયમો વગેરે ઇનસાનને કુદરતી રીતે બંધબેસતાં આવે છે અને તેની યાદ માટેજ કોરાને શરીફનુ નામ ઝીકર રાખવામાં આવ્યું છે જેમકે તે ફરમાવે છે હાઝા ઝિકરૂમ મુબારકુન (૨૧ : ૫૧) એટલે આ મુબારક કીતાબમાં કોઈ નવી ચીઝ નથી બલકે ઇનસાનના સ્વભાવ તથા કુદરતી કાનુનને બંધબેસ્તી બાબતોનુ ઝીકર છે. ફરી તે ફરમાવે છે લા ઇકરાહ ફિદ દીન (૨ : ૨૫૭) એટલે "એ (ઈસલામ) મઝહબમાં કોઇબી બાબતની ઝબરદસ્તી નથી" કે જે ઇનસાનને ફરઝયાત માનવી પડે બલકે એ દરેક બાબત માટે દલીલો રજુ કરે છે એટલુંજ નહી પણુ કોરાને શરીફ દીલોને રોશન કરવા માટે રૂહાની

આસ્સલ ધરાવે છે જેમકે તે ફરમાવે છે શેફાઉન લેમા ફિસ્સોદૂરે (૧૦ : ૫૮) એટલે "કોરાને શરીફ પોતાની ખાસીયતના પ્રતાપે તમામ રૂહાની બીમારીઓને દુર કરે છે" એટલા માટે એ કીતાબની સત્યતાનો આધાર વંશપરમપરાથી ઉતરી આવેલી બાબતો ઉપર નહી બલકે તે પોતેજ પોતાની સત્યતા પુરવાર કરનારી ઉતમ સાબેતીઓ પુરી પાડે છે જેમાં ચમકતું નુર સમાયલું હોય છે. તેવીજ રીતે તેમાં તેને અનુસરતા ઉતમ અકલી દાખલા દલીલો હોવાથી તે ઇનસાનને વગર શકે ઇલ્મુલ એકીન સુધી પોંહચાડે છે. જેમકે ખુદાએતઆલા નીચલી આયતોમાં ફરમાવે છે ઇન્ન ફી ખલ્કિસ સમાવાતે વલ અરઝે વખ તેલાફિલ લાયલે વન નહારે લઆયાતિલ લેઓલિલ અલબાબિલ લઝીના યઝકોરૂનલ્લાહા કેયામવ વકોઉદંવ વઅલા જોનૂબેહિમ વ યતફક્કરૂના ફી ખલ્કિસ સમાવાતે વલ અરઝે રબ્બના મા ખલકત હાઝા બાતેલન, સુબહાનકા ફકેના અઝાબન નાર (૩ : ૧૮૭-૧૮૮) એટલે "જ્યારે દાનેશમંદ અને અકલમંદ ઇનસાનો ઝમીની તથા આસમાની ખલકતની રચના પર ગોર કરે છે અને રાત તથા દીનના ફેરફારોની ઉત્પતીના કારણો ઊંડી નજરથી તપાસે છે તો તેઓને ખુદાની હસ્તીની ખુલી દલીલો મલી આવે છે જેથી તેઓ વધુ જ્ઞાન હાંસલ કરવા ખુદાથી મદદ ચાહે છે અને તેને તેઓ ઉઠતાં બેસતાં લેટતાં યાદ

કરતા રહે છે જેથી તેઓની સમજશકતી તેજસ્વી થાય છે જેના પ્રતાપથી તેઓ ઝમીની તથા આસમાની ખલકતની ઉતમ કારીગીરી પર બારીકીથી ધ્યાન આપતાં બેએખત્યાર બોલી ઉઠે છે કે આ સૃષ્ટીની આવી સંપુરણ તથા ઉતમ રચના હરગીઝ ફોકટ અથવા કારણ વીના નથી. બલકે તે તેના ઉત્પન કરનારનો ઝળકાટ ભરયો ચેહરો દેખાડી રહી છે. એવી રીતે તેઓ ખુદાની ખરી મારેફત હાંસલ કરી એ મુનાજાત કરે છે કે યા ઇલાહી સરવે તારીફ તારેજ માટે છે. તું એથી પાક છે કે કોઈ તારી હસ્તીનો ઇનકાર કરી તને ન છાજતા વીશેષણો લગાડે તું અમને દોઝખની આગથી બચાવ કારણ તારો ઈનકાર કરવું તે દોઝખ જ છે. અને ખરૂં સુખ તથા આરામ તારામાં અને તને ઓલખવામાંજ છે. જે શખસ તને ખરી રીતે ઓલખી ન શકયો તે ખરેખર એજ દુન્યામાં આગમાં છે.

એવીજ રીતે ઇલમનું એક બીજું સાધન કોનશેંસ Conscience અથવા અંતકરણની સુચના છે જેને ખુદાની કીતાબમાં ઈનસાની ફીતરતનુ નામ આપવામાં આવ્યું છે જેમકે ખુદાએતઆલા ફરમાવે છે ફિતરતલ્લ લાહિલ્લતી ફતરન્નાસા અલયહા ( ૩૦ : ૨૯ ) એટલે ઉત્પન કરવામાં આવેલા તમામ ઇનસાનોની ફીતરતમાં ખુદાઈ ફીતરતનો છાપ છે ” ઈનસાનની ફીતરતમાંજ એ છાપ હોવાના લીધે

તે સર્વ શક્તીમાન ખુદાને ભાગ્યા વગરનો, તમામ ખલ-કતનો ઉત્પન કરનારો તથા મરવા અને જનમવાની બા-બતોથી પાક સમજે છે. એ મુજબ ઈનસાની ફીતરતને અમો ઈલ્મુલ એકીનનો મરતબો એ કારણસર આપ્યે છીએ કે એમાં જો કે ખુલ્લી રીતે એક અનુમાન ઉપરથી બીજા પર જવાતું નથી જેવી રીતે ધુમાડા ઉપરથી આગનું અનુ-માન ખુલ્લી રીતે કરી શકયે છીએ છતાં બારીકીથી તપા-સતાં એ તેવા અનુમાનથી ખાલી નથી. ખુદાએતઆલાએ દરેક ચીજમાં એક ગુપત ખાસ્યત રાખી છે જે શબ્દોથી વરણવી નથી શકાતી પણ તે ચીજ પર નઝર નાખવાથી તથા તેનો ખયાલ કરવાથી તેની ગુપત ખાસ્યત તરત ધ્યા-નમાં આવી જાય છે. દાખલા તરીકે આપણે ખુદાએતઆ-લાની ઝાત વીષે ધ્યાન કરયે કે તે કેવો હોવો જોઇએ. શું તે સ્રીના પેટે જનમ પામે દુન્યામાં દુખો ભોગવે અને મરણ પામે? તો તરત એવા ખ્યાલથી આપણો દીલ કમ-કમે અને કુદરતી આપણી ફીતરત ધ્રુજે અને એવો જોશ દેખાડે કે એ ખ્યાલને વખોડી કાહડી એ કહી ઉઠે કે તે ખુદા જેની શકતીઓ ઉપર સર્વે ઉમેદોનો આધાર હોય તે સંપુરણ તથા તમામ ખામીઓથી પાક તથા અપાર શકતી ધરાવનારો હોવો જોઇએ ખુદાના ખ્યાલ સાથેજ તેની એકતાઇનો ખ્યાલ બી સાથેજ જોડાયલો હોવો જોઇએ જેવી રીતે ધુમાડા સાથે આગનો ખ્યાલ જોડાયલો રહે છે. બલકે

તે કરતાં બી ઉતમ રીતે. તેથીજ જે જ્ઞાન આપણને કોનશેંસ અથવા અંતકરણની સુચનાની રૂએ હાંસલ થાય છે તે ઈલ્મુલ એકીનના મરતબામાં દાખલ છે પણ એ ઉપરાંત એક બીજો મરતબો છે જે અયનુલ એકીન કહેવાય છે જેથી મુરાદ એ છે કે કોઈ ચીજ વીષેનો જ્ઞાન આડકત્રી રીતે નહી પણ સીધી રીતે હાંસલ થાય. દાખલા તરીકે આપણે સુંઘવાની શકતીનો રૂએ ખુશબો યા બદબોની હકીકત જાણી શકયે છીએ તેવીજ રીતે ચાખવાની શકતીની રૂએ મીઠાસ યા કડવાસ વીસે જાણી શકયે છીએ તેમજ હાથ ફેરવવાની શકતીની રૂએ ગરમ યા ઠંડુ ઓલખી શકયે છીએ. એ તમામ બાબતોનુ જ્ઞાન અયનુલ એકીન માં દાખલ છે. પણ હવે પછીની ઝીંદગી વીષેનુ આપણું જ્ઞાન અયનુલ એકીનના દરજજે ત્યારેજ પોંહચે કે જ્યારે આપણે ખુદા તરફથી આડકત્રી રીતે નહી પણ સીધી રીતે ઇલહામ હાંસલ કરી શકયે જેમકે ખુદાનો અવાઝ આપણા કાનોથી સાંભલ્યે. એની તરફના કશફના સાફ તથા ખુલા દેખાવો આપણી નઝરે જાગરૂત હાલતમાં નીહાલ્યે. બેશક આપણને ખુદા વીસેનુ સંપુરણ જ્ઞાન હાંસલ કરવા ખુદા તરફના એવા સીધા ઈલહામની જરૂરત છે. અને એવી સંપુરણ મારેફત માટે આપણા દીલમાં ભુખ તથા તરસ બી હોય છે. અગર ખુદાએતઆલાએ આપણા માટે એવી મારેફત હાંસલ કરવાના સાધનો તૈયાર ન રાખ્યા હતે તો તે શા

માટે આપણા દીલમાં તે બાબેની ભુખ તથા તરસ મુકતે? શું આપણે આ ઝીંદગીમાં કે જે ઉપરજ આપણી આખેરતનો સરવે આધાર છે એટલીજ વાત પર સંતોષી બની બેસી શકયે કે તે અપાર કુદરત ધરાવનાર, ખરા, સંપુરણ અને હયાત ખુદાને માત્ર કાહણી કીસ્સા રૂપે માની લઈએ? અથવા માત્ર ઇનસાની અકલી અટકલો જે હમણાં સુધી અપુર્ણ તથા ભુલને પાત્ર કબુલાય છે તે ઉપરજ ભરોસો રાખી બેસી શકયે? શું ખુદાના ખરા પ્યારા તથા સાચા સેવકો ખરા અંતકરણથી એ નથી ઈચ્છતા કે તેઓ તે માહબુબના કલામની લીઝત હાંસલ કરે? શું જેઓએ ખુદાની ખાતર પોતાની તમામ દુન્યાદારી ખાહેશો દીલોજાનથી ત્યાગ કરી દીધી તેઓ માત્ર આટલી વાતથી સંતોષી બની શકશે કે તેઓ માત્ર ઝાંખી રોશનીમાં ઉભા રહી ગુજરી જાય અને તે સત્યતાના સુરજનો ઝલકાટ ભરયો ચેહરો કદી જોવા ન પામે? શું એ ખરૂં નથી કે તે હયાત ખુદાનુ એ કહેવું કે હું મોજુદ છું તેની હસ્તી વીષે એવો ઉતમ જ્ઞાન બક્ષે છે કે જેની સાંબે દુન્યાના તમામ ફીલસુફોના ઉપજાવી કાહડેલા મનના તરંગો કોઈ ચીજ નથી. બલકે એઓના વીચારોની તમામ મોટી મોટી કીતાબો એક તરફ મુકી બીજી તરફ ખુદાનો કલામ હું મોજુદ છું તે સાથે સરખાવવામાં આવે તો એની સાંબે તે તમામ કીતાબો તુચ્છ છે. જેઓ ફીલસુફો કહેવાયા છતાં પોતેજ

આંધળા રહ્યા તેઓ આપણને શું શીખવી શકશે ?'

ટુંકમાં અગર ખુદાએતઆલાએ સત્યના શોધકોને પોતાની સંપુરણ ઓળખ બક્ષવાનો નીશચય કરયો છે તો ખચીત તેણે તેઓ સાથે વાતચીત કરવાનો તરીકો બી ખુલ્લો રાખ્યો છે જે વીષે તે મહા પ્રતાપી પરવરદીગારે કોરાને શરીફમાં આપણને એ દુઆ માંગવાની તાલીમ શીખવી છે કે **એહેદેનસ સેરાતલ મુસ્તકીમ સેરાતલ લઝીના અન અમતા અલયહીમ.** એટલે "એ ખુદા તું અમોને તે ઈસ્તકામત (દ્રઢતા)ની રાહ દેખાડ જે તે લોકોની રાહ છે જેનાપર તારા ઈનામોની નવાજેશ થઈ" અત્રે ઇનામથી મુરાદ આસમાની જ્ઞાનની નવાજેશ છે જે ઇનસાનને ખુદા તરફથી સીધી રીતે હાંસલ થાય છે જેમકે ઇલહામ, કશફ વગેરે. જેમકે એ વીષે ખુદાએતઆલા બીજી એક જગોએ ફરમાવે છે **ઇન્નલ લઝીના કાલૂ રબ્બોનલ્લાહો સુમ્મસ તકામૂ ત તનઝ્ઝલો અલયહેમુલ મલાએકતો અલ લા તખાફૂ વલા તહઝનૂ વ અબશેરૂ બિલ જન્ન તિલ્લતી કુન્તુમ તુઅદૂન.** (૪૧:૩૦) એટલે "જે લોકો ખુદા પર ઇમાન લાવી પુરેપુરી રીતે ઇસ્તકામત (દ્રઢતા) એખત્યાર કરે છે તેઓ ઉપર ખુદાના ફીરેશતા ઉતરે છે અને તેઓને એ ઇલહામ કરે છે કે તમો બીહો નહી અને ગમગીન થાઓ નહી બલકે ખુશી

થાઓ. કારણ કે તમારા માટે તે બહેસ્ત છે જેનો તમોને વાયદો આપવામાં આવ્યો છે. આ આયતમાં બી ખુદાએ-તઆલાએ ખુલ્લા શબ્દોમાં ફરમાવ્યું છે કે તેના નેક બંદાઓ ગમ અને ખોફના ટાંકણે તેના તરફથી ઈલહામ પામે છે અને ફીરેશતાઓ ઉતરીને તેઓને સમાચારો આપે છે. એજ મુજબ વલી એક બીજી આયતમાં બી ફરમાવે છે કે લહોમુલ બુશરા ફિલ હયાતિદ દુન્યા વફિલ આખેરહ. ( ૦ : ૬૫ ) એટલે "ખુદાના પ્યારાઓ ખુદા સાથે ઈલહામની રૂએ વાતચીત કરવાની ખુશ ખબરી આ દુન્યામાં પામે છે તેમ હવે પછીની ઝીંદગીમાં બી પામશે."

અત્રે એ બાબત યાદ રાખવી જોઈએ કે ઈલહામ શબ્દનો અર્થ એ નથી કે કોઈ બાબત વીષે વિચાર કરવાથી તેને લગતો કોઈ ખયાલ મનમાં આવી પડે, જેમકે કોઈ શાએર ( કવી ) શેઅર રચવાની કોશેશ કરે છે અને રચતી વેળા જેમ જેમ તે વિચારો કરતો જાય છે તેમ તેમ નવા નવા ખયાલો તેના મનમાં આવતા રહે છે. એવી રીતે કોઈ ખયાલનુ આવી પડવું તે ઈલહામ નથી. એતો ફક્ત ખુદાના કુદરતી કાનુન મુજબ ધ્યાન દઈ વિચાર કરવાનુ માત્ર પરીણામ છે. અગર કોઈ શખસ નેક બાબતનો વિચાર કરે છે અથવા બુરી યોજના રચે છે તો તેની તેવી કોશેશ મુજબ જરૂર તેના મનમાં કોઈ ખ્યાલ જઈ પડે છે. દા-

ખલા તરીકે એક નેક અને સાચો શખસ છે જે સત્યની હીમાયતમાં કોઈ શેઅર રચે છે જ્યારે બીજો એક ભુંડો શખસ છે જે ભુડાંની હીમાયતમાં સાચાને ગાળો ભાંડે છે તો બેશક બેઉ પોતાની મતલબ બર લાવી શકે છે. બલકે એમાં બી નવાઈ નહી કે તે સાચાઓનો દુશમન જે જુઠાંની હીમાયત કરે છે તે હમેશાં ખોટા ખ્યાલોમાં રેહવાથી કદાચ તેના કરતાં ઉતમ શેઅરો જોડી કાહડે. પણ એવી રીતે મનમાં આવી પડતા ખયાલોને જો ઇલહામનુ નામ અપાય તો એક બદમાશ શાએર જે સત્ય અને સત્યવાદીઓનો દુશમન હોય અને હમેશા સત્ય વીરૂધ કલમ ઉપાડનારો હોય અને ખોટી બનાવટી વાતો મનથી ઉપજાવી કાહડતો હોય તે મુલહમ (એટલે ખુદા તરફથી ઇલહામ પાનાર) કહેવાશે. આપણે જોઇએ છીએ કે દુન્યામાં નાવેલો તથા બીજા જોડી કાહડેલા કીસ્સાઓ એવી તો અસરકારક રીતે રચવામાં આવે છે કે વાંચનારનુ મન પીગળી જાય. શું એવા લેખકોને ત્યારે આપણે મુલહમ કહીશું? અગર કોઈ વાતનો ખયાલ મનમાં આવી પડે તે ઇલહામ કહેવાય તો એક ચોર અથવા ધાડ પાડુ અથવા ખુની કોઇ પ્રપંચ રચવાની યોજના વીસે ધયાન કરે છે તો તેઓના દીલોમાં બી અવાર નવાર તે કરતુકોને લગતા અનેક કીસમના ચાલાકી ભરયા ખયાલો આવી પડે છે ત્યારે શું તેઓની તે નાપાક તદબીરોને આપણે ઇલહામનુ

નામ આપીશું? હરગીઝ નહી. ઇલહામનો એવો અર્થ સમજનારાઓ તેજ લોકો હોય છે જેઓને હજી સુધી તે ખરા ખુદાની કશી ખબરજ નથી કે જે ખુદા પોતાના શબ્દોથી દીલોને સધયારો આપે છે તથા નાવાકેફોને રૂહાની જ્ઞાનની મારેફતથી નવાજે છે. ત્યારે ઇલહામ શું ચીજ છે? એ વીષે જાણવું કે તે પાક અને અપાર કુદરત વાલો ખુદા જયારે પોતાના કોઈ નેક બંદા સાથે અથવા જેને તે બરગુઝીદાહ અથવા મહાન બનાવવા ચાહે છે તેની સાથે પોતાના જીવતા તથા કુદરત ભરેલા કલામો સાથે વાતચીત કરે છે અને જ્યારે એ વાતચીતનો સીલસીલો પુરેપુરી સંતોષકારક રીતે શરૂ થઈ જાય અને તેમાં બુરા ખયાલોનો અંધકાર ન હોય તેમ ન તેમાં અધુરા અથવા ઢંગધડા વગરના શબ્દો હોય અને તે શબ્દો અત્યંત ખુશાલી ઉપજાવનારા તથા પુર શાન તથા વીદ્વતાથી ભરેલા હોય તો તે ખુદાનો કલામ છે જેથી તે પોતાના બંદાઓને સંતોષી બનાવવા ચાહે છે અને એવી રીતે પોતાને તેઓ ઉપર જાહેર કરે છે. હા. કોઇ વખત જયારે તેના કલામમાં અજમાયશનો હેતુ સમાયલો હોય છે ત્યારે તે કલામ ઉપલી તમામ સામગ્રીઓ સાથે નથી હોતો. એમાં ઇનસાનને તેની શરૂઆતની હાલતમાં અજમાવવાનો હેતુ હોય છે. જેથી તો એવા કુંક ઇલહામથી ઉત્તેજન પામી પોતાની હાલતને પાયેખરા તેવા ઇલહામ પામનારા મુલહમ લાયક બનાવે છે યા ગોયું

ખાઇ ગબડી પડે છે. અગર તે ખુદાના ખરા વફાદાર બં-
દાઓ મુજબ ખરા એખલાસની સત્ય રાહ એખત્યાર નથી
કરતો તો તેના ઉપર એવી ઇલહામી નવાજેશની નેઅમત
બંધ થઇ જાય છે જેથી તેની પાસે માત્ર હફાંસો સીવાય
બીજું કશું રહેતું નથી.

ઇલહામની નવાજેશ ખુદાના કરોડો નેક બંદાઓ પામતા
આવ્યા છે પણ તેઓનો દરજ્જો ખુદાની નઝદીક એક સ-
રખો નથી હોતો બલકે ખુદાના પવીત્ર પેગમબરો જેઓ
ઇલહામ પામનારાઓમાં સરવેથી શ્રેષ્ઠ દરજ્જાના હોય છે
તેઓના મરતબામાં બી ફરક હોય છે જેમકે ખુદાએતઆલા
ફરમાવે છે **તિલ્ક કર રોસોલો ફઝ્ઝલ્ના બઅ્ઝહુમ
અલા બઅ્ઝિન (૨ : ૨૫૪)** એટલે "કેટલાક પેગમબરોને
અમોએ બીજા કેટલાક પેગમબરો ઉપર ફઝીલત બક્ષી છે"
આથી સાબીત થયું કે ઈલહામ માત્ર ખુદાના ફઝલથી છે
જેને દરજ્જા સાથે દખલ નથી કારણ ખુદાજ ઇનસાનનો
ખરો એખલાસ, પરહેઝગારી તથા વફાદારી બહેતર જાણે
છે અને તેજ તેની કદર કરી તેને લાયક ફઝીલતના દરજ્જા
બક્ષે છે. હા ઈલહામ જ્યારે તેની તમામ નેઅમતોની સા-
મગ્રી સાથે હોય છે તો તે ઉપલી નેકીઓનું ફળ છે. અગર
એમ બને કે બંદો દુઆ ગુજારતો હોય અને ખુદા તરફથી
તેને જવાબ મળે અને એવા સવાલ જવાબનો સીલસીલો

એક સરખો ચાલુ રહે જેમાં ખુદાઈ શાન તથા નુર જણાય તથા ભવીષ્યની બનાવોની ખબર તથા સત્ય હકીકત જાહેર કરનારૂ જ્ઞાન હાંસલ થાય તો તે બેશક ખુદા તરફનો ઇ-લહામ છે. ખુદાના ઈલહામમાં એ બાબત જરૂર હોવી જોઇએ કે જેવી રીતે એક મીત્ર બીજા મીત્ર સાથે મલીને અરસપરસ વાતચીત કરે છે તેવીજ રીતે તે મહા કૃપાળુ પરવરદીગાર અને તેના બંદા સાથે અરસપરસ વાતચીત થતી રહે અને જ્યારે બંદો કોઈ બાબત સંબંધી સવાલ કરે તો તેના જવાબમાં ખુદાએતઆલા તરફથી અતી આ-નંદકારક તથા છટાદાર કલામ વાલો જવાબ સાંભલે કે જેમાં તેના પોતાના નફસ, વીચાર યા ધયાનનો જરાએ દખલ ન હોવો જોઇએ અને એવી વાતચીતનો સીલસીલો અવાર-નવાર જારી રહેવો જોઇએ તો એવો બંદો બેશક ખુદાનો પ્યારો છે- પણ ખુદા તરફથી એવા ઝોંદા તથા પાક શ-બ્દોના ઉતમ દરજાના ઇલહામનુ જારી રેહવું તથા તેવીજ સફાઇથી પુરૂ થતું રેહવું બીજા કોઇને નહી પણ માત્ર તેજ બંદાઓને હાંસલ થાય છે કે જેઓ ઇમાન તથા એખલાસ તથા નેક આમાલ તથા બીજી એવી બાબતો જેનુ શબ્દોમાં વર્ણન કરવું અશક્ય છે તેમાં તકકકી કરતાજ રહે છે. ખરા તથા પાક ઈલહામો ખુદાની ભારે કરામતો દેખાડે છે. અ-વાર નવાર એક અતી ઝલકાટ ભરયો નુર ઉતપન થાય છે અને તેની સાથેજ ભારે તેજસ્વી દબદબાનો ઇલહામ થાય

છે. એથી સરસ બીજું શું હોઇ શકે કે ખુદા તરફનો ઇલહામ પામનાર એક મુલહમ તે પાકઝાત કે જે ઝમીન તથા આસમાનનો પાદશાહ છે તેની સાથે અવારનવાર વાતચીત કરવાનુ પરમ સુખ હાંસલ કરતો રહે. દુન્યામાં ખુદાનો દીદાર એજ છે કે તેની સાથે વાતચીત કરવા ભાગયશાળી થઇએ.

એ યાદ રાખવું જોઇએ કે કોઇ ઇનસાનની ઝબાન પર માત્ર કોઈ શબ્દ યા વાકય યા શેઅર જારી થઇ જાય અને તે સાથે અરસપરસ વાતચીત જેવા કલામો ન હોય તો તે ખુદા તરફનો ઈલહામ ન લેખાય. બલકે એવો શખસ પોતાને ખુદાની અજમાયશમાં ગીરફતાર સમજે. કારણકે એ રીતે ખુદા પોતાના સુસ્ત તથા ગાફેલ બંદાઓને અજમાવે છે તેથી એકાદ વાકય એવા શખસની ઝબાનપર જારી કરવામાં આવે છે પણ તે આંધલાની તરેહ જોઈ યા જાણી નથી શકતો કે તે કલામ ખુદા તરફનો હતો યા શેતાન તરફનો. એવું થાય ત્યારે તે શખસને લાઝમ છે કે તે ઇસ્તગફાર કરે જેથી તે ખુદા તરફ રજુ થઈ પોતાની હાલત સુધારી શકે. પણ અગર એક નેક બંદા સાથે ખુદાઈ કલામો સ્પષ્ટ રીતે શરૂ થઈ જાય, અને તે વાતચીતમાં તેના રોશન તથા શાનદાર કલામો જે ઉંડા અર્થો સાથે ચીઠ્ઠતાથી પુર હોય છે અત્યંત આનંદકારક રીતે સાંભળે,

અને એવું બન્યું હોય કે તે અનેક વખત એવા સંજોગો હેઠળ આવ્યો હોય કે તે તદન જાગૃત હાલતમાં ખુદા તરફથી સવાલ જવાબ પામે, તે કોઈ સવાલ કરે અને ખુદા તેનો જવાબ આપે, ફરી તે એજ જાગૃત હાલતમાં બીજી કોઈ અરઝ કરે અને ખુદા તેનો બી જવાબ આપે, એવી રીતે તે આજીઝીથી અરઝ ગુજારતો જાય અને ખુદા તરફથી તેનો જવાબ પામતો જાય, એવી રીતે એક બે નહી પણ ઉપરાસાપરી દસેકવાર સવાલ જવાબ થતા રહયા હોય, અને તે વાતચીત દરમ્યાન ખુદા અનેકવાર તેની દુઆ માન્ય રાખે, તેને સત્ય હકીકતના ઉમદા જ્ઞાનથી વાકેફ કરે, ભવીષ્યમાં બનનારા બનાવોની ખબર આપે, એવી રીતે જે શખસ ખુદા તરફના એવા ખુલ્લા ઇલહામો પામતો રહે તેણે ખુદાએતઆલાનો ભારે શુકર ગુજાર થવું જોઇએ અને બીજા સરવે કરતાં તેણે તેની રાહમાં સંપુરણ રીતે ફીદા થઈ જવું જોઇએ. કારણ કે ખુદાએતઆલાએ તેને માત્ર પોતાની મહેરબાનીથી પોતાના તમામ બંદાઓમાંથી ચુંટી લીધો અને તેને આગળ ગુજર પામેલા ખરા એખલાસ ધરાવનારા નેક લોકોનો વારસ બનાવ્યો. પણ એવી બેમુલ નેઅમત બહુજ જુજ લોકો મેલવવા ભાગ્યશાળી થાય છે અને જેઓ એવા ભાગ્યવાન થાય છે તેઓ તે પછી બીજી તમામ નેઅમતોને તુચ્છ સમજે છે. એવો મુકામ તથા એવો મરતબો પામનારા લોકો ઇસ્લામમાં હમેશાં

થતા રહે છે અને માત્ર ઈસ્લામજ એક મઝહબ છે જેમાં ખુદા તેના બંદાને પોતાની નઝદીકીથી નવાજી તેનાથી વાતો કરે છે અને તેની અંદર બોલે છે અને તેના દીલમાં પોતાનુ તખત બનાવે છે અને તેને આસમાન તરફ ખેંચે છે અને તેને તે તમામ નેઅમતો નવાજે છે જે આગળ થઈ ગયલા નેક લોકોને નવાજવામાં આવી હતી. અફસોસ દુન્યા આંધળી છે તે નથી જાણુતી કે ઇનસાન ખુદાની નઝદીકી હાંસલ કરી કેવે મરતબે સુધી પોંહચી જાય છે. દુન્યાદારો ખુદાની નઝદીકી હાંસલ કરવા પોતે આગળ કદમ ઉપાડતાં નથી પણ જે કદમ ઉપાડે છે તેને તોડી પાડવા કેટલાકો તેને કાફર ઠેરવે છે જ્યારે બીજાઓ તેને પુજ્ય ઠેરવવા ખુદાનો મરતબો આપે છે. એ બેઉ કીસમના લોકો ગુનેહગાર છે. પણ દાના શખસ તે છે જે વચલી ખરી રાહ એખત્યાર કરે છે તે એ કે ખુદાએ જેને મરતબો બખશયો હોય તેનો તીરસકાર કરે નહી, તેની ખરી પદ્રી ઘટાડે નહી તેમ બીજી તરફ તેના ઉપર ફીદા થઇ જઈ તેની પરસ્તીશ કરે નહી. ખુદા જેને એવો મરતબો બખશે છે તેના ઉપર તે પોતાની ખુદાઇ ચાદર નાખે છે ત્યારે તે શખસ ખુદાને જોવાની આરસી બની જાય છે. જ્યારે આ-પણા મહાન પેગમ્બર સાહેબ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફરમાવ્યું કે, "જેણે મને દીઠો તેણે ખુદાને જોઇ લીધો" ત્યારે તેઓના એ શબ્દોનો અસલ

ભેદ એજ હતો. ટુંકમાં બંદાના માટે રૂહાની મરતબો પામવાની એ છેલ્લી હદ છે જયાં તમામ સલુકાઇ ખતમ થાય છે અને ઇનસાન અત્યંત ખુશાલ તથા સંતોષી બને છે.

હું ખુદાની મખલુક ઉપર ગંભીર અન્યાય કરનારો ઠરીશ અગર એ ટાંકણે હું એ જાહેર ન કરૂં કે તે મુ-કામ કે જેની મેં એ સરવે તારીફ કરી છે તથા ખુદા સાથે વાતચીત કરવાનો તે મરતબો કે જેનુ મેં વીગતવાર વર્ણન કરયું છે તે ખુદાએતઆલાની મહેરબાનીથી મને એનાયત કરવામાં આવ્યો છે કે જેથી હું આંધલાઓને રોશની બ-ખશું અને શોધનારાઓને તે ગુમ થયલાનો પતો દેખાડુ તથા સત્ય કબુલનારાઓને તે પાક ઝરાની ખુશખબરી સંભલાવું કે જેના વીષે વાતો કરનારા તો ઘણા હોય છે પણ તેને પામનારા થોડાજ હોય છે. હું સાંભલનારાઓને એકીન અપાવુ છું કે તે ખુદા જેને પામવામાંજ ઇનસાનની નજાત તથા અમ્મર સુખ સમાયલો છે તે કોરાને શરીફની પેરવી સીવાય હરગીઝ મલી શકતો નથી. હું ખરા અંત-કરણથી ઇચ્છુ છું કે જે મેં જોયું છે તે લોકો જુએ તથા જે મેં સાંભલ્યું છે તે તેઓ સાંભલે તથા કીસ્સાઓને છોડી દે અને ખરી હકીકત તરફ દોડે. તે સંપુરણ જ્ઞાનનુ સાધન જેથી ખુદા દેખાય છે, તે પાક કરનારૂ પાણી જેથી તમામ શંકાઓ દુર થાય છે, તે આરસી જેથી તે મહાન

હસ્તીના દરશન થાય છે ખુદા સાથેની વાતચીત થકીજ છે કે જેનુ વર્ણન હું હમણાં કરી ચુકો છું. જેની રૂહમાં સચાઇની તલબ હોય તે ઉઠે અને તલાશ કરે. હું ખરેખર કહું છું કે અગર રૂહોમાં સાચી તલાશ અને દીલોમાં સાચી તરસ ઉત્પન થાય તો લોકો એ તરીકો શોધવા એ રાહમાં નીકળી પડે. પણ એ રાહ કયા તરીકાથી ખુલશે અને એ પરદો કયા ઈલાજથી ઉપડશે? હું સરવે સત્યના શોધકોને ખાત્રી આપુ છુ કે તે માત્ર ઈસલામ થકીજ થઇ શકશે કારણ કે તેજ એ રાહની ખુશ ખબરી આપે છે. જ્યારે બીજી કોમો તો ખુદા સાથેની વાતચીત એટલે ઈલહામનો દરવાજો લાંબી મુદત થઈ બંધ થઈ ગયલો સમજી તે પર મોહર લગાડી ચુકા છે. પણ ખાત્રીથી માનજો કે ખુદાએ તેને મોહર લગાડી નથી. ખુદાએતઆલાએ તેઓ ઉપર હવે એ ફૂઝલ જારી રાખ્યો નથી તેથી તેઓએ બંધ થવાનુ માત્ર એક બાહનુ જોડી કાહડયું છે. અને ખાત્રીથી માનજો કે જેવી રીતે એ અશકય છે કે આપણે આંખો વગર જોઈ શકયે અથવા કાનો વગર સાંભલી શકયે અથવા જીભ વગર બોલી શકયે તેવીજ રીતે એ બી અશકય છે કે કોરાન વગર તે વાહલાનો ચેહરો જોઇ શકયે. હું જવાન હતો અને હવે ઝઇફ થયો છું પણ મને કદી કોઈ એવો શખસ નથી જડયો કે જેણે એ પાક ઝરા વગર એવી ખુલ્લે ખુલ્લી મારેફત હાંસલ કરી હોય.

ઓ મીત્રો! ઓ પ્યારાઓ!! કોઈ ઈનસાન એ તાકત નથી ધરાવતો કે તે ખુદાના નીયમો બાબે તેનાથી જંગ કરે માટે ખાત્રી પુર્વક સમજી લેઓ કે સંપુરણ જ્ઞાનનો ખરો સાધન ખુદાએતઆલા તરફનો ઈલહામજ છે જે ખુદાએતઆલાના પાક પેગમ્બરો પામતા આવ્યા છે. પણ તેઓ બાદ તે ખુદા જેની પાસે એવી નેઅમતોનો અખુટ ખઝાનો છે હરગીઝ એ ન ચાહશે કે ભવીષ્યમાં ઈલહામના એ સાધનને મોહર લગાડી દે અને દુન્યામાંથી ઈનસાનના ખરા સુખનુ નાશ કરી દે. બલકે તેની સાથે વાતચીત કરવાના ઈલહામના દરવાઝા સદા ખુલ્લા રાખ્યા છે. હા. તેઓને તેઓની ખરી રાહોથી શોધો તો આસાનીથી પામશો. તે ઝીંદગીનો પાણી જે આસમાનથી આવ્યો તેના લાયક મુકામ પર મોજુદ છે. તમારે શું કરવું જોઇએ કે જેથી તમો એ પાણી પી શકો? તમારે હવે એ કરવું જોઇએ કે તમો પડતાં ગબડતાં તે ઝરા સુધી પોહચો અને તેને તમારા હોઠો લગાડી ઝીંદગીનું તે અમૃત પાણી પીને તૃપ્ત થઈ જાઓ. ઇનસાનના તમામ સુખોનુ સાધન એમાંજ સમાયલુ છે કે જ્યાં તેને આસમાની રોશનીનો પતો મલે ત્યાં તે દોડે અને જે તરફ તેના ગુમ થયલા મીત્રની બાતમી મળે તે તરફની રાહ એખત્યાર કરે. જેવી રીતે આસમાનથી રોશની ઉતરે છે અને ઝમીનને તેજસ્વી કરે છે તેવીજ રીતે હીદાયતનો ખરો નુર આસમાનથીજ ઉતરે છે.

ઇનસાનની પોતાનીજ વાતો તથા પોતાનીજ અટકલો તેને ખુદા વીષેનો ખરો જ્ઞાન નથી બખશી શકતી. શું તમો આંખો ધરાવવા છતાં વગર રોશનીએ અંધારામાં જોઈ શકો છો? અગર જોઈ શકો છો તો અત્રે બી તમારી અટકલોથી ખુદાને જોઇ લેઓ. પણ આપણે આંખો ધરાવવા છતાં જોવા માટે રોશનીના મોહતાજ છૈયે. કાનો ધરાવવા છતાં સાંભળવા માટે હવાના મોહતાજ છૈયે. તે ખુદા ખરો ખુદા નથી જે મુગો થઈ ગયો છે અને જેને ઓળખવા માટે ઇનસાનને તરેહવાર અટકળો કરવી પડે. પણ સંપુરણ કુદરત ધરાવનારો ઝીંદો ખુદા તે છે જે પોતાની હસ્તીની સાબેતીમાં પોતેજ પોતાનો પતો આપે છે અને હમણાં બી તેણે એજ ચાહયું છે કે તે પોતેજ પોતાની હસ્તીનો પતો આપે. આસમાની બારીઓ ખુલ્લી રહી છે જે વખત જાય છે તેમાં પરોઢયું ફાટશે. ભાગ્યશાળી છે તે જે ઉઠે અને ખરા ખુદાને શોધે. જે એવો ખુદા છે કે જેના ઉપર કોઈ આફત યા મુસીબત આવતી નથી અને જેની કીર્તીનો ઝગઝગાટ કોઈ બી કારણસર કદી ઝાંખો થતોજ નથી. જેમકે ખુદાએતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે કે **અલ્લાહો નુરોસ્સ સમાવાતે વલ અરઝે (૨૪ : ૩૫)** એટલે "ખુદાજ છે જે આસમાન તથા ઝમીનનો નુર છે" તેનાજ પ્રતાપથી સરવે ઝળકાટ છે. તેજ સુર્યનો સુર્ય છે. તેનીજ ઝીંદગીના પ્રતાપથી તમામ જાનદારોની ઝીંદગી છે.

તેજ ખરો અને ઝીંદો ખુદા છે. ભાગ્યશાળી તે જે તેને કબુલ કરે.

ઈલમના ત્રીજા સાધનના તે કાર્યો છે જે હકકુલ એકીનના મરતબા પર છે અને તે તમામ સંકટો તથા તકલીફો છે જે ખુદાના પેગમબરો અને સત્યવાદીઓને તેઓના વીરોધીઓના હાથે અથવા ખુદાના કઝા તથા કદરના નીરમાણ કરેલા કાનુન મુજબ ભોગવવા પડે છે. એવી તરેહના દુખો તથા તકલીફોથી ખુદાઈ કાનુન મુજબની તે તમામ હીદાયતો જે ઇનસાનમાં જ્ઞાન તરીકે માત્ર ઇલમી રૂપમાં હતી તે ખુદ તેના ઉપર આવી પડવાથી તે અમલી રૂપમાં અથવા જાતી અનુભવમાં આવી જાય છે. એ મુજબ મઝહબી હીદાયતો સાથે તેનો જાતી અનુભવ ઈનસાનને સંપુરણ નમુનો બનાવે છે જેથી તે તમામ અખલાક માફી વેર સબર દયા વગેરે જે માત્ર જ્ઞાન રૂપે તેના ભેજા તથા દીલમાં હતા હવે તેના તમામ અવ્યવો પોતપોતાનો ઘટતો ભાગ બજાવ્યાથી તેના જાહેર તથા બાતેન ઉપર એક છાપ પાડે છે જેમકે તે વીષે ખુદાએતઆલા ફરમાવે છે વ **લનબ લોવન્નકુમ બેશએઈમ મેનલ ખવફે વલ જુએ વ નકસિમ મેનલ અમવાલે વલ અનફોસે વસ સમરાતે વબશ શેરિસ સાબેરીનલ લઝીના એઝા અસાબત હુમ મોસીબતુન**

કાલૂ ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઊન. ઓલાએકા અલએહિમ સલવાતુમ મિર રબ્બેહિમ વ રહમહ ઓલાએકા હોમુલ મોહતદૂન ( ૨:૧૫૦ ) એટલે " બેશક અમો તમોને અજમાવીશું ખોફથી તથા ભુખમરાથી તથા માલના નુકસાનથી તથા કોશેશો ખરબાદ થવાથી તથા અવલાદના મરણથી એટલે એ તમામ આફતો તમોને તમારા દુશમનોના હાથોથી અથવા ખુદાના નીરમાણ કરેલા કઝા તથા કદરના કાનુન મુજબ પોંહચશે તે પછી ફરમાવે છે " માટે તે લોકોને ખુશ ખબરી છે જેઓ મુસીબત ટાંકણે માત્ર એ કહે છે કે અમો ખુદાના છૈયે તથા ખુદાના તરફ રજુ થઇશું. એ લોકો ઉપર ખુદાની દરૂદ તથા રહેમત છે અને એજ તે લોકો છે જેઓ ઉતમ હીદાયત પામ્યા છે. " એટલે એવા ઇલમમાં કાંઇ ખુબી યા તારીફ નથી જે માત્ર ભેજામાં યા દીલમાં ભરેલો રહે બલકે ઇલમ હકીકતમાં તેજ છે જે ભેજામાંથી ઉતરી તમામ અવ્યવોને ખરા અખલાકથી રંગીન કરે અને સંગ્રહ કરેલા ઇલમ મુજબ અમલ કરી જાતી અનુભવના રૂપમાં દેખાડી આપે. માટે ઈલિમમાં દ્રઢ થવા તથા તરક્કી કરવાનો એજ મોટો સાધન છે કે અમલના રૂપમાં તેનો છાપ પોતાના અવ્યવોમાં ઠસાવે. કોઈ અદના ઇલમ બી સંપુરણ થઈ શકતો નથી. જ્યાં સુધી તે અમલી અથવા

અનુભવ રૂપે હાંસલ કરવામાં ન આવે. દાખલા તરીકે લાંબી મુદ્દતથી આપણા ઇલમમાં એ વાત છે કે રોટલી બનાવવી બહુજ સહેલ છે. અને એમાં કાંઇ ઝાઝી બારીકી નથી માત્ર એટલુંજ કરવું કે આટો લઈ પાણી નાખી ગુંદી પેંડા બનાવી બેઉ હાથોથી થાપી તાવડા ઉપર આમ તેમ ફેરવી આતસપર સેકયું એટલે રોટલી તૈયાર થઈ ગઈ. એ તો માત્ર આપણા ઇલમી વાતોના તડાકા છે પણ જ્યારે આપણે એના કશાબી જાતી અનુભવ વગર બનાવવા બેસ્યે ત્યારે સૌથી પેહલે એ ગભરાટ થાય કે આટો કેટલો લેવો પાણી કેટલો નાખવો અને વગર અંદાજે ઓછુ વધુ નાખી દેવાથી યા તો તે સખત યા નરમ થઇ જશે પછી જેમ તેમ તેને ગુંદી સેકવા ચડાવશું તો યા તો તે ઓછી વધુ બળી જશે યા કાચી રહી જશે અને તેને તરેહવાર બેડોલ આકારની બનાવી દેશું જો કે આપણે ૫૦ વરસ વેર રોટલી બનતી જોતા રહયા હોઇશું. જ્યારે આવી અદના બાબતમાં આપણા ઇલમનો એ હાલ છે તો મોટા મોટા કાર્યોમાં જ્યાં સુધી જાતી અનુભવ હાંસલ કરયો ન હોય તો માત્ર ઇલમ ઉપર કેવી રીતે ભરોસો રાખી શકયે? એટલા માટે ખુદાએતઆલા એ આયતો મારફતે શીખવે છે કે જે સંકટો હું તમારા ઉપર નાખું છું તે બી ઈલમ તથા અનુભવ હાંસલ કરવાના સાધનો છે જેથી તમારો ઈલમ સંપુરણ થાય છે. એ વીશે ખુદાએતઆલા બીજી એક આયતમાં ફરમાવે

છે લતુબ લવુન્ન હી અમવાલેકુમ વ અનફેસેકુમ વ લ તસમઉન્ન મેન્લ લઝીના ઊતુલ કેતાબા મિન કબ્લેકુમ વમેનલ લઝીના અશરકૂ અઝન કસીરા; વઇન તસબેરૂ વતત્તકુ ફઇન્ન ઝાલેકામિન અઝમિલ ઓમુર ( ૩ : ૧૮૩ ) એટલે "બેશક તમોને તમારા માલો તથા જાનોમાં અજમાવવામાં આવશે એટલે લોકો તમારો માલ લુટશે તથા તમોને મારી નાખશે અને તમો યાહુદીઓ તથા ઇસાઇઓ તથા મુશરીકો તરફથી બહુ દીલ દુખવનારી વાતો સાંભલશો એટલે તેઓના હાથોથી તમોને દુખ ખમવું પડશે પણ અગર તમો સબર કરશો તથા બેજા શબ્દોથી બચશો તો એ હીમત તથા બાહદુરીનુ ઉમદા કાર્ય લેખાશે." ટુંકમાં એ તમામ આયતોની એ મતલબ છે કે આશીરવાદકારક ઇલમ તેજ હોય છે જે અમલના મરતબામાં પોતાનો ઝળકાટ દેખાડે અને ભુંડો ઈલમ તે હોય છે જે કદી અમલના તબકકા પર નથી પોંહચતો.

એ જાણવું જોઇએ કે જેવી રીતે માલમાં વેપારના પ્રતાપે વધારો તથા રેલછેલ થાય છે તેવીજ રીતે ઈલમમાં અમલના પ્રતાપે વધારો થાય છે તથા તેની રૂહાની શ્રેષ્ટાઇ સુધી પોંહચે છે. ઇલમની શ્રેષ્ટાઇનો મોટો સાધન અમલ છે. અમલના પ્રતાપથી ઈલમ નુરાની થાય છે. અને એ બી સમજી લેવો કે ઇલમનુ હકકુલ એકીનના મર-

તબા સુધી પોહચવું એજ છે કે અમલના રૂપમાં તેની પુરેપુરી અજમાઈશ થાય. અને એજ ઇસલામમાં થયું. જેમકે ખુદાએતઆલાએ કોરાને શરીફ મારફતે લોકોને જે કાંઈ તાલીમ જાહેર કરી તે સર્વે ફરી અમલના રૂપમાં બહુજ ઉતમ રીતે તેજસ્વી કરી જેથી લોકો તે નુરથી પુર થઈ જાય. એટલા માટે ખુદાએતઆલાએ આપણા પેગમ્બર સાહેબની જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો પેગમ્બરીના જમાનાના બે ભાગ કરયા. એક ભાગ દુખ, મુસીબત તથા તકલીફોનો તથા બીજો ભાગ ફતેહમંદી તથા આબાદીનો. જેથી મુસીબતના પ્રસંગોએ તેને અનુસરતા અખલાક જાહેર થાય તથા ફતેહમંદી તથા આબાદીના પ્રસંગોએ તેને અનુસરતા અખલાક જાહેર થાય જે તેવા પ્રસંગો વગર જાહેર થઈ શકેજ નહી. એ મુજબ આપણા પેગમ્બર સાહેબના જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો બેઉ કીસમના અખલાક બે જુદા જુદા જમાનામાં બે જુદી જુદી હાલતો દરમ્યાન તેઓના જાતી અમલથી બહુ જ શ્રેષ્ટ રીતે જાહેર થઈ ગયા. જેમકે તે મુસીબતોનો જમાનો જે આપણા પેગમ્બર સાહેબ ઉપર જેઓ પર ખુદાના ઉતમ આશીરવાદ હોજો મકકે મોઅઝઝમામાં ૧૩ વરસો સુધી જારી રહયો હતો તે વખતના બનાવોનો અહેવાલ વાંચવાથી તદન સ્પષ્ટ રીતે જાહેર થઇ જાય છે કે એઓના તે અખલાક જે મુસીબતોના પ્રસંગે જાહેર થવા જોઇએ તે

સંપુરણુ નેક સત્યવાદીઓજ દેખાડી શકે તેવા હતા જેમકે ખુદા ઉપર સંપુરણુ ભરૂસો રાખવો, કોઇબી હાલતમાં સેજ બી ગભરાવું યા ના:સબર ન થવું, પોતાના કામમાં સદા ઉમંગી રહેવું, પોતાના ગમે એવા સખત વીરોધીઓનો સેજ બી ખોફ ન કરવું વગેરે વગેરે અનેક ઉંચ અખલાકથી એઓના ઇનકાર કરનારાઓ ઉપર વટીક એવી ઉંડી અસર થવા પામતી કે તેઓ એઓ ઉપર ઈમાન લાવી શહાદત આપતા કે જયાંસુધી કોઇને ખુદા ઉપર એવો સંપુરણુ ભરોસો હોય નહી તે હરગીઝ એવું મકમપણું દેખાડી યા એવા દુખો બરદાસ્ત કરી શકેજ નહી.

એ પછી બીજો ઝમાનો આવ્યો જે આપણા પેગમ્બર સાહેબે જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ફતેહમંદી હકુમત તથા આબાદીમાં મદીને મુનવરા ખાતે ગુજારેલા ૧૦ વરસનો ઝમાનો હતો. એ દરમ્યાન એઓ તરફથી માફી, બાહદુરી, છુટકારો, સખાવત વગેરેના ગુણો એવી શ્રેષ્ટ રીતે જાહેર થયા કે જેથી એઓ:નો ઇનકાર કરનારાઓની એક મોટી સંખ્યા તે અખલાકજ જોઇ એઓ ઉપર ઇમાન લાવી. એમને દુખ દેનારાઓને એઓએ માફી બક્ષી, એમને મુલકથી બાહેર કાહડનારાઓને એઓએ આશરો આપ્યો, તેઓમાંના ગરીબોને એઓએ માલમતાથી નવાજ્યો, અને એમને શરણુ થયલા દુશમનોને એઓએ

છુટકારો બક્ષ્યો, એવા ઉમદા અખલાક જોઈ તે વીરોધી લોકોની વટીક પુરેપુરી ખાત્રી થઈ ગઈ કે જ્યાંસુધી કોઈ ખુદા તરફનો ખરો નેક અને સત્યવાદી શખસ હોય નહી તે હરગીઝ આવો ઉદાર મન દેખાડી શકેજ નહી. તેથી એઓના એવા અખલાકનાજ પ્રતાપે વરસોની જુની દુશ-મનીનો ફીનો એક પલમાં ખરી મોહબતમાં બદલાઈ ગયો. એ મુજબ જ્યારે આવા ઉતમ અખ્લાક અમલના રૂપમાં એઓ તરફથી જાહેરમાં આવ્યા ત્યારે ખુદાએતઆલા તે વીષે કોરાને શરીફમાં ફરમાવે છે કુલ ઇન્ન સલાતી વ-નોસોકી વમહયાયા વ મમાતી લિલ્લાહે રબ્બીલ આલમીન (૬ : ૧૬૩) એટલે કહે મારી ઇબાદત તથા મારી કુરબાની તથા મારૂ જીવવું તથા મારૂ મરવું ખુદાના માટેજ છે" એટલે એ સરવે માત્ર ખુદાની કીર્તી આશ-કાર કરવા તથા તેના બંદાઓને સુખી કરવા માટેજ છે. જેથી મારો એવા ભોગ આપવાથી લોકોને ઝીંદગી હાંસલ થાય અત્રે ખુદાની રાહમાં તથા તેના બંદાઓને સુખમાટે પોતાનો ભોગ આપવાની જે ઝીકર છે તેથી કોઇ એ ખ-યાલ ન કરે કે આપણા પેગમબર સાહેબ ખુદાના જેઓ ઉપર ઉતમ આશીરવાદ હોજો નઉઝ બિલ્લાહ અજ્ઞાનો તથા દીવાનાઓ માફક ખરેખર આપઘાતનો ઠેરાવ કરી લીધો હતો એ ખયાલથી કે આરા પોતાના મારયા જવાથી બી-જાઓને ફાયદો પોંહચશે. બલકે એવા બેહુદા ખયાલોને

તેઓ સખત રીતે વખોડી કાહડતા હતા અને કોરાને શરીફે આપઘાતનો ખયાલ રાખનારાઓને એના ગંભીર ગુનાહ તથા તેના બુરા પરીણામો વીસે ખુલ્લું ચેતવી આપ્યું છે કે વલા તુલકૂ બેઅયદીકુમ એલત્તાહ લો કતે (૨ : ૧૯૧) એટલે "આપઘાત ન કરો અને તમારા હાથોથી તમારી હલાકતના કારણ ન બનો." એ તો ખુલ્લી બાબત છે કે અગર કોઈના પેટમાં સખત દરદ થતું હોય અને આપણને તેની દયા લાગવાથી આપણે આપણુ પોતાનુ માથુ ફોડી બેસ્યે તો તેમાં તે શખસનુ કશું ભલું ન થશે બલકે આપણા એવા બેવકુફીભરેલા કાર્યથી નાહક આપણે આપણું માથું ફોડી બેસીશું. તેનુ ભલુ કરવાની ખરી રીતી એ છે કે તે દરદ દફે કરવાના ઉપાય કરયે. કોઈ તબીબી અકસીર દવાથી તેનો ઘટતો ઈલાજ કરવાની મહેનત યા સારવારમાં રોકાઇએ કે જેથી તેનુ દરદ દફે થઈ જાય પણ આપણુ માથું ફોડી બેસવાથી તેનુ કશું ભલું નથી થતું સાંબુ આપણું એક કીમતી અવ્યવનો નાશ થાય છે. ટુંકમાં ઉપલી આયતની મતલબ એ છે કે આપણાં પેગમ્બર સાહેબ જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો લોકોનુ ભલુ કરવા માટે પોતાની ઝીંદગી ખુદાની રાહમાં અર્પણ કરી હતી તેની એ મતલબ હતી કે એઓ લોકોને ખરે રસ્તે લાવવા તેઓની અનેક સતાવણીઓ ધીરજથી ખમીને બી તેઓને ધરમબોધ કરતા, તેઓ માટે

દુઆઓ ગુજારતા. ટુંકમાં દરેક ઘટતી રીતથી લોકોને ખરી ઝીંદગી હાંસલ થાય તેટલા માટે રાત દાહડો સખત મહેનત કરી પોતાના જાન તથા આરામનો ભોગ આપતા તે એટલે સુધી કે ખુદાતઆલાને એ ફરમાવવું પડયું કે લઅલ્લકા બાખેઉન નફ્સકઅલ્લા યકૂનૂ મોઅમેનીન (૨૬ : ૨) એટલે "શું તું એવો ગમ અને એવી સખત મહેનતથી તે લોકોને મનાવવા માટે તારા જાનને હલાક કરશે?" ફરી બીજી આયતમાં ફરમાવે છે ફલા તઝ હબ નફ્સો ક અલયહિમ હસરાતિન (૩૫ : ૯) એટલે "શું જે લોકો સત્ય કબુલતા નથી તેઓ માટે અફ્સોસ કરી તું તારો જાન કાહડી નાખશે?"

એ મુજબ લોકો માટે પોતાના જાનનો ભોગ આપવાની ખરી દાનાઇ ભરેલી રીતી એજ છે કે તેઓની ભલાઇ માટે કુદરતી કાનુનના લાભકારક નીયમો મુજબ પોતાના જાન ઉપર સખતી ઉપાડી તથા વાજબી તદબીરો પ્રમાણે અમલ કરી પોતાનો જાન તેઓ પર ફીદા કરે ન એ કે લોકોને સખત બલા યા ગંભીર ગુનાહોની ગુમરાહીમાં ફસાયલા જોઈ તેઓને એવી જોખમકારક હાલતમાંથી બચાવવાની બદલે પોતાના માથા ઉપર પથર મારી યા ઝેર ખાઈ યા બીજી કોઇ રીતે આપઘાત કરી આ જેહાનથી રૂખસ્ત થઇ જવું. એમાં કશી મરદાંગી નથી એ

તો ખુલ્લુ બાયલ્લાપણું છે હીચકારા લોકોનો હમેશનો એજ રવૈઓ હોય છે કે જ્યારે તેઓ કોઇ સક્રંટ જુએ છે તો તે ન ખમાઇ શકાશે એવી અટકલ કરી લાગલ્લા આપઘાત કરવા દોડે છે જો કે પાછળથી એવા આપઘાતના કારણની ગમે તેવી તાવીલ કરવામાં આવે છતાં એમાં કશોએ શક નથી કે એ કૃત્ય તદ્દન હીચકારૂં તથા બેવકુફી ભરેલું છે.

એ મુજબ તે ઇનસાન જેણે દુખ સુખ જાતે અનુભવ્યા નથી તેના ખરા અખલાક કેવા છે તે જાણી શકાયજ નહી. દાખલા તરીકે તે શખસની સહનશીલતા અથવા દુશમન પર વેર ન લેવાના અખલાક મોતેબર કહેવાયજ નહી જેને વેર લેવાની કદી તકજ ન મલી હોય. કારણકે કેમ કહી શકાય કે તેને વેર લેવાની અગર પુરતી તક મલતે તો તે શું કરી બેસતે. તેથી જ્યાંસુધી ઇનસાન પર તે ઝમાનો ન આવે જે એક સંકટોનો ઝમાનો હોય છે તથા બીજો સતા, હકુમત તથા આબાદીનો ઝમાનો હોય છે ત્યાં સુધી તેના ખરા અખલાક હરગીઝ જાહેર થઇ શકેજ નહી. દાખલા તરીકે જે શખસ માત્ર અશકત, લાચાર, યા કશી બી સતા વગરની હાલતોમાં દુશમનોની સતામણીઓ ખમતો ખમતો મરી જાય અને તે કદી હકુમત, સતા યા આબાદીનો ઝમાનો પામેજ નહી તો તેના અખલાકમાંથી

કશું સાબીત ન થશે. તેવીજ રીતે અગર તેને કોઈ જંગના મેદાનમાં હાજર થવું પડયુંજ ન હોય તો એ બી સાબીત ન થશે કે તે દીલનો બાહદુર હતો યા બીચકારો. કારણકે તે ત્યાં હતે તો શું કરતે તે કેમ કહી શકાય તેમ અગર તે ફતેહ પામતે તો પોતાના દુશમનો સાથે કેવા અખલાકથી વરતતે તે બી કહેવું અશકય છે. તેવીજ રીતે જેણે દોલત જોઇજ ન હોય તેના અખલાક વીષે બી કહી ન શકાય કે અગર તેમે દોલત મળતે તો તે સંગ્રહ કરી રાખતે યા સખાવતમાં વાપરી દેતે. પણ ખુદાએતઆલાના ફઝલો કરમથી આપણા મહાન પેગમ્બર સાહિબને જેઓ ઉપર ખુદાના ઉતમ આશીર્વાદ હોજો એઓના બે જુદા જુદા ઝમાનામાં એવી એવી તકો મળી કે જેથી જુદે જુદે પ્રસંગે એઓની સહનશીલતા, બહાદુરી, માફી, સખાવત, ઇનસાફ વગેરે વગેરેના અનેક કીસમના અખલાક એવી ખુલ્લી અને સંપુરણ શ્રેષ્ટ રીતે જાહેર થઇ ગયા કે જેની જોડી દુન્યાની તવારીખમાંથી બીજા કોઇ ઇનસાન માટે શોધી કાહડવી સહંતર અશકય છે.

હા એ ખરૂં છે કે ઇસલામના તે જુની દુશમનોને અગર સજાએ છોડી મુકવામાં ન આવ્યા હતા જેઓએ ની-

યહુદીઓ ઉપર અત્યંત જુલમ ગુજાર્યો હતો અને ઈસલામને નાબુદ કરવા માંગતા હતા કારણ કે તેઓને વગર સજાઓ છોડી મુકવા તે ગોયા સત્યવાદીઓને તેઓના પંજા હેઠળ હલાક કરવું હતું. આપણા પેગમ્બર સાહેબે જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો હરગીઝ લોકોને નાહક વેહેસી નાખનારી ખુનખાર જંગો જગાડી ન હતી. એઓને એઓના વડવાઓની જનમ ભુમીમાંથી બાહિર કાહડી મારવામાં આવ્યા અને ઈસલામ કબુલનારાઓની મોટી સંખ્યા બારસો સુધાંને બેગુનાહ મારી નાખવામાં આવી એટલેથી જ તે ઝાલીમો ધરાયા નહી પણ ત્યાંથી નીકળીને મદીને આવી ઈસલામને ધરમ બોધ અટકાવવા માંગતા હતા જેથી ખુદાના બચાવ બક્ષનારા કાનુને એ ચાહયું કે ઈસલામીઓને એ રીતે સદંતર નાબુદ થઈ જતાં બચાવી લે. જેથી તેઓને રજા બક્ષવામાં આવી કે જેઓ તલવારથી લડવા માટે આવે તેઓ વીરુધ તલવારથી સામે થવું. ટુકમાં એ જંગોની નેમ ખુની દુશમનોના ફીતના દફે કરવા માટે હતી. તે ઝાલીમો સત્ય ચાહનારાઓને નાબુદ કરવા માંગતા હતા અગર તેવે પ્રસંગે ઈસલામે પોતાનો બચાવ ન કીધો હોતે તો હઝારો નીરદોષ જાનો બચાં બોલ્લો સુધાં સાથ જઈ ઈસલામની નાબુદ થઈ ગયેલ હોતે.

ઈસલામના વીરોધીઓ એ સમજવામાં મોટી ભુલ કરે છે કે ખુદાની ઇલહામી હીદાયત એવી હોવી જોઇએ કે જેમાં કોઇ બી ટાંકણે અને કોઇ બી સંજોગોએ દુશમનોની સાંએ થવાની તાલીમ ન હોય અને હમેશા સહનશીલતા તથા નરમ રૂપમાં પોતાની મોહબત તથા રહેમત જાહેર કરે, અને તેઓ પોતાના એ મતથી તે સર્વ શક્તીમાન સાહેબને માટે મોટું માન આપતા સમજે છે. જ્યારે હકીકતમાં તેઓ ખુદાની અનેક સંપુરણ સીફતોને માત્ર રાંક તથા નરમ સ્વભાવના થવામાં ખતમ કરી દે છે પણ જેઓ એ વીષે લક્ષપુર્વક વીચાર કરે છે તેઓ આસાનીથી સમજી શકે છે કે એવા ખયાલો ધરાવનારા મોટી ભુલમાં ગીરફતાર થયલાં છે. ખુદાના કુદરતી કાનુનો પર નઝર નાખવાથી સાફ સાબીત થાય છે કે તે કાનુનો દુન્યા માટે રહેમત તરીકેજ છે છતાં તે રહેમત હમેશા અને દરેક હાલતમાં સહનશીલ તથા નરમ રૂપમાં દેખાવ નથી દેતી બલકે તે દુરઅંદેશ તબીબ તરીકે કોઇ વખત મીઠા શરબતના રૂપમાં આપે છે તો કોઇ વખત કડવી દવાના રૂપમાં પીવાડે છે જો કે બેઉ વખત તેની નેમ સરાસર રહેમતજ હોય છે. ખુદાએતઆલા પોતાના તમામ બંદાઓ માટે એવી મોહબત ધરાવે છે કે જેવી આપણે આપણા તમામ અવ્યવો માટે ધરાવીએ છીએ. એનો તો કોઇ ઇનકાર ન કરી શકે કે આપણા માહેલા દરેકને પોતાના તમામ અવ્યવો વાહાલાં

છે અને અગર કોઈ આપણા એક બાલ બી ઉખેડવાની કોશેશ કરે તો આપણે તેના ઉપર સખત નારાઝ થઇ જઇએ. એ મુજબ આપણી મોહબત આપણા શરીરના તમામ અવયવો માટે એક સરખી રીતે વેંહચાઇ ગઈ છે અને આપણાં સરવે અવ્યવો આપણુને કીમતી છે અને આપણે આપણા કોઇ બી અવ્યવનુ નુકશાન ચાહતા નથી. છતાં અનુભવથી એ સાબીત છે કે આપણે આપણા તમામ અવ્યવો માટે એક દરજ્જાની એક સરખી મોહબત નથી રાખી શકતા. કારણુ તેમાંના કેટલાક અવ્યવો બહુજ નાઝુક તેમ બહુજ શ્રેષ્ઠ હોવાથી તેઓ માટેની આપણી મોહબત તથા સંભાળની ફીકર વધારે હોય છે. તેમજ આપણુને એક અવ્યવ કરતાં જુમલે અવ્યવોની મોહબત વધારે હોય છે તેથી જ્યારે આપણા ઉપર કોઈ એવો પ્રસંગ આવી પડે છે કે જેથી આપણા એક અવ્યવના બચાવ માટે બીજા તેથી ઉતરતા અવ્યવ ઉપર કાંઇ વાઢકાપ કરવાની જરૂર પડે અથવા સદંતર કાપી નાખવું પડે તો આપણે જાન બચાવવા ખાતર જરા બી વીલંબ કરયા વગર તે અવ્યવ ઉપર વાઢકાપ કરાવવા અથવા સદંતર કાપી નખાવવા તૈયાર થઇ જઇએ છીએ. જો કે તે વખતે આપણા દીલમાં એવો રંજ બી થાય છે કે આપણે આપણા એક પ્યારા અવ્યવ પર વાઢકાપ કરયે છીએ અથવા સદંતર કાપી નાખયે છીએ પણ એ ખયાલથી કે નહીકા એ અવ્યવનો બગાડો ફેલાવાથી

તેઓની સાથેજ બીજા ઉતમ અખ્બારો બી રખે બરબાદ થઈ જશે તેથી લાચારીએ કાપી નાખીએ છીએ. એ મુજબ એ હાખલાથી સમજી લેવું જોઈએ કે ખુદાએતઆલા બી જ્યારે જુએ છે કે તેના સત્ય એખત્યાર કરનારા બંદાઓ ઝુલમગારોના હાથોથી હલાક થાય છે અને ઝુલમ વધુ અને વધુ ફેલાતોજ જાય છે તો તે પોતાના સત્ય એખત્યાર કરનારા બંદાઓના જાનની સલામતી માટે વધુ ઝુલમ ફેલાતો અટકાવવા તેને અનુસરતી યોગય યોજનાઓ જાહેરમાં લાવે છે જેથી તે જેમ ચાહે તેમ આસમાનથી યા ઝમીનથી અઝાબ વરસાવી પોતાની નેમ પાર પાડે છે કારણકે તે જેવી રીતે રહેમતથી પુર છે તેવીજ રીતે તે દાનાઈથી બી પુર છે. સરવે તારીફ અલ્લાહતઆલા માટે છે જે તમામ જેહાંનોનો પાલનહાર છે.

---

# THE TEACHINGS OF ISLAM.

BY

## HAZRAT MIRZA GHULAM AHMAD,

**The Promised Messiah and Mahdi, and Founder of the Ahmadiyya Movement, Qadian.**

This book deals with the following five fundamental doctrines of religion from the Muslim point of view:—(1) The physical, moral and spiritual conditions of man, (2) the state of man in the after life, (3) the real object of of the existence of man and the means of its attainment. (4) the effect of actions in the present life and the life to come, (5) the sources of Divine knowledge.

---

## OPINIONS.

*Theosophical Books Notes*:—" The best and most attractive presentation of the Faith of

Muhammad which we have yet come across."

*The Indian Spectator*:—"An exposition of the teachings of the Koran in a very attractive form......there is nothing disputatious and nothing which is not drawn direct from the Koran."

*The English Mail*:—"A summary of really Islamic ideas."

*The Indian Review*—"A very entertaining and pleasant reading, lucid, comprehensive and philosophical......evokes admiration. The book deserves to be in the hands of every Muhammadan student and also in the libraries of those who wish to know something of Muhammadan religion."

*The Spiritual Journal, Boston*:—"Pure Gospel."

*The Bristol Times and Mirror*:—"Clearly it is no ordinary person who thus addresses himself to the West."

*The Muslim Review* :—"The reader will meet with many true, profound, original and inspiring ideas which would interest the Muslims and non-Muslims alike. Strongly commended."

*The Scotsman* :—"Sure of a welcome by the students of comparative religion."

**Price Re 1-4 or 1s. 8d. net.**

To be had from THE MANAGER,

*"Review of Religions,"*, *Qadian*, (*Punjab.*)

---

# *The Review of Religions.*

---

**A monthly magazine dealing with important religious questions, offering a fair and impartial review of the prominent religions of the world and removing all misconceptions about Islam.**

**Alex. R. Webb. New Jersey, U. S. A.:—**

"Its articles are well written, thoughtful and clear expositions of spiritual truth"

"It is doing a glorious work."

**Professor Houtsma, Editor-in-Chief of the Encyclopædia of Islam** :—"Extremely interesting."

**Count Tolstoi** :—"The ideas are very profound and very true."

**Review of Reviews, London** :—"Western readers interested in the subject of the vitality of Muhammadanism should subscribe to the 'Review of Religions'"

**Miss Mary A Hunt, Illinois, U. S. A.** :—"Every number is highly interesting and reveals the false conceptions regarding the Islam Faith that are proclaimed from pulpit and Press of these so-called civilised nations of the world."

Annual subscription, (English Edition) Rs. 5 for India and Rs. 6-8 or 8/8 for foreign countries; (Urdu Edition, Rs. 2 for India and





---

## *Useful Books*

by the second successor of the Promised Messiah, explaining the need and object of the Ahmadiyya Movement, pp. 89. 0—8—0

3. Islam and other Faiths, by Hazrat Mirza Bashir-ud-Din Mahmud Ahmad, second successor of the Promised Messiah, pp. 52 ...... 0—6—0

4. What the Ahmadiyya Movement has done for the Government, by M. Sher Ali, B. A., pp. 20 0—2—0

5. What distinguishes Ahmadees from Non-Ahmadees, by M. Sher Ali, B. A, pp. 14. ... ... ... 0—2—0

6. The Message of Peace, the last writing of the Promised Messiah, pp. 36 ... ... ... ... 0—2—0

7. The Imam of the age, a challange to Ahmadees with a reward of Rs. 10000. 0—2—0

---

